## આ લેખકનાં પુસ્તકો

**અનુવાદિત**

દોન ધ્રુવ
પશ્ચિમના સમરાંગણે
અહંકાર

**મૌલિક**

જીવનનું ઝેર
પૃથ્વીનો પહેલો પુત્ર

**બાલસાહિત્ય**

દરિયાના મામલા
ભરદરિયે
શંકરાચાર્ય
નાનાં છોકરાં
જંગલમાં મંગલ

**આરોગ્ય**

ઉપવાસ : કેમ અને ક્યારે ?

ભારતી-પ્રકાશન : ૬૧

# પૃથ્વીનો પહેલો પુત્ર

લેખક
શ્રી. હરજીવન સોમૈયા



ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી : અમદાવાદ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ : મુંબઈ

# લેખક તરફથી

આ નવલકથા માનવ અને પૃથ્વીના આદિ ઇતિહાસના એક એવા પ્રકરણ ઉપર લખાઈ છે કે જેની અંદરની હકીકતોને પુરવાર કરવી તે ઘણું કઠણ કામ છે. જ્યાં અત્યારે હિંદી મહાસાગરનો વિશાળ જલપટ અને દક્ષિણધ્રુવપ્રદેશના શાશ્વત હિમથરો પથરાયા છે અને જેનું તળિયું હજી ખંખોળવું જરાય સુલભ થયું નથી ત્યાં તે પાણી અને હિમને સ્થળે એક દિવસ ફળદ્રુપ ભૂમિ અને વિકસતી અને વિલસતી માનવ અને પ્રાણીસૃષ્ટિ હતી એવી કલ્પના વિવિધ વાચનમાંથી મારામાં સંસ્કારરૂઢ થઈ, અને પછી કલ્પનાએ આગળ ચાલીને તે ભૂમિ અને તે સૃષ્ટિ ઉપર એક સમાજ અને એક સંસ્કૃતિ જોઈ—એમાંથી આ નવલકથાનો ઉદ્ભવ થયો.

મારી આ કલ્પના ઇતિહાસસંશોધનની નીચેની બાબતોને આભારી છે.

દક્ષિણ હિંદ અને આફ્રિકાની પૂર્વેનો માડાગાસ્કર બેટ એક દિવસ એક અખંડ ભૂમિખંડથી જોડાયલા હતા અને અરબીસમુદ્રમાં આજે દેખાતા નાનામોટા બેટો એ ખંડમાં સમાઈ ગયેલા ભાગો હતા એ

માન્યતા તો હવે લગભગ સિદ્ધ જેવી અને બહુ પ્રચલિત છે. એવી જ રીતે બંગાળના ઉપસાગરમાંના બેટો—જાવા, સુમાત્રા વગેરે—પણ એક-મેકથી જોડાયલા અને એક અખંડ ભૂમિના ભાગો હતા એવી માન્યતા પણ સહેજે સ્વીકારી લેવાય છે. આ પછી સ્વતઃ એવી કલ્પના કેમ ન થઈ શકે કે દક્ષિણ હિંદ, હિંદી મહાસાગર અને બંગાળી ઉપસાગર-માંના ટાપુઓ અને દક્ષિણ આફ્રિકા—એ બધાનો મળીને એક વિશાળ ભૂમિખંડ એક કાળે થતો હોવો જોઈએ? મેં એ કલ્પના કરી લેવામાં વાંધો ન જોયો.

હવે, એ ભૂમિખંડ ઉપર કોઈ સંસ્કૃતિ કે સમાજ હતો તેની કલ્પના નીચેની બાબત પર આધાર રાખે છે.

ઈ. સ. ૧૯૨૧માં દક્ષિણ આફ્રિકાના રોડેશિયા પ્રાંતમાંથી બ્રોકન હિલ નામના સ્થળેથી એક ખોપરી મળી આવી. તજ્જ્ઞોએ સંશોધનને અંતે જાહેર કર્યું કે એનું આગલું મગજ પાછલા મગજ કરતાં આજથી વીસ હજાર વર્ષ પર યુરોપમાં થયેલી મનાયેલી નર–વાનરજાતિ ન્યાન્ડરથૅાલ જાતિના મગજની સરખામણીએ મોટું હતું અને તેની કરોડ પણ ન્યાન્ડરથૅાલની કરોડની સરખામણીએ વધુ સીધી હતી. આ જ જાતિનાં માનવટોળાંઓએ ન્યાન્ડરથૅાલ જાતિનાં ટોળાંઓ પર આક્રમણ કર્યું હતું. આ પરથી એવો મત તારવાયો કે ન્યાન્ડરથૅાલ જાતિ એ કંઈ પ્રથમ માનવસદૃશ જાતિ નહોતી, એ જ કાળમાં એના કરતાં માનવસ્વરૂપની વધુ નજીક આવતી જાતિ પણ હતી અને એનું અસ્તિત્વ દૂર દક્ષિણે પણ હતું.

એચ. જી. વેલ્સ પોતાના 'A Short History of the World'માં લખે છે: એશિયામાં, આફ્રિકામાં અથવા આજના સમુદ્રમાં ડૂબી ગયેલ પ્રદેશમાં સાચા માનવસ્વરૂપના વધુ વિકસિત અને વધુ પ્રાચીન અવશેષો હોવાનો સંભવ છે. અને શકયતઃ ૪૦

હજાર વર્ષ પહેલાંના આ (દક્ષિણના) જંગલીઓ એટલા બધા માનવ-સદૃશ (human) હતા કે તેઓ ચિત્ર, રંગ, સુતારી વગેરે કલામાં આશ્ચર્યકારક કામ કરતા. ... ... ૧૨-૧૫ હજાર વર્ષ પહેલાં સ્પેનમાં અને આજે ડૂબી ગયેલા ભૂમધ્યભૂમિપ્રદેશમાં વસતા ક્રો-મેગ્નન લોકોએ ખેતી શરૂ કરી હતી, પશુ પાળ્યાં હતાં, ટોપલા બનાવ્યા હતા અને કુંભારકામ કર્યું હતું, પણ ભૂમધ્યરેખાની દક્ષિણનું આફ્રિકા સ્પેન કરતાં તદ્દન જુદી જ રીતે વિકાસ સાધતું હતું. ... ... દસ હજાર વર્ષ પહેલાં કે જ્યારે એશિયા ઉત્તર અમેરિકા સાથે જોડાયેલ હતું અને આજના સ્ટેપ અને રણના પ્રદેશો ફળદ્રુપ હતા ત્યારે દ્રવિડ પ્રજા હતી; દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ એશિયાના ઘણા ગરમ દેશોમાં પ્રાચીન હબસી જેવા લોકોના અવશેષો હતા.

આટલી બાબત તો અહીં નોંધવા લેખે જ રજૂ કરી છે. પણ આ જાતનાં વિધાનો મારા વાંચવામાં એટલી બધી વાર, એટલે બધે ઠેકાણે આવેલ છે કે જેણે મારા મગજ પર એવો સંસ્કાર પાડ્યો કે મને ચોક્કસ લાગ્યું છે કે દક્ષિણ મહાસાગરમાં એક વિશાળ અને રસાળ ભૂમિખંડ હતો અને ત્યાં વિવિધ પ્રકારની પ્રાણીસૃષ્ટિ હતી, એટલું જ નહિ પણ નર-વાનરજાતિઓની સાથે સંસ્કારી કહેવાય તેવી માનવસ્વરૂપની જાતિ પણ હોવી જોઈએ. આ કલ્પનાને ખોટી ઠરાવે તેવું હજી મારા વાંચવામાં ક્યાંય આવ્યું નથી.

આ નવલકથામાં આ ઉપરાંત પણ બીજી કેટલીક બાબતો છે કે જે કંઈક પણ ઐતિહાસિક કે વૈજ્ઞાનિક આધાર માગે. જેમકે, આમાં મેં વાપરેલી નર-વાનરની સંકેત કે ઉદ્ગારભાષા અને માનવની શબ્દભાષા, શરીરરચના અને સ્વભાવનું વર્ણન; એ દક્ષિણભૂમિખંડ પરનો પ્રલય; પ્રલયમાંથી નાસી છૂટેલાં માનવ અને બીજાં પ્રાણીઓનું દક્ષિણ અમેરિકા અને દક્ષિણ આફ્રિકામાં પહોંચી શકવું અને ત્યાં સમાજ

બાંધવો; એ કાળના માનવનાં વિચારો અને વૃત્તિઓ વગેરે. નર-વાનરની ભાષાને મેં વાંદરાની જ ભાષા કહી છે, કારણ કે જેમ ભાષા વિનાનું બાળક વાંદરાની પેઠે જ જુદી જુદી જાતની ચીસો દ્વારા હર્ષ-શોક વગેરેની લાગણીઓ બતાવે છે તેમ ભાષા વિનાનો નર-વાનર પણ કરે છે—એ માનવઉત્ક્રાન્તિનું બાળક જ છે. એ ભાષા માટે મેં 'પોપ્યુલર મિકેનિક્સ મૅગેઝિન'ના જૂન ૧૯૩૩ ના 'ધી મિસ્ટરી ઑફ એનિમલ સ્પીચ'ના લેખનો વિશેષતઃ આધાર લીધો છે. પણ ભાષાની બાબતમાં સર્વ સ્થળે એક જ અનુભવ થવો શકય નથી. ઉપરોક્ત માસિકના ઉક્ત લેખમાં એક વાત એવી લખાઈ છે કે કાગડાઓ કયાંક ખાવાનું જુએ તો પોતાની નાતનાઓને નિઃસ્વર-સંકેતથી બોલાવે છે, જ્યારે આપણો અનુભવ એવો છે કે તેઓ 'કા-કા' એવો અવાજ કરીને બીજાને બોલાવે છે. એટલે એ લેખમાંનાં વિધાનોને હું કોઈ કોઈ જગ્યાએ સંપૂર્ણપણે નથી પણ અનુસર્યો. માનવની જુદી જુદી જાતો એકમેકની ભાષાઓ બહુ જ થોડા સમયમાં સમજતી થઈ જતી એવું એક પાત્રના પ્રસંગ પરથી જ મેં કહ્યું છે, તે મારી એ માન્યતા પર આધાર રાખે છે કે કુદરતની વધુમાં વધુ નજીક રહીને વિકાસ પામેલી ભાષાઓ વચ્ચે બહુ અથવા ખાસ અંતર નથી હોતું. જેમ પક્ષીઓની કે પશુઓની જુદી જુદી જાતિઓ વચ્ચે ભાષાનો ફરક નથી હોતો, હોય છે તો બહુ જ ઓછો હોય છે, વાંદરાંઓની જુદી જુદી જાતિઓ એકમેકની ભાષા જાણતી હોય છે, તેમ વનસૃષ્ટિની જુદી જુદી માનવજાતિઓની ભાષાઓ વચ્ચે પણ ઓછો જ ફરક હોય-બહુ જલદીથી એક જાતિની ભાષા બીજી જાતિ જાણી લઈ શકે.

શરીરરચના, સ્વભાવ, સાંસ્કૃતિક વિકાસ વગેરે સંબંધે તો ઐતિહાસિક સંશોધનોનો જ આધાર લીધો છે. એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા (પ્રથમ ગ્રંથ)નો 'એન્ટિક્વિટી ઑફ ધ વર્લ્ડ'વાળો લેખ, 'કુમાર'માં આવેલા પ્રસંગોપાતના લેખો, 'આઉટલાઈન ઑફ મૉડર્ન

૨૩૯૮૧

નોલેજ'ના 'એન ઇન્ટ્રોડકશન ટુ એથ્નોલોજી', 'અચીવમેન્ટ ઑફ આર્કિયોલોજી', 'સાયન્સ ઑફ હિસ્ટરી', 'મોડર્ન જ્યોગ્રાફિકલ આઈડિયાઝ' વગેરે લેખો અને પુસ્તકોમાં 'આર્ટિક હોમ ઇન વેદસ' (લોકમાન્ય તિલક), 'શોર્ટ હિસ્ટરી ઑફ ધી વર્લ્ડ' (એચ. જી. વેલ્સ), મૅનકાઇન્ડ ઇન ધી મેઈકીંગ (એમ. સી. બેરેર) અને આ જાતનાં બીજાં પુસ્તકોમાં રજૂ થયેલાં વિધાનો સ્વીકારીને આ નવલકથાનું વાતાવરણ તૈયાર કર્યું છે. મારી પોતાની માન્યતાઓ તો આમાં રજૂ થયેલ છે તે કરતાં ઘણી આગળ જાય છે, પણ તેનો મેં ઉપયોગ નથી કર્યો કારણ કે એ માન્યતાઓ માટે હું બીજાનાં વિધાનો આપી શકું તેમ નથી, અને મારી અતિ સંકુચિત મર્યાદાઓને કારણે એ માટેના પુરાવા તો હું ન જ આપી શકું એ દેખીતું છે, એટલે એને મારે આધાર વિનાની—કેવળ કલ્પનાઓ—માનીને બીજાઓનાં મગજ પર તે ઠસાવવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. જગતની કોઈ પણ બાબતમાં પ્રગતિ ક્રમ ચાલે છે તે સમજાવવા કેટલાક વિદ્વાનોએ જુદી જુદી જાતની રેખાકૃતિઓ દોરી બતાવી છે. કોઈ વિદ્વાન પ્રથમ એક સીધી રેખા દોરી તેને પ્રથમ ભૂમિકા કહે છે અને ત્યાંથી એક શિખરે ચડી અને ફરી નીચે ઊતરી પ્રથમ ભૂમિકા પર આવી ઊભતી, ફરી પ્રથમ-વારના શિખર કરતાં જરા વધુ ઊંચા શિખર સુધી ચડી અને ફરી પ્રથમ ભૂમિકાએ આવી ઊભતી—અને એ રીતે ક્રમ લંબાવીને એક ચિત્ર તૈયાર કરે છે. દરેક વખતનો ચઢાવ આગલા ચઢાવ કરતાં કંઈક ઊંચો બતાવ્યો હોય છે, પણ અંતે એ ચિત્ર બતાવે છે કે પ્રગતિ (આપણે ઉત્ક્રાન્તિ કહીએ) સર્વોચ્ચ શિખરે ગયા પછી ત્યાં જ સ્થિર થઈ નહિ રહે કે છેક નીચે ઊતરી નહિ આવે, પણ સહેજ નીચે આવશે કે જે સ્થાન એની પહેલાંના શિખર કરતાં કંઈક ઊંચે હશે. આ એક માન્યતા છે. બીજી માન્યતામાં ઉત્ક્રાન્તિનો ક્રમ પહેલીના જેવો જ ચડ-ઊતરનો હશે પણ તેનો અંત છેક ઊંચે જઈને પછી થોડું ઊતરવાનો નહિ પણ પ્રથમથી જ આગલા કરતાં થોડી નીચેની સપાટીએ

રહેવાનો હશે. પણ આ બે કરતાં તદ્દન જુદી એવી એક માન્યતા થઈ શકે કે, ઉત્ક્રાન્તિનો ક્રમ એક બિંદુમાંથી શરૂ થઈ એક ઉપર એક ચડતાં વર્તુલોનો હોય. આમાંથી એવું સૂચન થાય કે, દરેક શ્રેણી આગલી શ્રેણી કરતાં ઊંચે ગઈ હોય અને એનું પતન થાય ત્યારે તે આગલી શ્રેણી કરતાં નીચે પણ ઊતરી હોય. અમુક અમુક કાળે એ શ્રેણીઓ એ બિંદુ પર પણ આવી ઊભે કે જે એક જ રેખાનાં જ હોય. આજની આપણી સંસ્કૃતિમાંથી આપણને આ જ વસ્તુ જોવા મળે છે. આમાં આપણે એમ નહિ કહી શકીએ કે ભૂતકાળની અમુક સંસ્કૃતિ તો કેવળ ' જંગલ સંસ્કૃતિ ' જ હતી. સંભવ છે કે આજની આપણી સંસ્કૃતિ કોઈ અદીઠ ભૂતકાળની કોઈ સંસ્કૃતિ કરતાં નીચી પણ હોય, અથવા આજના જેવી સંસ્કૃતિ ભૂતકાળમાં પણ હશે એમ કહી શકાય. આજની અને તે કાળની સંસ્કૃતિ વચ્ચે સ્થાનભેદ હોય પણ સપાટીભેદ તો નહિ.

એટલે, જો આપણે એવું શોધી શકીએ કે, પૃથ્વી પર અમુક સ્થળે ભૂમિખંડ હતો, ત્યાં અમુક જાતની શારીરિક રચનાના લોકો હતા; તો આપણે એ પણ કલ્પી શકીએ કે ત્યાં અમુક પ્રકારની સંસ્કૃતિ હતી અને તે આપણી સંસ્કૃતિ સાથે બરાબરી કરી શકે અથવા તેનાથી ચડી પણ જાય.

આ નવલકથામાં મેં રજૂ કરેલી માન્યતાઓ અને કલ્પનાઓ આ દૃષ્ટિએ જોતાં ઇતિહાસને હરકતકર્તા નહિ નીવડે એવું લાગશે.

આપણી ભાષાની તો ક્યાં વાત કરવી, પણ પરદેશની ભાષાઓમાં પણ આ જાતની નવલકથાઓ બહુ લખાતી નથી—મને એવી એક પણ વાર્તા નમૂના તરીકે પણ વાંચવા મળી શકી નહિ. ' વન મિલિયન બી. સી. ' ( દસ લાખ વર્ષ પૂર્વે ) નામની એક અંગ્રેજી ફિલ્મ જોવા મળી ખરી, પણ એમાંથી દસ લાખ વર્ષ પૂર્વેના માનવોનો જોઈએ

તેવો ખ્યાલ આવતો નહોતો. કહેવાની જરૂર નથી કે એ ફિલ્મનાં વાર્તા અને વાતાવરણથી આ નવલકથાનાં વાર્તા અને વાતાવરણ તદ્દન જુદાં જ છે. આ સ્થિતિમાં મારી આ નવલકથામાં જો ક્યાંય દોષો હોય તો સુજ્ઞ વાચકોએ તે દરગુજર કરી લેવા જોઈએ. નવલકથાની કલા, પાત્રવિધાન વગેરેમાં હું કેટલો સફળ થયો છું તે તો નવલકથા તરત કહી દેશે. એ ત્રુટિઓ ક્ષમ્ય ન ગણાય એ વાત સાચી હોવા છતાં, લેખક પ્રત્યે સમભાવની દૃષ્ટિ હોય તો, તે નભાવી લેવાય તેવી ગણાય—એ રીતે લેખકને પ્રોત્સાહન આપી શકાય. આમાંની ત્રુટિઓનું મને પૂરું ભાન છે, અને જે ત્રુટિઓ મારા જાણવામાં નથી આવી તે સમભાવી વિવેચકો પાસેથી જાણીને તેમનો હું ઉપકૃત થઈશ.

હરજીવન સોમૈયા

અ નુ ક્ર મ

# પૃથ્વીનો પહેલો પુત્ર

## ખંડ પહેલો : પ્રકૃતિ



## ખંડ બીજો : પુરુષ



# ઉષા ઊગી



# શામ્પુને ખોળે

૧

# શીશ અને શીશનું ઘર

**પવન** ફૂંકાતો હતો. એનાથી ઝાડનાં પાન ખખડતાં હતાં અને ખરીને નીચે પડતાં હતાં. ડાળીઓ પણ ડોલતી હતી અને કોઈક કોઈક વાર કોઈક ડાળી કડડ અવાજે તૂટીને નીચે પણ પડતી હતી.

એક મોટું તોતિંગ ઝાડ હતું. તેની ડાળીઓમાં કેટલીયે પાતળી ડાળીઓ ફૂટીને દોરડાંની પેઠે લટકતી હતી. એ લટકતી ડાળીઓમાંથી પણ અનેક ડાળો ફૂટી હતી. પવન આવતો, એ ડાળોને ડોલાવતો અને ડાળો એકમેક સાથે મળતાં અંદર અંદર ગૂંચાતી. આમ ગૂંચાતાં તેમાંથી મોટું શીકું હોય તેવું બની ગયું. એને શીકું કહો, પિંજર કહો કે ઝૂલો કહો—તેમાં ઝૂલતાં ઝૂલતાં પવન અને પાનનું સંગીત સાંભળતાં સાંભળતાં શીશ અને સૂંહ મીઠી ઊંઘ લઈ રહ્યાં હતાં.

શીશ કાંઈ આ ઝૂલાનો બનાવનાર નહોતો—એવી એનામાં બુદ્ધિ પણ નહોતી, એ તો આ ઝૂલાની શોધ કરનાર જ માત્ર હતો. એક દિવસ અકસ્માત જ એનાથી એ શોધ થઈ ગઈ. સામાન્ય રીતે તો એ ગમે ત્યાં સૂઈ રહેતો. ઊંઘ આવવા લાગે ત્યારે જે સ્થળે તે હોય તે સ્થળે જ શરીર લંબાવી દેતો. એને કોઈ પાથરણાની જરૂર નહોતી, કંઈ ઓઢવાની સમજ નહોતી, જાનવરથી બચવા માટે કોઈ સુરક્ષિત સ્થાન જોઈએ એવી પણ એને હજી પૂરી સમજ નહોતી.

એ એક સુધરેલો વાંદરો હતો. વાંદરાની જાતથી એ કંઈ બહાર નહોતો નીકળી ગયો, છતાં એના હલનચલનમાં અને એના દેખાવમાં અને કંઈક એના મગજમાં એ વાંદરાથી જરા જુદો પડતો હતો. એ વા-નરની કોટિમાં આવ્યો હતો, એ વાનર-માનવ હતો.

એની કરોડ બીજાં વાંદરાંઓ કરતાં ઘણી સીધી હતી એટલે એ ટટાર ઊભો રહી શકતો હતો. એના હાથ થોડા ટૂંકા થયા હતા એટલે ચાર પગે ચાલવા કરતાં બે પગે ચાલવું એને વધારે ફાવતું હતું—એ એને ગમતું પણ હતું. ફળો માટે એ ઝાડે ઝાડે ફૂદકા મારતો નહિ; જમીન પર ચાલવાનું વિશેષ પસંદ કરતો; જમીન પર ફળો પડેલાં મળે તો તે ખાતો, પણ ઘણીવાર પથરો મારીને ઝાડ પરથી ફળો તોડીને નીચે પાડીને પણ ખાઈ શકાય તેવી સમજ એને આવી ગઈ હતી. વાંદરાંઓ કરતાં એમ તો એનું આગલું મગજ મોટું હતું. એનું નાનું જડબું હજી પૂરતું છૂટું થયું નહોતું એટલે ફરી ન શકતું તેથી એને ભાષા નહોતી, પણ તે વાંદરાંઓ કરતાં વધુ ઉચ્ચારો બોલી શકતો હતો.

એ ક્યાં જન્મ્યો, ક્યારે જન્મ્યો, કોનાથી જન્મ્યો એની એને કાંઈ સમજ નહોતી. જંગલમાં કોઈક બે જાતનાં પ્રાણીઓનાં ટોળાં લડતાં અને પછી તેમાંથી એક જાતનાં પ્રાણીનું ટોળું નાસતું એવું એ જ્યારે જોતો ત્યારે એક બીજું દૃશ્ય ઝાંખું ઝાંખું એના મગજમાં ઊભું થતું. ત્યારે એને લાગતું કે પોતે આ કે આવા કોઈક જંગલમાં અને એના કરતાંય ઓછી અક્કલવાળાં લોકોની સાથે જન્મ્યો હતો. એ લોકો બીજાં લોકો સામે ટકી ન શકતાં ભાગી ગયાં હતાં અને પોતે નાનો હોવાથી એકલો રહી ગયો હતો. એ એની મેળે મોટો થયો હતો. ઝાડ ઉપર તો એ ચડવાનું સમજ્યો નહોતો પણ નીચે પડેલું કંઈ મળે તો તે ખાઈ લેવાની પ્રેરણા એનામાં હતી. કાંઈ ઓઢવા-પાથરવાની તો એને જરૂર જ નહોતી જણાઈ કારણ કે એના

શરીર પર જે રૂંછાં હતાં તે વાંદરાંઓના વાળથી બહુ થોડાં—ઓછાં—હતાં. જ્યારે જમીન પર પડેલું કંઈ ન મળે ત્યારે એ મૂંઝાતો. એવી મૂંઝવણમાં એ અકળાયેલો હોય ત્યારે નજીકમાંથી કોઈક પ્રાણી નીકળે તો ગુસ્સામાં તે એની પાછળ પડી એને પકડે અને એને દાંત ભરાવે. આમ એને પ્રાણીના માંસનો સ્વાદ લાગ્યો. પછી તો એ ઘણીવાર ઇચ્છા કરીને પણ પ્રાણીઓ પકડતો અને એનું ચામડું ઉતેડીને એનું માંસ બટકાવતો. એમ કરતાં એને એની એ ટેવ એવી થઈ ગઈ કે એ પ્રાણીની પાછળ પડીને, પાછળથી એને પથ્થર મારીને પણ, એ પ્રાણીને પાડી દેતો અને પકડી લેતો અને તેના માંસનો સ્વાદ લેતો—પણ આ બધું ભૂખ લાગી હોય ત્યારે જ.

આ વાત કાંઈ આજની નથી. આ વાત છે એ કાળની કે જે કાળે આજની દુનિયાનું સ્વરૂપ તદ્દન જુદું જ હતું. આજે જ્યાં દક્ષિણ અને હિંદી મહાસાગર છે ત્યાં મોટો દક્ષિણખંડ પડ્યો હતો. એ મહાવિશાળ ખંડમાં અનેક પ્રકારની પ્રાણીસૃષ્ટિ વસતી હતી. એની વનસૃષ્ટિની પણ અનેક શ્રેણીઓ હતી. એમાં ઇતિહાસની સર્વકાળની સર્વસંસ્કૃતિનાં પ્રતિનિધિતત્ત્વો વસ્યાં હતાં. એમાં વાનર—માનવ હતા, કલા અને વિજ્ઞાનમાં સુંદર કામગીરી કરનાર માનવીની જાત પણ હતી. એમાં લીલી શેવાળનું પણ જીવન હતું અને ચારસો ફૂટ ઊંચાં અને ફળથી લચેલાં વૃક્ષોનું પણ જીવન હતું. એમાં હરણ અને સસલાંને મળતી જાતો હતી અને મહાકાય સર્પો, ગરોળીઓ, કરોળિયાઓ, વરાહો અને મમ (Mamal) પણ હતાં.

શીશ અને શીશનું ઘર એ સૃષ્ટિની એક બાજુ હતી.

શીશના શરીરમાં તરવરાટ તો વીજળી જેવો હતો. એને સળવળ્યા સિવાય ચાલે જ નહિ. વાંદરાંઓ પ્રથમ તો એની સાથે ભળવા આવતાં પણ પછી એમણે એનો સાથ છોડી દીધો. શીશ તો કોઈ વખત નજરે ચડતા પ્રાણીની પાછળ પડી, ઝડપથી દોડી, તેને

પકડી તેને ચૂંથવા લાગતો ને એના શરીરમાંથી પોતાના દાંતથી માંસના લોચા કાઢી તે ચાવવા લાગતો. વાંદરાંઓને કંઈ પથરા ફેંકીને ફળ પાડવાની કે પ્રાણીને મારવાની ટેવ નથી હોતી એટલે તેઓ, શીશ ભલે ને તેમના જેવો દેખાતો હતો છતાં પણ, તેનાથી દૂર જ રહેવા લાગ્યાં. આખરે શીશ અને એમની જાત જ જુદી થઈ ગઈ.

શીશ બહુ તોફાની હતો, પણ શીશનાં લક્ષણો શીશને જ ભારે પડતાં હતાં. એક દિવસ એ એક ઝાડ પર ચડયો હતો. ઝાડ ખૂબ ઊંચું હતું. પાંચ જણની બથમાં પણ મુશ્કેલીથી સમાય તેવું જાડું થડ હતું. ઉપર મોટી મોટી ડાળીઓ હતી. મોટી ડાળીઓમાંથી નાની ડાળીઓ વડવાઈઓની પેઠે નીચે ઝૂલતી હતી. માથે હાથ દઈને અમસ્થો જ શીશ એક મોટી ડાળી પર બેઠો હતો. અચાનક એની નજર એક ચમકતી વસ્તુ પર પડી. એ વસ્તુ એને લીસી લાગી. એની જીભમાંથી એકદમ રસ છૂટયો. એની આંખો ચમકી ઊઠી. એને થયું, એ વસ્તુ મોંમાં મૂકવા જેવી છે. સામી ડાળી ઉપર પેલી વસ્તુ હતી. 'સૂંહ!' કરતો નાકનાં ફોયણાં ચડાવીને એણે પોતાના શરીરને લંબાવ્યું ને પેલી ડાળ પર પડયો. પેલી વસ્તુ જરાક હલી. શીશે તરત એની ઉપર પોતાનો હાથ મૂકયો, પણ ત્યાં તો...એ તો હતો એક મોટો અજગર. ફૂંફાડો મારીને અજગર સામો થયો. લબકારા મારતી એની જીભ જોઈને એની ફેણ પકડવા ઊંચો થયેલો શીશનો પંજો અરધેથી જ ખચકાઈ ગયો. પણ ત્યાં તો અજગર એની ઉપર આવ્યો. શીશની તો આંખો જ ફાટી રહી. દૂર ખસવા ભયથી એણે ઊંધી ગુલાંટ ખાધી ને સરર અને ખડખડ જેવા અવાજ સાથે એ નીચે ગયો. એ કયાં ગયો તેની અજગરને તો ખબર ન પડી પણ શીશને પોતાનેય ખબર ન પડી.

કેટલીયે વાર પછી શીશે જ્યારે આંખો ખોલી અને બેઠા થવાનો એણે પ્રયત્ન કર્યો ત્યારે એને પોતાનું શરીર બંધાયેલું લાગ્યું. ખભા

હલાવી, વાંસો ઊંચો કરી એ બેઠો થયો તો એને લાગ્યું કે એ કશાકમાં ફસાયેલો હતો. એ ઊભો થવા ગયો તો એ ડોલવા લાગ્યો. એને આશ્ચર્ય થયું. એની ચારે પાસે એના શરીરને બાંધી લેતી હોય તેમ ડાળીઓ લટકતી હતી. તેણે એક ડાળીને પકડી અને તેની ઉપર ચડવા માંડયું. માથું આમ ખેસવી, તેમ ખેસવી, એ ઉપર આવ્યો. જોતાં આશ્ચર્યથી એનું મોં ફાટી રહ્યું. કયાં હતો એ? આ તો આવી મોટી ડાળી. ત્યારે આ નીચે? એ તો અનેક નાની નાની લટકતી ડાળીઓનું જાળું હતું. ડાળીઓ નીચેથી એવી ગૂંચવાઈ ગઈ હતી અને ઉપરથી એમની વચ્ચે એવી જગ્યા રહી હતી કે એમાંથી સરકીને નીચે જનાર જમીન પર ન પહોંચતાં એની અંદર જ ઝૂલી રહે. શીશ તો આ જોઈને ખૂબ જ આશ્ચર્ય પામ્યો. એ બીતાં બીતાં ફરીથી નીચે ઊતર્યો. નીચે ડાળીઓ જ્યાં ગૂંથાઈ ગઈ હતી ત્યાં બેસીને એણે પોતાનું શરીર ઝુલાવ્યું, થોડાક ઠેકડા પણ મારી જોયા, પણ એ નીચે પડ્યો જ નહિ. એ ફરીથી ઉપર આવ્યો. ફરી આશ્ચર્યથી નીચે જોઈ રહ્યો. ફરી નીચે ગયો. થોડીવાર ત્યાં નચિંત બની આરામથી સૂતો. એને મઝા પડી. પણ પછી એકાએક ભૂખ લાગી એટલે ઉપર ચડી આવ્યો ને ખાવાનું શોધવા માટે ઝાડની નીચે ઊતરી જંગલમાં ભટકવા લાગ્યો. ઝાડના ઝૂલાને એ ભૂલી ગયો. ઊંઘવાને વખતે અકસ્માત ફરીને એ એ ઝાડ નીચેથી પસાર થતો હતો ત્યારે એને ઝૂલાની યાદ આવી ગઈ અને પોતાની રોજની ગુફામાં સૂવા જવાનું માંડી વાળી ઝાડ ઉપર એ ચડી ગયો ને સરકીને ઝૂલામાં બેસી ગયો. એ આખી રાત એને બહુ સારી ઊંઘ આવી. ગુફામાં તો એને કોઈ બીજું પ્રાણી આવી ચડવાની બીક લાગતી અને ઠંડી પણ પડતી, જ્યારે અહીં એવું કંઈ જ નહોતું.

પછી તો આ એનું ઘર થઈ ગયું. થોડી માથાકૂટ કરીને એણે એ ઘરને સૂવા માટે વધુ અનુકૂળ પણ બનાવ્યું.

એટલે કાલે જ્યારે એને પહેલવહેલી સૂંઢ મળી ત્યારે તે એને

હોંશે હોંશે અહીં ઉપાડી લાવ્યો. સૂંઢ પણ આવા ઘરને જોઈને આશ્ચર્યથી એની સામે જોઈ રહી હતી અને પછી બંને સરર કરતાં અંદર સરકીને એકબીજા સાથે ભીંસાઈને સૂઈ ગયાં હતાં.

આજે પવન સખત ફૂંકાતો હતો. ઝાડની મોટી મોટી ડાળીઓ પણ ડોલી ઊઠતી હતી. ગુફામાં આ વખતે હોત તો તેઓ પવનમાં કાં આંધળાં થઈ જાત ને કાં તો ઠંડીથી ઠૂંઠવાઈ જાત. અહીં ઝૂલામાં તો એમને એની કંઈ ખબર જ નહોતી પડતી. ઝૂલો જરા જરા ઝૂલતો હતો પણ તેથી તો ઊલટાની મજા પડતી હતી.

એ મજામાં તેઓ–શીશ અને સૂંઢ–મીઠી ઊંઘ લઈ રહ્યાં હતાં.

# સંસારની શરૂઆત

**શીશની** આંખો મિચાયેલી હતી, એની અંદર નિદ્રાનું ઊંડું ઘેન હતું, પણ એ ઘેનમાં શાંત બનેલું એનું મગજ કાલના પ્રસંગના સ્મરણની સુંવાળી ગોદમાં ગલીપચી અનુભવતું હતું.

કાલે એ અમસ્થો આમતેમ ફરતો હતો. એના* ઝૂલામાં એનું ખાવાનું તો પડ્યું જ હતું એટલે ખાવાનું શોધવાની એને ફિકર નહોતી. એનો ઝૂલો સુરક્ષિત જ હતો એટલે સૂવાની જગ્યાની શોધ પણ એને કરવાની નહોતી. અત્યારે તો ઊંઘી ઊંઘીને પણ એ કંટાળ્યો હતો. સૂર્ય ખૂબ નીચે ઊતરી ગયો હતો, હવે એ આ દક્ષિણની દુનિયામાં થોડા જ દિવસ રહેવાનો હતો. પછી આવવાની હતી લાંબી સંધ્યા અને ત્રણ મહિનાની લાંબી રાત! દર વર્ષે આ અંધારા મહિનાઓ આવતા તે શીશને જરા પણ ન ગમતા, એટલે એનું મન આજથી જ ઉદાસ થઈ ગયું હતું. એને ક્યાંય ચેન પડતું નહોતું. એ અમસ્થો જ ફરતો હતો. એના મગજમાં ઊંડે ઊંડે આછો આછો કોઈકને શોધવાનો વિચાર સૂતો હતો. એ આમતેમ આંખોને ફેરવતો જતો હતો.

એ ચાલ્યો જતો હતો ત્યાં એના કાને ગુર્ર્ર એવો ભયંકર અવાજ આવ્યો. એકદમ એની આંખો ચમકી. સામે જ, બે ઝાડનાં

થડો વચ્ચે, વરાહ જેવા એક મોટા પ્રાણીની ઝીણી આંખોને એણે જોઈ. વરાહ પોતાની મોટી મોટી દાંતૂડીઓને ઉલાળતો ધૂંવાંપૂંવાં થતો આવતો હતો. એના હોઠ ફુત્કાર કરતા પાણી ઉડાડતા હતા. એના નાકનાં ફોયણાં ખૂબ ફૂલી ગયાં હતાં. એનું ભયંકર સ્વરૂપ જોઈને શીશ જ્યાંનો ત્યાં જ એક ક્ષણ તો થંભી ગયો ને પછી પાછો વળીને ભાગ્યો. થોડીક વારે એણે પાછળ જોયું તો વરાહ એની પાછળ નહોતું આવતું, એ કોઈક બીજી તરફ દોડતું જતું હતું. કુતૂહલથી એ ઊભો રહ્યો, ત્યાં તો એની નજર એક હચમચતા ઝાડ તરફ ગઈ. સૂંહ એ ઝાડને જોર કરીને હચમચાવતી હતી. સૂંહને એ ત્યારે તો કંઈ ઓળખતો નહોતો, એને એણે કદી જોઈ પણ નહોતી, પણ એને જોતાં એનું માથું આનંદથી ડોલવા લાગ્યું. એણે એક ક્ષણે માથું આ બાજુ અને બીજી ક્ષણે બીજી બાજુ એમ ફેરવીને જોયું તો વરાહ સૂંહ તરફ ધસ્યું જતું હતું અને સૂંહ એનો સામનો કરવા માટે જ જાણે ઝાડને હચમચાવી જમીનમાંથી જલદી ઉખેડી નાખી તે ઉપાડીને વરાહને મારવા અધીર બની હતી. શીશને કંઈક કરવાની ઇચ્છા થઈ, પણ શું કરવું એ સમજાતું નહોતું એટલે વિકળતામાં એનું શરીર અસ્થિર બની ડોલવા લાગ્યું.

ત્યાં તો એણે જોયું કે સૂંહે ઝાડ ઉખેડી નાખ્યું ને 'હુંબ' કરી એનું જબરું વજનદાર થડ અદ્ધર ઊંચકી વરાહ સામે એ દોડી.

હવે શીશથી ન રહેવાયું. એની પાસે તો કંઈ હતું તો નહિ, છતાં એ વરાહ સામે દોડ્યો. પણ નજીક જતાં વરાહનું ભયંકર રૂપ જોતાં એ અટકી ગયો ને એક ઝાડની પાછળ ભરાઈ ગયો ને સૂંહ શું કરે છે એ જોવા લાગ્યો.

સૂંહ તો દોડી. વરાહ છીંકોટા મારતું દાંતૂડીઓ નીચી નમાવીને ધસ્યું આવતું હતું. એ જરાક છેટું રહ્યું એટલે સૂંહે જોર કરીને ઝાડને ઊંચું કર્યું ને એની ઉપર ફેંક્યું. વજનદાર થડ ઝટકા સાથે

દાંતૂડીઓ ઉપર પડ્યું ને દાંતૂડીઓ નાકમાં પાછો ખસી. દાંતૂડીઓ પોતાના સ્થાનમાંથી ખસતાં જ ત્યાંની ચામડી ચિરાઈ અને લોહીનો ધોરિયો છૂટયો. વેદનાની ચીસ પાડી વરાહ જરા નીચું નમી ગયું પણ પછી તરત જ ભયંકર ફુત્કાર કરી આગલો પગ જોરથી જમીન પર ઠબકારી એણે છાતી ઊંચી કરી માથું જમીનમાં ભરાવ્યું ને ઊછળ્યું. એના પગના ઠબકારાથી ધરતી ધણેણી ઊઠી, માટીનાં પોડાં ઊખડી ગયાં ને ધૂળનો ગોટો ચડયો. અને પછી ભુજાઓ ઊંચી કરી પવનદેવ ધસી આવતા હોય તેમ વરાહ ધસ્યું. એ જોતાં તો સૂંહના મોંમાંથી પણ ચીસ નીકળી ગઈ. એ પાછી ફરીને ભાગી.

શીશની આંખો ફાટી ગઈ. એ ભયથી થરથરી ઝાડ ઉપર ચડી ગયો.

પોતાના શરીરના સૌથી વધુ કોમળ ભાગ પર ઈજા થયેલી હોવાથી વરાહને અપાર વેદના થતી હતી. એની આંખે લાલપીળાં આવી ગયાં હતાં. સામેની દિશાને, સામેની વસ્તુને, એ જોઈ શકતું નહોતું. બેફામ બની સામે જે કોઈ દિશા હોય તે દિશામાં એણે દોડવા માંડયું હતું. શીશે જોયું કે એ તો પોતે જે ઝાડ ઉપર હતો તે જ દિશામાં આવતું હતું. ભયથી એનું મોઢું ફાટેલું રહ્યું. એની આંખો ફાટી ગઈ.

પણ અચાનક એના મગજમાં એક ઝબકારો થઇ ગયો ને એ ઝબ સરખો ઉભડક પગે થઈ ગયો.

ફૂંફાડા મારતું વરાહ બરાબર એના ઝાડ આગળથી નીકળ્યું. શીશને થયું કે હમણાં વરાહ ઝાડને ધક્કો મારીને હલબલાવી દેશે. તરત જ એણે નીચે કૂદકો માર્યો. એ વરાહની ગરદન પર જ બરાબર પડયો. ઊંચેથી કશુંક ગરદન પર પડવાનો ઝટકો અનુભવતાં વરાહ ચમક્યું. ચમકીને માથું ઉલાળી એ ઊલટી દિશામાં ભાગ્યું. શીશે ગરદન પરના વાળ સજ્જડ રીતે પકડી રાખ્યા. નીચું જોઈને વરાહ દોડતું હતું ત્યાં સામે એક મોટું ઝાડ આવ્યું ને એની સાથે એનું

માથું અથડાયું. એ છંછેડાયું. ઊંચું માથું કરી એણે છીંકોટો માર્યો. ગરદન પરના ભારને નીચે પછાડવા એણે ગરદન તરફ દાંતૂડીઓ લંબાવી. તીક્ષ્ણ ધારદાર દાંતૂડીઓને પોતાની સામે તકાયેલી જોઈને શીશની આંખો ફાટી ગઈ, પણ તરત જ એને એક વિચાર સ્ફુરી આવ્યો. એણે પગની આંગળીઓ વચ્ચે વરાહની ગરદનના વાળની મજબૂત પકડ લઈ બંને હાથ ઊંચા કર્યા ને દાંતૂડીઓને આંચકા સાથે પકડી લીધી. સ્થાનથી ઢીલી થયેલી દાંતૂડીઓ આ આંચકાથી હલબલી ગઈ. વરાહે વેદનાની ચીસ નાખી. આનંદથી શીશે જોર કરીને દાંતૂડીઓને ફરી હલબલાવી. દાંત ભીંસીને એ એને હલબલાવવા જ લાગ્યો. વરાહ વેદનાથી ગાંડું બની ચક્કર લેવા લાગ્યું પણ એના જોર સાથે પોતાનું જોર મેળવી શીશે દાંતૂડીઓને વધુ હલાવી. લોહીની ધારાથી ઘાસ–ઊગેલી લીલી જમીન કાળી થઈ ગઈ. અગ્નિની ઝાળ જેવી તીખી ચીસોથી વરાહનો કંઠ બળવા લાગ્યો. દાંતૂડીને શીશની પકડમાંથી છોડાવવા એણે જોરથી એક આંચકો માર્યો, પણ એ આંચકાથી તો આંચકા સાથે જ દાંતૂડી એના નાકની ચામડીને ચીરીને છૂટી થઈ ગઈ. એની સાથે જ માંસનો એક મોટો લોચો બહાર ખેંચાઈ ગયો ને મગજમાંથી લોહીનો ધોધ છૂટચો.

વરાહની હવેની ચીસો જંગલને દૂર દૂર સુધી ગજવનારી હતી. દૂર ઝાડ પર ચડી જઈને આ દિશામાં નજર નોંધી રાખીને બેઠેલી સૂંહ આશંકાથી એ સાંભળીને કંપી રહી હતી.

વરાહનું મગજ ખાલી થવા માંડયું હતું. એને કશું ભાન નહોતું રહ્યું. એ હવે લથડિયાં ખાતું હતું. શીશે પોતાના હાથમાં આવેલી દાંતૂડીની અણી વરાહના એક પડખામાં ભોંકી, ભોંકીને પાછી બહાર કાઢી. ઊંડા જખમમાંથી લોહી ધખધખ વહેવા લાગ્યું, પણ વરાહનું જાણે આખું અંગ જ ખોટું થઈ ગયું હોય તેમ આગલી ભયંકર વેદનામાં આ નવા ઘાની વેદનાની એને અસર પણ ન થઈ. શીશે ફરી ફરીને બંને પડખે દાંતૂડીના ઘા કર્યા. વરાહનો દેહ સાવ શક્તિહીન બની ગયો. એ થોડીવાર જરા જરા ડોલતો ઊભો રહ્યો ને પછી ધબ્બ એવા

મોટા અવાજ સાથે નીચે પડ્યો. છલાંગ મારીને શીશ બીજી તરફ કૂદી પડ્યો. વરાહને એની કાંઈ જ ખબર નહોતી. થોડીવાર એ પગ અને પૂંછડી ધીમે ધીમે પછાડતું રહ્યું ને પછી તદ્દન શાંત થઈ ગયું.

શીશ હાથમાં દાંતૂડી લઈને સૂંહ હતી તે તરફ દોડ્યો. એને દૂરથી દોડતો આવતો જોઈને સૂંહ એકદમ ઝાડ પરથી નીચે ઊતરી આવી. શીશ પડખે આવીને હસીને એની સામે મલકાતો ઊભો રહ્યો. સૂંહે પણ આંખો ચમકાવીને સ્મિત કર્યું.

'આ–' દાંતૂડીને છેડે ચોંટેલા માંસના લોચાને દેખાડતો શીશ બોલ્યો. સૂંહે તરત જ ત્યાં આગળ પોતાનું મોં લંબાવ્યું ને દાંત ભરાવીને એક બટકું તોડ્યું. શીશે પણ એક બટકું તોડ્યું ને પછી બંને એકમેક સામે જોતાં ને સ્મિત કરતાં એ ચાવવા લાગ્યાં. શીશે સૂંહનો હાથ પકડ્યો ને આગળ ચાલવા માંડ્યું. સૂંહ એની પાછળ ચાલી. બંને ચાલતાં હતાં અને વારાફરતી દાંતૂડી પરનું માંસ તોડીને ખાતાં જતાં હતાં. માંસ પૂરું થયું એટલે સાફ થયેલી ઈંડા જેવા રંગની અને લીસી દાંતૂડી પર શીશે હાથ ફેરવી, આનંદથી આંખો ચમકાવી, સૂંહના હાથમાં તે આપી. સૂંહે એને પોતાના હાથમાં લઈને જોઈ અને મોંના ભાવોથી આનંદ વ્યક્ત કર્યો. દાંતૂડીની અણી જોઈને એણે પડખેથી પસાર થતાં ઝાડના થડને અણી અડકાડી. શીશે માથું ધુણાવ્યું. કોઈ પ્રાણીને એમ મારી શકાય એવો એનો ભાવ હતો.

શીશ સૂંહને પોતાના ગુફા પાસે લાવ્યો. એ જોઈને તો સૂંહ ખૂબ આનંદ પામી.

"સૂંહ! આ–!" – આવીશ મારી સાથે? શીશના ઉદ્‌ગારનો આ ભાવ હતો. સૂંહે માથું હલાવી સંમતિ બતાવી.

સૂરજે પૃથ્વીને અર્ધી પ્રદક્ષિણા લઈ લીધી હતી તે વખતે શીશે ઘર વસાવ્યું–એણે સંસાર શરૂ કર્યો. એના આનંદમાં ઘર બહાર કેવો ભયાનક પવન ફૂંકાતો હતો એની એને લેશ પણ ખબર ન પડી. એણે સુખભરી ઊંડી નિદ્રામાંયે કંઈક મીઠું સ્વપ્ન જોયા કર્યું.

૩

# એ અવાજ!

**સુ**ઉઊઉ ! સુઉઊઉ ! સુઉઊઊઊઊ ......!

પવનના સુસવાટામાં ઝાડની મોટી મોટી ડાળીઓ પણ હચમચી ઊઠતી હતી. એનાં લાંબાં લાંબાં અને ધારદાર પાન તરવારોનાં પાનાં એકમેક સાથે ઘસાતાં હોય તેમ ઘસાઈને ચરચર થતાં હતાં. અવાર-નવાર ચરરરર અવાજે એ પાન ચિરાઈ પણ જતાં હતાં. અવાર-નવાર પાનો ચિરાઈને ડાળીથી છૂટાં પડીને ઊડી પણ જતાં હતાં. વાદળાંમાંથી ઉપરાઉપરી સબક સબક કરતી નીકળતી વીજળી જેવી લાગે તેવાં ઝાડથી છૂટાં પડતાં આ પાન લાગતાં હતાં. ચરર–સુરર કરતાં પાનો એકની પાછળ બીજું એમ ભાગતાં હતાં. સીધાં દોડવા જતાં પાનોને પવન નીચેથી ફૂંક મારીને ઊંચે ચડાવી દેતો હતો. આખું આસમાન ઊડતાં ને આગળ પ્રવાસ કર્યે જતાં પાનોથી લહેરાતા સમુદ્રની સપાટી જેવું લાગતું હતું. બહાર ભાગી જવા મથતા નાના બચ્ચાને રોકવા મથતી સિંહણ જેમ પોતાનો પંજો લંબાવે તેમ ઝાડની ડાળીઓ ઊડી જતાં પાન પાછળ લંબાતી હતી, પણ બીજી જ ક્ષણે પવનનું જોર પાછું હઠતાં તે જાણે પાછી પડી જતી ને પાન ભાગી જતાં.

ઝાડોની બખોલોમાં સૂતેલી મોટી ગરોળીઓ પણ આજના પવનના આ તોફાનથી ચમકી ગઈ હતી. પાણીની અંદર સંતાઈ રહેલ મોટાં જળચરોને પણ પવનનો સુસવાટો પાણીના ખળભળાટ મારફત સંભળાયો હતો અને તેઓ પાણીમાં ઊંડે ઊતરી ગયાં હતાં.

પૃથ્વીના મધ્યભાગથી ખૂબ દક્ષિણે આવેલી દક્ષિણપ્રદેશની આ ભૂમિની ક્ષિતિજ પર સૂર્ય હમણાં છએક મહિનાથી ચોવીસે કલાક પ્રદક્ષિણા ફરતો હતો. એક પ્રદક્ષિણા પૂરી કરીને એ જ્યારે કાલના મૂળ સ્થાન પર આવ્યો ત્યારે શીશ અને સૂંહને ઊંઘ્યે આઠ-દસ કલાક થઈ ગયા હતા, પણ એ બંને તો હજીયે ઊઠતાં નહોતાં. રોજ સૂરજ પોતાનાં કિરણો હસતી-ખીલતી સૃષ્ટિ પર પાથરતો હતો. આજે એ સૃષ્ટિનું સ્વરૂપ ઘણું બદલાઈ ગયું હતું. ઘણાં વૃક્ષો નાગાં થઈ ગયાં હતાં. એ વૃક્ષો પર સુનારી જીવસૃષ્ટિ પણ વૃક્ષો પરથી નીચે પટકાઈ પડી હતી. સૂરજને પ્રકાશવાનો આનંદ મળે તેવું રોજનું સ્થાન તો આજે નહોતું, પણ બદલામાં તેને એક નવું સ્થાન મળ્યું હતું—શીશ અને સૂંહના ઝલા ઉપર એ આનંદની આશામાં એણે પોતાનાં કિરણો છાંટવા માંડયાં. પૃથ્વીના આ ભાગ ઉપર એ છેલ્લાં કિરણો એ નાખતો હતો. કાલથી છ મહિના માટે ફરી એ અહીં આવવાનો નહોતો. એ છ મહિને ફરી આવશે ત્યારે કોણ જાણે આ પ્રદેશનું શું થયું હશે—આ વિચાર આવતાં સૂર્ય પોતાનું તમામ હેત આજે અહીં ઢોળી રહ્યો હતો.

પૃથ્વી પર પડ બંધાયું ને મૂક પ્રાણીસૃષ્ટિનો ઉદય થયો, મોટાં પ્રાણીઓ થયાં ને વાતાવરણમાં તેમના કંઠનો શબ્દ પથરાયો ને એ શબ્દમાંથી માનવની જાતનું પ્રથમ પ્રાણી સર્જાયું—તેમાંનાં જીવ એ શીશ અને સૂંહ હતાં. વાંદરાંની પેઠે એમની કરોડ વાંકી નહોતી. તેઓ લગભગ સીધાં ઊભાં રહી શકતાં હતાં અને હાથનો ઉપયોગ કરી શકતાં હતાં એટલે મગજને કેળવણી મળતી હતી. એમની જીભ તાળવેથી છૂટી થઈ હતી પણ હજી હડપચી બંધાઈ નહોતી એટલે નાનું જડબું ફરી શકતું નહિ.

પરિણામે ઉદ્‌ગારો સિવાયની કોઈ ભાષા તેમના કંઠમાંથી નીકળતી નહોતી. પણ એક ઉદ્‌ગારમાંથી નીકળતા અનેક અર્થોમાંથી કયો અર્થ કયાં લેવાનો છે તેની અજબ સમજ એમની પાસે હતી. નામો પાડવાની જરૂરિયાત એમને જણાઈ નહોતી—બુદ્ધિનો ત્યાં સુધી વિકાસ પણ થયો ન હતો. શીશ અને સૂંહ એ નામો પણ એમના ઉદ્‌ગારો જ હતા. પ્રેમ કરવાની બુદ્ધિ એમનામાં પ્રગટી નહોતી—એની એમ-નામાં સૂક્ષ્મ પ્રેરણા જ હતી. ઘણી બાબતોમાં તેઓ મૂક પ્રાણીઓને મળતાં આવતાં હતાં. એમનાં શરીર પરના ઝંછાંદાર વાળ પણ પશુઓ જેવા હતા.

શીશ અને સૂંહ એવાં હતાં. ઘેરી ઊંઘમાં પણ એકમેકના સહવાસના સૂક્ષ્મ આનંદમાં તેમનાં મોં પર સ્મિત પથરાઈ રહ્યું હતું—એટલાં તો તેઓ માનવી બન્યાં જ હતાં.

સૂર્યે ખુલ્લી થયેલ જંગલની ઝાડીમાં પોતાનાં કિરણોને એકદમ દોડાવી મૂક્યાં. ઝૂલાની બે ડાળીની વચ્ચે તરડ હતી, તેમાંથી કિરણો ઝૂલાની અંદર પ્રવેશ્યાં ને સૂંહના ગાલ પર છુપાઈ રહેલ સ્મિતને તેમણે ખુલ્લું કરી નાખ્યું, અને જ્યારે તેમણે હળવેકથી એનાં બંધ પોપચાંને પંપાળ્યાં ત્યારે સૂંહની આંખ ઊઘડી ગઈ. કિરણ હસી પડયું. સૂંહ આંખો પટપટાવતી આમતેમ જોવા લાગી. એને પોતાનો દેહ પણ નવો લાગ્યો. એણે પોતાના શરીર પર હાથ ફેરવવા માંડયો અને કંઈ ન સમજાતું હોય તેમ આમતેમ જોવા માંડયું. બાજુમાં શીશ સૂતો હતો. થોડીવાર અનિમેષ નજરે એની સામે એ જોઈ રહી ને પછી જે તરડમાંથી સૂર્યકિરણો આવતાં હતાં તે તરફની ડાળીઓને બે હાથે પહોળી કરી બહારની સૃષ્ટિને જોવા આંખો ફેરવવા માંડી.

“આ: ! શીશ !” એના મોંમાંથી આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળી ગયા ને પછી શીશ તરફ વળીને એને જોરથી ઢંઢોળ્યો. શીશે

સ્મિત કરતાં આંખો ખોલી ને સૂંહની તરફ એ હસતો હસતો જોઈ રહ્યો.

સૂંહે એક હાથે એક ડાળીને દૂર કરી બહાર નજર થઈ શકે તેવી ‘ બારી ’ બનાવી અને બીજે હાથ લાંબો કરી બોલી: “ઉ...!” જો તો !

‘ સૂંહ ! ’ અવગણનાનો ભાવ વ્યક્ત કરતાં શીશે ઉદ્‌ગાર કાઢ્યો.

પણ સૂંહે એને હલબલાવીને બેઠો થઈ જવાનું સૂચન કર્યું. એના મનમાં હતું કે આ કંઈ અવગણવા જેવું નથી. શીશે એ જોઈને કંઈક કરવું જોઈએ એટલે એની આજ્ઞા માની શીશ બેઠો થયો. બેઠા થતાં ગુરુત્વાકર્ષણનું બિંદુ બદલાતાં નવું બિંદુ સ્થિર કરી લેવા ઝૂલો ડગ્યો. તે તકનો લાભ લઈને જ જાણે પવનનો જબરો સુસવાટો આવ્યો ને ઝૂલાને ઊંચે ચડાવ્યો. શીશ અને સૂંહ બંને એકમેક ઉપર પડયાં. એકવાર ગભરાટનો ઉદ્‌ગાર પણ એમના મોંમાંથી નીકળી ગયો, પણ તેઓ એકદમ હસી પડયાં ને ઝૂલાની ‘દીવાલ’ની ડાળીઓને તેમણે પકડી લીધી. બીજી જ ક્ષણે પવનનો બીજો મોટો સુસવાટો આવ્યો. ઝૂલો ખૂબ અદ્ધર ચડયો. શીશના શરીરે કંપ વ્યાપી ગયો. એ ભયથી ઊભો થઈ ગયો ને જાણે વિચારમાં પડી ગયો: આ: ? એ બોલ્યો, પછી વળી અકળામણનો ઉદ્‌ગાર કાઢ્યો: ‘ સૂંહ ! ’

સૂંહ મજબૂત રીતે ડાળીઓ પકડીને થરથરતી બેઠી હતી. ઊંચે ચડેલા ઝૂલાની ડાળીઓ વચ્ચેથી નીચેની ધરતી દેખાતી હતી. ધરતી ઉપર જાણે અંધકાર છાઈ ગયો હતો. ત્યાં જોતાં આંખે તમ્મર આવતાં હતાં.

કડડડ ! એક અવાજ આવ્યો. કડડડ ! બીજો અવાજ આવ્યો. એક ઊંચું જાડું ઘેરાવાવાળું ઝાડ પડયું, બીજા ઝાડની મોટી ડાળ

તૂટી. સુરરર! જમીન પરથી ધૂળનો વંટોળિયો ચડીને ઉપર આવ્યો. હુઉઊઉ...પવનનો જોશીલો અવાજ ગાજ્યો.

શીશ આંખ ફાડીને જોઈ રહ્યો. સૂંહ અંગો સંકોડીને આંખો જોરથી મીચી ગઈ. ત્યાં તો અચાનક શીશની નજરે પડયું કે એની તદ્દન નજીકની એક મોટી ડાળ તૂટીને નીચે આવે છે. 'સૂંહ! સૂંહ! સૂંહ!' એમ અકળામણના ઉપરાઉપરી ઉદ્ગારો એણે કાઢવા માંડયા ને પછી એકદમ બાવડું ઝાલીને સૂંહને ઊભી કરી દીધી. 'આ–ઉ–ઉ–ઉ' કરીને એણે સૂંહને ઝૂલાની ઉપર ચડવાનો ઇશારો કર્યો.

સૂંહ હાંફળીફાંફળી થઈ ડાળ પર ચડવા લાગી. એણે જરા પાછળ વળીને જોયું. શીશે એની પાછળ જ ઉપર ચડવા માટે ડાળ ઉપર પગ મૂકયો હતો. સૂંહ ચડવા તો લાગી પણ પવનથી ઝૂલો એટલો બધો તો ઝૂલતો હતો અને અત્યારે તે એવો ઢીલો થઈ ગયેલો લાગતો હતો કે એની ઉપર એ પોતાની પકડ સ્થિર રાખી શકતી નહોતી. તોપણ પાછળ શીશ ચડવાને ઉતાવળો થતો હતો એટલે એ અંગને ઝટકા મારીમારીને પણ ચડવા લાગી.

તેઓ લગભગ ઉપર આવી ગયાં હતાં. પણ હવે તો પવનનું સામું જોર એટલું સખત લાગતું હતું કે એની સામે મોં થઈ શકતું નહોતું. કાન પવનના અવાજે બહેર મારી જતા હતા. આંખોનાં પોપચાં જોરથી બંધ થઈ જતાં હતાં અને નાકથી શ્વાસ પણ મુશ્કેલી-થી લેવાતો હતો. સૂંહથી સ્થિર રહેવાયું નહિ. એના પગ ડાળી પરથી છૂટા થઈ ગયા. એનાથી અવાજ થઈ ગયો "શીશ!"

શીશ એની નીચે એની લગોલગ જ આવી રહ્યો હતો. એ જોર કરીને જરા વધુ ઉપર ચડયો ને સૂંહને પોતાની કાંધ પર લઈ લીધી: એ જ વખતે અવાજ થયો: કડડડ! ને ભય પામી સૂંહે ડાળી પરથી હાથ ઉઠાવી લઈ એકદમ પોતાના પેટ પર દાબી દીધો. આમ

અચાનક એણે ડાળી છોડી દેતાં શીશ ઉપર એનું વજન સમતોલ રહ્યું નહિ. શીશ લથડયો. એ સ્થિર થવા જાય ત્યાં તો પોતે કંઈક ગુલાંટ ખાતો હોય તેવું એને થયું, તોપણ એણે એટલું તો ધ્યાન રાખ્યું કે ડાળીએથી હાથપગ છૂટી ન જાય.

એનો ઝૂલો જે ઝાડની ડાળ ઉપર હતો તે ડાળ જ પવનના મારથી તૂટી હતી. એકવાર કડડ અવાજ થયો. ડાળ થડથી જુદી પડી અને પછી જોરથી નીચે તરફ ધસી જમીન પર પહોંચતાં હળવેથી લાંબી થઈ ને સૂતી.

ખરરર...એક વંટોળિયો ચડયો અને જમીન પરથી ઉસેડાઈ ઉસેડાઈને પાનનો મોટો વંટોળ ઊંચે ચડયો. વંટોળિયાનાં કેટલાંક પાન ઝૂલાના જાળામાં અટવાયાં.

એ જ વખતે ઉપરથી એક બીજી ડાળી તૂટી ને એની ઉપર આવી પડી. એની ઉપરનાં વેલપાનથી ત્યાં આગળ એક ઊંચા ટેકરા જેવું થઈ ગયું.

પવન સૂસવતો હતો. વંટોળિયા ચડતા હતા. ધૂળ, માટી અને પાન આ ટેકરા ઉપર આવી પડતાં હતાં. ઉપરથી ડાળો અને કોઈક થડ પણ તૂટીને એની ઉપર પડીને ટેકરાને મોટો બનાવતાં હતાં.

એ ટેકરાની નીચે દબાઈ ને શીશ અને સૂંઢ જાળામાં પડયાં હતાં. શીશને તો કંઈ ભાન જ નહોતું કે તેઓ કયાં છે! સૂંઢની આંખો અર્ધખુલ્લી રહી પટપટતી હતી. એનો હાથ એના પેટ પર હતો. એને ત્યાંથી કંઈક અવાજ સંભળાતો હતો. બહારના તોફાનનો અવાજ એને કાને હવે આવતો જ નહોતો. એના શરીરમાંથી બીજે કયાંયથી કોઈ જ જાતનો અવાજ એને સંભળાતો નહોતો. એ તો પેટ પર હાથ મૂકી ત્યાંથી જ આવતા એક અવાજને ધ્યાનપૂર્વક સાંભળી લેવામાં મગ્ન હતી.

બહારના અવાજો તો એમ ને એમ ચાલતા જ હતા.

પછી સૂંહની આંખોએ પણ ઘેન ઘેરાવા લાગ્યું અને આંખો મિચાઈ ગઈ. શીશની આંખો તો તે પહેલાં જ મિચાઈ ગઈ હતી, અને સૂર્યથી જાણે આ વિનાશ ન જોવાતો હોય તેમ તે પણ પોતાની આંખો મીચી દેતો હતો.

સૂર્ય ગયો અને એની જગ્યાએ સંધ્યા આવી, પણ આ ક્ષેત્રની સંધ્યા હર સત્ર જેવી તેજસ્વી નહોતી લાગતી.

# એક જ આછો ધબકાર

**પ્રલય** નજીક આવતો હતો. એ પ્રલયનું તોફાન હતું એમ ન જાણવા છતાં સૃષ્ટિના ચેતનસમૂહો એનાથી ભયંકર આશંકા પામીને ખળભળી ઊઠ્યા હતા.

દૂર દૂરથી મોટા અવાજો આવતા હતા. દિશાઓનાં મોટાં મૃદંગો પર પવનની જોર જોરથી દાંડીઓ પડતી હતી. એ અવાજનાં આંદોલનો વહીને દરિયાનાં પાણીને ખળભળાવતાં હતાં. એ આંદોલનોને પોતાને સતાવતાં અટકાવવા એને ગળી જવા દરિયો પહોળું મોં કરીને ઊંચો ચડતો હતો. અવાજને ગળી જવાની વિકળતામાં દરિયો ઘોર શોર મચાવતો ગાંડાની જેમ આગળ ધસી આવતો હતો.

મોટી મોટી પાંખોવાળાં અને વજનદાર શરીરવાળાં પક્ષીઓ હવામાં રહી શકતાં નહોતાં. એવાં જ મોટાં દરિયાઈ પ્રાણીઓ દરિયામાં રહી શકતાં નહોતાં. ઉતાવળે ઉતાવળે માફકસરની ઓથો શોધીને તેઓ ગુપચુપ બની બેસી ગયાં હતાં. નાનાં જીવો તો જમીનમાં ઊંડું ખોતરીને માટીના કણોની ઓથે સંતાઈ રહ્યાં હતાં. જમીન પર ફરનારાં પશુઓ–નાનાં ને મોટાં–જ્યાં જેને ફાવ્યું ત્યાં તેઓ જઈ ભરાયાં. અત્યારે એકમેકને ખાઈ જવાની વૃત્તિ સૌ ભૂલી ગયાં હતાં. કોઈ અજગર મોટા મમ(Mamal)ના પગોને વીંટળાઈને પોતાની

રક્ષા કરતો હતો, કોઈ વરાહ પોતાના મોટા કાનમાં કોઈ કરોળિયાને આશ્રય આપી રહ્યું હતું. ઝાડ પર વસતાં જીવો પણ અસ્થિર ઝાડોને અને ઝાડો પરની ડાળો પરના માળાને છોડીને સિંહ, વાઘ ને રીંછોની બોડોમાં જઈને લપાયાં હતાં. એક ખૂણામાં પડેલા સિંહની સામેના જ ખૂણામાં પવનથી ઠૂંઠવાતો કોઈ ગીબન કે લેમૂર વાંદરો સિંહ સામે ટીકીટીકીને જોતો પડયો હતો. બધું સુમસામ હતું. એ સુમસામને ભરી દેતો એક મહાઘોષ ગાજતો હતો...ઘૂ ઘૂ કરતો સમુદ્રનો ઘોષ સુ ઉઉઉઊ...કરતો પવનનો શોર અને કડડ–કડડ ભૂસ એવો ઝાડવાં-ઓના પડવાનો અવાજ.

એક તોતિંગ ઝાડની ઓથ લઈને એક વરાહ ઊભું હતું. અચાનક ભયંકર અવાજ થયો ને ઝાડ મૂળમાંથી ઊખડીને વરાહ ઉપર પડયું. વરાહ ધ્રૂજી ગયું. જોરથી શરીર હલાવીને એણે ઝાડને પોતાના શરીર પરથી નીચે પાડી નાખ્યું અને જરા આગળ ચાલીને ઊભવા ગયું ત્યાં તો એક બીજું વધુ મોટું ઝાડ એની ઉપર પડયું; તે સાથે જ પવનનો જોસબંધ સુસવાટો આવ્યો અને એ બે ધક્કા લાગતાં વરાહ ડગી ગયું. પડતાં પડતાં એ બચે ત્યાં તો એક ઝાડ એના માથા પર પટકાયું અને એ નીચે પડયું.

પથ્થરના ખડકાઓની ઓથ લઈને ઊભેલાં પ્રાણીઓનાં શરીર પર દૂરથી ઊડીને આવતી ડાળીઓ ચાબુકની પેઠે વિંઝાતી હતી. પાંદડાંની ચીપો પણ ચપચપ કરતી ચામડી પર વાગતી હતી.

હુડુડુડૂ! દરિયો કૂદકો મારીને આગળ આવ્યો. જરા વાર થંભ્યો. બીજો કૂદકો કેવડો મારવો એના વિચારમાં જરા પાછો હઠયો. વિચારમાં એકવાર જરા આગળ આવ્યો. 'ના, ના,' એને કંઈક બીજું સૂઝયું અને જરા વધુ પાછળ હઠયો. પણ હુડુડૂ!–એ જરાક જ આવ્યો. વિચારમાં ને વિચારમાં એ આગળ – પાછળ – આગળ, આગળ – પાછળ – આગળ એમ થતો રહ્યો પણ પછી અચાનક એને

જોશ ચડી આવ્યું ને એ ઊંચો ઊછળ્યો. મોટી ગર્જના થઈ ને એનાં પાણી એકદમ ક્યાંય ક્યાંય સુધી આગળ દોડી ગયાં. બસ, હવે તો એને પૂરું જોશ ચડી ગયું હતું. એ હવે ચગ્યો. આંખો મીચીને એણે હવે જોશ-કદમ પ્રવાસ શરૂ કરી દીધો. એને તળિયે શાંતિથી સૂતેલાં પ્રાણીઓ ગભરાઈને, એમની ઇચ્છા ન હોવા છતાં, ઉપર ફેંકાઈ આવ્યાં. તેઓ જરા પાછાં હઠવા ગયાં કે દરિયાએ એમને પોતાનાં મોજાં પર ઊંચકીને જમીન પર ક્યાંય સુધી દૂર ફેંકી દીધાં ને પછી તેઓ ફરી પોતાની અંદર ન આવી જાય માટે ઝડપથી પાછો ભાગી ગયો.

ફેંકાઈ ગયેલાં પ્રાણીઓ અચાનકના આ મારથી જમીન પર અર્ધબેભાન થઈને પડયાં. જાગીને સ્વસ્થ થઈને ફરી પાણીમાં જવાને તૈયાર થાય ત્યાં તો દરિયો જ જોશથી અચાનક આગળ દોડી આવ્યો ને એમને અદ્ધર ઊંચકી લઈને વળી વધુ દૂર ફેંકી આવ્યો. આ વખતે તો વળી કેટલાંય જમીન પરનાં ઝાડવાંઓનાં થડ સાથે પણ અથડાયાં અને સાથે અથડાતાં જખમી થઈને બેભાન પણ થઈ ગયાં. તરત જ દરિયો ફરીને ત્યાં આગળ દોડી આવ્યો ને એ ઝાડોને પણ મૂળમાંથી અદ્ધર ઊંચકી પોતાનાં મોજાં પર લઈ લીધાં અને દૂર સુધી દોડી જઈ ક્યાંક મૂકી આવીને પાછો વળી ગયો.

પવનથી ઝાડો નીચે પટકાતાં હતાં. એમનાં થડો પરથી છાલો સુદ્ધાં ઉતેડાઈ જતી હતી. પવનમાં ફરફરતા વાળવાળાં મોટાં પ્રાણી લાંબાં થઈને મુડદાં બની પડયાં હોય તેમ ઝાડવાંઓ પડ્યાં હતાં. અનેક પ્રાણીઓ પણ એ જ રીતે પવનમાં ઊંચકાઈને નીચે પટકાતાં હતાં અને શ્વાસ અદ્ધર ઊડી જતાં મુડદાં બનીને ચત્તાં પડયાં હતાં.

જે કામ પવન કરતો હતો તે જ કામ દરિયો પણ કરતો હતો. વાયુ અને વરુણ બંને દેવોએ મળીને સૃષ્ટિનું સ્મશાન કરી દેવાની કોઈ યોજના કરી હતી તેના કાર્યક્રમરૂપે આ પ્રલય મંડાયો હતો.

ઊગેલા માનવવેલાને પણ એણે પ્રલયમાં વીંટી લેવાનો નિરધાર કર્યો હતો. નાનકડા હાથ ઉલાળતું એક માનવબચ્ચું એક ગુફામાં પડયું હતું. એની મા એને જણીને કયાંક ચાલી ગઈ હતી. એનો બાપ તો એનું બીજ રોપીને જ કદાચ કયાંક ચાલ્યો ગયો હશે. દરિયાની દૃષ્ટિ ત્યાં પણ પહોંચી. છલંગો મારતો એ દોડી આવ્યો. એની મોટી છલંગે આખા ટેકરાને પોતાની નીચે ઢાંકી દીધો. ગુફામાં પાણી પેઠાં ને બચ્ચાને લઈને પાછાં બહાર ચાલ્યાં આવ્યાં. એક કૂણા અવાજે બાળકે ઉદ્ગાર કાઢયો ને પાણીને પકડવા એણે હાથની મુઠ્ઠીઓ વાળી. હા – હા – હા કરતો દરિયો હસ્યો. એ અસીમ આગળ આ ટચૂકડાનો કેવો મિથ્યા પ્રયત્ન! બાળક કયાંક ગાયબ થઇ ગયું. 'ચલાવ!' દરિયાએ મોજાંઓને હુકમ કર્યો ને મોજાં આગળ વધ્યાં.

મુડદાં – મુડદાં! થોકબંધ મુડદાં! પવનથી ઢળેલાં મુડદાં અને સમુદ્રે ઢાળેલાં મુડદાં! પ્રાણીઓ મુડદાં, વૃક્ષ – વનસ્પતિ મુડદાં અને પથ્થરો પણ મુડદાં! કોઈ ભાગીને બચવા જાય પણ કેટલેક જઈ શકે? દરિયો ન પહોંચે તો પવન, પણ એ તુરત ઝડપાઈ જાય, ઊછળીને નીચે પડે અને શ્વાસ ખલાસ! પવનના જોર સામે ન હારવા એક ઉરાંગઉટાંગ વાંદરો જોરપૂર્વક એક ઝાડના થડને વળગી રહ્યો હતો. ઝાડ પણ મજબૂત હતું. પણ ત્યાં તો દરિયો ગર્જ્યો, એણે થડના મૂળમાં પોતાના તાકાતવાન હાથ નાખ્યા અને ઝાડને અદ્ધર ઉપાડી લીધું. ઝાડ સાથે વાંદરો પણ ચડયો, પણ ઝાડને એ હજીયે વળગી રહ્યો હતો. દરિયો રોષે ભરાયો. ઓહ! આટલી જીદ! એણે થડ પર જોરથી થપાટ મારી અને વાંદરાનાં આંગળાંનો કૂચો થઈ ગયો. વાંદરાને કયાંય ને કયાંય ગડથોલિયાં ખવડાવી–ફેંકી પાણી આગળ ઊપડયાં.

પ્રલયનું તોફાન મચ્યું હતું. પવન અને પાણી સિવાયની સૃષ્ટિ આખી પ્રેત સમાન બની ગઈ હતી. આકાશ પણ સ્તબ્ધતાથી થીજીને ઊભું હતું. સૂર્યનાં કિરણોને તો પોતાની ફરજ બજાવ્યે જ

છૂટકો હતો એટલે એ એનું છેલ્લું છેલ્લું કામ ઝટપટ કરતાં હતાં, પણ એનામાંય ચેતન તો નહોતું લાગતું. બીજે દિવસે એ પણ ચાલ્યો ગયો – આખી સૃષ્ટિ જડ અને અંધકારમય થઈ ગઈ!

પણ ના, આવી પ્રેતસૃષ્ટિ વચ્ચે, ઝાડપાન અને વેલાઓથી રચાયેલા એક ટેકરા જેવા રાફડા નીચે, ઝાડની ડાળીઓથી ગૂંથાઈને બનેલા જાળા જેવા ઘરમાં, એક આછો ચેતનનો ધબકાર વસી રહ્યો હતો. ત્યાં કંઈક સળવળાટ થતો હતો. એક હળવો ઉદ્ગાર નીકળ્યો: 'શીશ – એહ!'

૫

# ઉવમ્

**રાફડાની** અંદર કંઈક સળવળાટ થતો હતો. આછો આછો એક અવાજ થતો હતો : ' શીશ! શીશ ! '

સૂંઢ પોતાની પડખે પડેલા શીશને હલબલાવતી હતી. એને થતું હતું કે, 'ઊંહ, શીશ કેવો ગમાર છે! ઊંહ, એ ઊઠતો જ નથી.' એણે શીશને ખૂબ હલબલાવવા માંડચો. એને વિચાર થયો : ' એને ઊંઘ આવી ગઈ હશે. પણ આવી ઊંઘ? હા, કોઈક કોઈકને કયારેક એવી ઊંઘ આવી જાય છે. શાહમૃગને માર્યું હોય, પછી બે – પાંચ દિવસ સુધી એને અડીએ નહિ, તોપણ એ જાગતું નથી. એને ફરસીથી કાપી નાખીએ તોપણ એ ઊં – ચૂં કંઈ કરતું નથી.' પણ બે પગાળા માણસને એણે આવું ઊંઘી જતું કદી જોયું નહોતું એટલે એને શંકા થઈ.

એની આંખો તો ખુલ્લી જ રહેતી હતી. ખુલ્લી આંખો રાખીને એકલું એકલું અને કંઈ જ કર્યા વિના તે કેટલો વખત બેસી રહેવાય! અને અહીં તો વળી ઉપર પણ કેટલો ભાર હતો, હવા પણ જરા જેટલી જ હતી.

હવા વિના એને ગૂંગળામણ થવા માંડી. કંટાળીને એણે માથે પડેલા જાળાને ઊંચે ધકેલ્યું. બે હાથ ઊંચા કરી જોર કરીને એણે

પોતાનું માથું ટટાર રહી શકે તેટલી જગ્યા કરી. પણ જેવા હાથ એણે નીચે લીધા કે તુરત જ જાળું પાછું નમી આવ્યું. એને ગુસ્સો ચડયો. એ જોર કરીને ખભા ઉપર જાળાને ઊંચું લઈ લેવા ઊભી થવા ગઈ પણ એનું જોર ફાવ્યું નહિ. ઉપર વજન ખૂબ હતું. એણે અકળામણથી 'શીશ ! શીશ !' એવા ઉદ્ગાર કાઢયા. એણે શીશ તરફ જરા નજર કરી. ઓહ ! શીશની પાંપણો પટપટતી હતી. શીશ આંખો ખોલી રહ્યો હતો. એણે એકદમ એના ખભા હલાવ્યા : 'શીશ' – ઊઠ, ઊઠ !

શીશે આંખો ખોલી. સૂંહે જાળા ઉપર જોર કર્યું. 'ઉહ્' – આને ઊંચું કરવું છે. મદદ કર. 'ઈહ્ !' અકળામણ થાય છે. એણે બીજો ભાવ સમજાવ્યો.

શીશ પણ હવા વિના અકળામણથી જ જાગી ગયો હતો. એ એકદમ બેઠો થઈ ગયો અને 'ઉહ્' કરીને જાળું ઉપર કરવા મથ્યો. જાળું કંઈક ખાંખોરાયું અને બહારથી હવાને અંદર આવવાનો માર્ગ મળ્યો.

અચાનક એક અવાજે એ ચમકયો. એ ભયંકર અવાજ હતો. એવો અવાજ એણે કદી નહોતો સાંભળ્યો. ધરતીની અંદરથી એ અવાજ એક લાંબી સિસકારી કરીને પસાર થઈ ગયો. શીશ અને સૂંહ બંનેનાં અંગમાં એક તીણી ધ્રુજારી પ્રસરી ગઈ. જડની પેઠે બંનેના હાથ જેમના તેમ રહી ગયા. બંને ફાટી આંખે એકમેક સામું જોઈ રહ્યાં.

'ઊંહું !'–ભાગીએ ! શીશે સૂંહ સામું જોઈને કહ્યું અને પછી રાફડાને ઊંચો કરવા હાથને જોર કર્યું. એને મદદ કરવા સૂંહ પણ જોર લગાવવા લાગી, પણ નિષ્ફળ. થાકીને બંનેએ પ્રયત્ન છોડી દીધો.

ત્યાં તો બીજો સિસકારો સંભળાયો ને બંને હાંફળાંફાંફળાં થઈ ગયાં. સૂંહ ગરદન આમતેમ ફેરવવા માંડી અને શીશ 'જમીન' પર

હાથ પછાડવા લાગ્યો. પણ એમને કંઈ જ સૂઝ ન પડી કે અહીંથી બહાર કેમ નીકળવું અને ભાગવું. પણ થોડી જ વારે ત્રીજો સિસકારો આવ્યો. આગલા સિસકારાઓ કરતાં એ ખૂબ તીણો હતો. એ સાંભળીને સૂંહથી ચીસ નીકળી ગઈ અને ગભરાઈને એણે પેટ ઉપર હાથ મૂકી દીધો.

શીશે તરત પોતાના પેટ તરફ જોયું. કમરમાં વરાહની દાંતૂડી ભરાવેલી હતી તેને અકસ્માત સ્પર્શ થયો અને તેણે એ બહાર ખેંચી કાઢી. આંખો સામે ધરીને એ એને જોવા જ લાગ્યો. સૂંહની પણ નજર એની ઉપર ગઈ અને એને એકાએક સૂઝી આવ્યું, 'ઇઃ આઃ' કેવી આર છે! અને પછી એણે એ પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરી જાળાને કાપતી હોય તેવો ભાવ દેખાડયો. શીશ તરત સમજી ગયો અને એણે દાંતૂડીની અણીથી જાળું કાપવા માંડયું.

ત્યાં તો ફરી પાછી ગર્જના આવી. પણ આ ગર્જના પહેલાંના કરતાં જુદા જ પ્રકારની હતી. પેલો અવાજ તો તીણી સિસોટી જેવો હતો, પણ આ તો ઘેરો અવાજ હતો. આ અવાજ ધરતીની અંદરથી નહોતો આવતો પણ દૂર દૂર સામેની દિશામાંથી આવતો હતો. એ અવાજથી શરીરમાં ધ્રુજારી નહોતી પ્રસરતી પણ એ વિકરાળ તો લાગતો જ હતો. શીશે અને સૂંહે કંપતાં કંપતાં એને સાંભળ્યો, પણ જાળું કાપવાનું પોતાનું કામ બમણા વેગથી કરવા માંડયું.

પણ જાળું તો કંઈ એક પડનું નહોતું. વારાફરતી બંને કાપતાં હતાં છતાં એનો પાર નહોતો આવતો. કેટલીક વાર તો કોઈક પડ એવું આવતું હતું કે તે કાપવું જ મુશ્કેલ થઈ પડતું. છેવટ શીશે વારો લીધો, પણ કાપવાનું શરૂ કરતાં થોડી જ વારમાં એ થાકી ગયો. એનો હાથ હવે ચાલતો જ નહોતો. કલાકોની ગણતરી એમની પાસે હતી નહિ. એમને એ પણ ખબર નહોતી કે સૂરજે આ પૃથ્વીને કેટલા આંટા માર્યા હશે! તેમણે તો સતત પેલો ઘોર અવાજ સાંભળ્યા કર્યો

હતો અને એના ભયથી પોતાનું કામ કર્યે જ રાખ્યું હતું. એ અવાજ તો હજીયે સંભળાતો હતો, પણ શરીર હવે થાકયું હતું, હાથ સ્થિર જ રહી ગયો. સૂંહે દાંતૂડી તેની પાસેથી પોતાના હાથમાં લેવા હાથ લંબાવ્યો ત્યાં શીશ ઉશ્કેરાઈ ગયો: ' સૂંહ!' —છોડ!

સૂંહ આશ્ચર્યથી એની સામે જોઈ રહી. એ સમજી તો ગઈ કે પોતે પણ થાકેલી જ છે—એટલે જ શીશે એને દાંતૂડી ન આપી. પણ શીશને છટકવા કરતાં પોતાના થાકની વધુ ચિંતા છે, અને એ ચિંતામાં જ એ ગુસ્સે થયો છે એ વાતે એને આશ્ચર્ય થયું.

બીજી ક્ષણે શીશે સૂંહના વાંસા પર હાથ ફેરવી પોતાના ગુસ્સાને ભુલાવવા પ્રયત્ન કર્યો. સૂંહે સ્મિત કર્યું. શીશ આનંદમાં આવીને એના પગ આગળ સૂઈ ગયો. સૂંહને એ ગમ્યું. એણે એના માથા પર હાથ મૂક્યો અને એ જાળાના થોડા મોકળા થયેલ માર્ગમાંથી અંદર પ્રવેશતા પ્રકાશના ઝાંખા માર્ગને જોઈ રહી. સૂર્ય દેખાતો નહોતો તે વાત એના મગજમાં અત્યારે આછા સ્વરૂપે જ પેઠી.

શીશે સૂતાં સૂતાં આમતેમ નજર ફેરવી. એના પડખા નીચે જ માંસનો એક કકડો હતો. તરત એ એણે બહાર કાઢ્યો. સૂંહ તરફ એણે એ લંબાવ્યો : ' આ!' એણે આનંદનો ઉદ્ગાર કાઢ્યો. સૂંહ ખાવાનું જોઈને હર્ષમાં આવી ગઈ. એણે એ લીધો અને દાંતૂડીથી તેમાંથી એક કકડો કાપી હસતાં હસતાં શીશના મોંમાં મૂક્યો. શીશને પણ એ ગમ્યું. હસતાં હસતાં એ ચાવવા લાગ્યો.

બંનેએ ખાધું. ખાતાં ખાતાં તેઓ આફતને ભૂલી જ ગયાં, અહીંથી ભાગવાનું છે એ વિચારને પણ ભૂલી ગયાં. શીશ તો લહેરમાં આવી જઈને લાંબો થઈને સૂઈ જ રહ્યો.

બહાર ઘોર ગર્જન ચાલુ જ હતું. શીશ અને સૂંહ એ સાંભળતાં હતાં. જાળાની તરડો વચ્ચેથી હવાની લહરો આવતી હતી. શીશને થયું, 'અહીં જ રહેવું શું ખરાબ છે? જો ખાવાનું હોય તો—'

અને એણે બેઠા થઈને આમતેમ હાથ ફેરવ્યો. એણે અંધારાના લાંબા કાળ માટે ભેળું કરી રાખેલું ખાવાનું સલામત જ હતું, એટલે જ્યારે સૂંહ ઊભી થઈ અને દાંતૂડી લઈને જાળાને કાપવાની ચેષ્ટા કરવા લાગી ત્યારે એણે એને પાછી સુવડાવી દીધી. 'સૂંહ!' એણે કહ્યું : જરૂર નથી.

બંને ચોવીસે કલાક આ અંધારા રાફડામાં પડી રહેતાં હતાં, ખાતાં હતાં અને સૂઈ રહેતાં હતાં, ક્યારેક મૂંગાં મૂંગાં વાતો કરતાં હતાં.

પણ એક દિવસ ફરી પાછો પેલા જેવો મોટો ધડાકો થયો. એમના રાફડાની નીચેથી જ કંઈક સુરરર કરતું પસાર થઈ ગયું. એ સુરરર અવાજ જેવો તેવો નહોતો. શીશ ચમકીને એકદમ ઊછળીને બેઠો થઈ ગયો. 'સૂંહ!' એ બોલ્યો અને આમતેમ હાથ ફેરવી દાંતૂડીને શોધી કાઢી અને એકદમ જાળું કાપવા મંડાયો. સૂંહ એના વર્તન સામે આશ્ચર્યથી જોઈ જ રહી. કલાકો સુધી એણે સૂંહ સામે જોયા વિના કે આરામ કે ખાવાનું યાદ કર્યા વિના દાંતૂડી ચલાવ્યે રાખી અને જાળાનો ઘણો ભાગ કાપી નાખ્યો. સૂંહ એને જોઈ જ રહી હતી. પછી સૂંહને જ જ્યારે ઊંઘ આવવા લાગી ત્યારે એણે એનો ખભો ઝાલીને હલાવ્યો.

હવે જ શીશને કંઈક ભાન આવ્યું. એણે પાછું જોયું. થાકથી એના હાથમાંથી દાંતૂડી નીચે સરી ગઈ અને એની આંખો ઘેરાવા લાગી. એ સૂઈ ગયો.

ફરી એ જાગ્યો ત્યારે સૂંહને એણે જાળું કાપતી જોઈ. એ બેઠો થયો અને સૂંહ પાસે દાંતૂડી માગી. સૂંહે ના પાડી.

'તને કેમ આવી ઇચ્છા થઈ આવી?' એણે મોઢાના ભાવો દર્શાવીને પ્રશ્ન કર્યો. 'ખાવાનું ખલાસ. બહાર નહિ નીકળીએ તો ખાવાનું નહિ મળે.' સૂંહે પણ ચેષ્ટાઓથી સમજાવ્યું.

ખાવાનું ! એ માટે તો બહાર નીકળવું જ જોઈએ. અને અહીં તો બીજાં પણ તોફાનો આવી શકે. કાલે કેવો સરરર અવાજ આવ્યો હતો ! ધરતીની અંદર હવે અજગરો ચાલવા લાગ્યા છે. તેઓ ધરતીને ઉથલાવી નાખશે–આ રાફડાને તો પહેલાં જ ઉથલાવી નાખશે. એને આવી કંઈક કલ્પના આવી અને સૂંઢને સમજાવ્યું, 'મને આપ, હું જોરથી કાપીશ. હું થાકું પછી તું કાપજે.'

સૂંઢ થાકી ગઈ હતી એટલે એણે વિશેષ આનાકાની કર્યા વિના દાંતૂડી આપી દીધી.

રાતદિવસ–દિવસ તો હમણાં હતો નહિ, આખી રાત–તેમણે ચરચર કાપવાનું ચાલુ રાખ્યું. થાકે ત્યારે સૂઈ જાય. તાજાં થઈ જાય એટલે ઊઠે.

આખરે ઘણો માર્ગ મોકળો થઈ ગયો, પણ હજી અજવાળું દેખાતું નહોતું, જો કે બહાર તારાઓ સતત ચમકતા દેખાતા હતા એટલે હવે કામનો અંત આવે છે એમ એમને લાગી ગયું હતું.

પણ છેક છેલ્લે આવ્યાં ત્યાં એક મુશ્કેલી નડી. હવે જાળું ગૂંચવાળું આવવા લાગ્યું. એક બાજુથી તે ખસેડતાં બીજી બાજુ અટવાતું અને બીજી બાજુની ગૂંચ કાઢતાં ત્રીજી બાજુ ગૂંચ પડતી. પ્રયત્ન કરતાં તેઓ આગળ વધી શકતાં પણ જેમ આગળ વધતાં તેમ તેમ પાછળથી વધુ ને વધુ બંધાતાં જતાં હતાં. આગળથી દૂર કરેલાં ઝાંખરાં જ પાછળ વીંટાતાં હતાં. આનો ઉપાય તેમને સૂઝતો નહોતો. હાથ–મોં પાછળ કરી પાછલું કાપવા જતાં કમ્મર ફસાઈ જતી હતી એટલે પાછળ જોવાતું નહિ કે હાથ પાછળ ફેરવી શકાતો નહિ. છતાં તેઓ આગળ તો વધતાં જ રહ્યાં. એમને આશા હતી કે આગળ કંઈક થઈ શકશે.

અચાનક એમણે ક્ષિતિજ ઉપર સૂર્ય જોયો અને તેમનું હૃદય હર્ષથી છલકાઈ ગયું. સૂર્ય વિનાના દિવસો એમણે જાળામાં જ કાઢી

નાખ્યા. હવે તો તેઓ બહાર નીકળવાને ઘણાં ઉત્સુક બન્યાં, હતાં, પણ જ્યારે તેમણે પોતાનાં માથાં બહાર કાઢ્યાં અને ખુલ્લી સૃષ્ટિને બરાબર જોઈ ત્યારે પાછળથી તેઓ એટલાં બંધાઈ ગયાં હતાં કે એ પાછલા જાળામાંથી છૂટાં થઈને બહાર નીકળવું તેમને અશક્ય લાગ્યું. તેઓ નિરાશ થઈ ગયાં. તેમણે ખૂબ ખેંચાખેંચ કરી જોઈ પણ વ્યર્થ. હાથ પણ બાજુનાં વેલોનાં ગૂંચળાંમાં એવા અટવાયા હતા કે તે ફેરવતાં વધુ વેલો તેને આંટા લઈ લેતી હતી. જરા પાછળ હઠીને, બાજુએ ખસીને, એમ કેટલીયે રીતે છૂટવાનો પ્રયત્ન અજમાવ્યો પણ તેથી તો ઊલટું વધુ ફસાવાનો જ સંભવ દેખાયો. બંનેને ભારે મૂંઝવણ થઈ. શીશ તો ગુસ્સે થઈને 'સૂંહ! સૂંહ!' એમ નસકોરાંમાં અવાજ કાઢવા લાગ્યો, પણ તેથી કંઈ વળ્યું નહિ. સૂંહ પણ શીશના સામું જોઈ રહીને શું કરવું એમ પૂછી રહી હતી.

"બવ–બવ!" – જહન્નમમાં જાય, નથી છૂટવું! શીશ છેવટે કંટાળીને બોલ્યો.

અને બંને સામે દેખાતા સૂર્યને જોતાં ત્યાં ને ત્યાં બેસી રહ્યાં. અંતે થાકથી બંનેની આંખો મિચાઈ ગઈ. સૂર્ય પાછળ ચાલ્યો ગયો ને ફરી આગળ એ જ જગ્યાએ આવ્યો ત્યારે પણ બંને ઊંઘી જ રહ્યાં હતાં. કૂણાં કૂણાં કિરણો છાંટતો સૂર્ય એમને જોઈ રહ્યો હતો. એ પણ એમને બીજી તો કંઈ મદદ કરી શકતો નહોતો, પણ એણે એમની પાંપણો ઉપર પોતાનાં કિરણોની આંગળીઓ ફેરવી એમને હેત કર્યું અને બંને એકી વખતે જાગી ગયાં. જાગતાં જ એમણે સામું જોયું તો સામે કોઈ માણસ જેવા પ્રાણીને આમતેમ ચાલતું જોયું.

"હો – હો!" સૂંહના ગળામાંથી મોટેથી અવાજ નીકળી ગયો. દોડનાર પ્રાણી એ અવાજથી ગભરાઈને થંભી ગયું. એણે પાછળ નજર કરી.

શીશે બૂમ મારીઃ 'હો – હો!' પેલાએ પીઠ ફેરવી. એણે જોયું

કે એક જાળાની અંદર માણસ જેવાં જ બે પ્રાણી માથું બહાર કાઢીને બેઠાં છે, ત્યારે એ જરાવાર વિસ્મયમાં વિચાર કરતો ઊભો રહ્યો અને પછી એમની તરફ દોડી આવ્યો. શીશે તરત પોતાના હાથ આગળ લાવવા પ્રયત્ન કર્યો અને છાતીને જરા લંબાવી. પેલાએ તુરત પોતાના બે હાથે શીશના બે ખભાને પકડી એની બગલમાં હાથ સેરવી પાછો હઠી પોતાની તરફ જોર કર્યું. "હુબ–હુબ" કરતાં જોરથી ખસકાવી ખસકાવી પાછળ હઠી હઠી એણે એને અર્ધો બહાર કાઢી નાખ્યો. અર્ધો બહાર નીકળતાં અને હાથ છૂટા થતાં શીશે હાથ જમીન પર માંડી દીધા અને જમીનનો એનાથી ટેકો લઈને જોરથી પગને બહાર ખેંચવાનો પ્રયત્ન કરવા માંડયો.

પેલો માણસ હવે સૂંહની પાસે ગયો. એને પણ એણે એ જ રીતે બહાર કાઢવા માંડી. શીશ તદ્દન છૂટો થઈ ગયો એટલે તેણે પણ એને મદદ કરવા માંડી અને સૂંહ તુરત બહાર નીકળી ગઈ.

નવી વ્યકિતને બંને ઉપકારવશ થઈ એકદમ ભેટી પડયાં. શીશે આનંદમાં આવીને પોતાની દાંતૂડી એને ભેટ આપવા માંડી. પેલાએ એ લીધી પણ પછી એને ધ્યાનથી એકવાર જોઈ, એને હોઠે અડાડી, શીશની કમ્મરની દોરીમાં પાછી ભરાવી દીધી. શીશ વધુ ભાવથી એને જોઈ રહ્યો.

શીશ અને સૂંહ એની સામે જ જોઈ રહ્યાં. પછી એમણે પોતાની તરફ જોયું. એના શરીર પર એમના કરતાં ઓછાં રૂંછાં હતાં. એનું મોઢું પણ એમના કરતાં ઓછું લાંબું હતું. જડબા નીચેનું હાડકું બહાર નીકળ્યું હતું અને કપાળ કંઈક મોટું હતું.

પેલાએ પણ એમને એ રીતે જોઈ લીધાં. એમના કરતાં પોતે ચડિયાતો હતો એમ પણ એને થયું. એણે પોતાની છાતી ઉપર હાથ મૂકીને કહ્યું : 'ઉવમ્ – ઉવમ્!' એ એનું નામ હતું.

શીશ અને સૂંહ એ શબ્દોનો ઉચ્ચાર કરવા પ્રયત્ન કરતાં ધીમે ધીમે ગણગણ્યાં :'ઊવંવ્' ઉવમે એમને ચોખ્ખો ઉચ્ચાર કરાવવા ફરી પોતાના નામનો ઉચ્ચાર કર્યો: 'ઉવમ્.' સૂંહે જોર કરીને ઉચ્ચાર કર્યો: 'ઉવમ્!' શીશ હોઠમાં રટચો 'ઉવમ્!'

ઉવમ્! ઉવમે શીશની છાતીએ આંગળી અડાડીને પૂછ્યું: 'તું?' શીશ કંઈ સમજી શક્યો નહિ. એ મૂંગો જ રહ્યો. એણે સૂંહની છાતીએ પણ એ જ રીતે આંગળી લગાડીને એનું નામ પૂછ્યું પણ તેય કંઈ સમજી નહિ ને ચૂપ રહી. થોડીવાર પછી સૂંહે ભૂખને યાદ કરતાં શીશને ખભે હાથ મૂકીને દુઃખના ભાવમાં 'શીશ' એવો ઉચ્ચાર કર્યો અને શીશે, 'પોતાનેય ભૂખ યાદ છે પણ કંઈ ખાવાનું છે નહિ, કેટલું ખરાબ!' એવો ભાવ સૂચવતાં 'સૂંહ' કરી સૂંહનો હાથ ખસેડી નાખ્યો. એ પ્રસંગ બનતાં જ ઉવમે એમનાં નામ શીશ અને સૂંહ પાડી દીધાં.

અને એ બોલ્યો, "શીશ–" કે તરત જ શીશે એની સામે જોયું, એટલે એ એને સામેની દિશા આંગળીથી બતાવતો એ તરફ દોરી ગયો. 'એ સૂંહ!' કહીને એણે સૂંહને પણ સાથે લીધી.

શીશ અને સૂંહ ચાલતાં ચાલતાં એકમેક સામું જોતાં ગણગણતાં જતાં હતાં: 'ઉવમ્–શીશ – સૂંહ! ઉવમ્.'

## ૬

# ક્ષુધાતૃપ્તિનો વિચિત્ર માર્ગ

ઉવમ્ શીશ-સૂંહને દોરી જતો હતો. અચાનક એણે જરા થોભીને પાછળ જોયું તો તેઓ બંને અટકીને ઊભાં રહી ગયાં હતાં. તેને આશ્ચર્ય થયું, "કેમ!" એણે હાથની સંજ્ઞાથી પૂછ્યું.

શીશે સામી દિશામાં આંગળી ચીંધી-"હુઉઉ!" એણે આંખ, મોં, ગાલ વગેરે પહોળાં કરીને ભયજનક અવાજનું સૂચન કર્યું અને માથું હલાવીને એ તરફ ચાલવા ના પાડી. એ તરફથી જ પેલો ઘોર ગર્જનનો અવાજ આવતો હતો કે જે અવાજે એમને રાફડામાંથી બહાર નીકળી જવાની પ્રેરણા આપી હતી.

ઉવમે મોંમાં ખાવાનું મૂકતો હોય તેની સંજ્ઞા કરીને કહ્યું: "ભૂખ! ત્યાં! ખાવાનું!" પણ શીશ હલ્યો નહિ. સૂંહની સામે એણે જોયું. સૂંહે કંઈ જવાબ વાળ્યો નહિ. એણે સૂંહનો હાથ પકડીને ખેંચી. સૂંહે શીશ તરફ જોઈને એક ડગલું ભર્યું. શીશ વિચાર કરતો ઊભો જ રહ્યો. સૂંહે બીજું ડગલું ભર્યું-નજર તો શીશ તરફ જ રાખી. શીશે હવે ડગલું ભર્યું. પછી તો સૂંહ એક એક ડગલું આગળ વધતી ગઈ અને શીશ પાછળ આવતો ગયો. એ તરફ ચાલવાની શીશની ઇચ્છા તો મુદ્દલે નહોતી, પણ એણે ખૂબ દૂર

સુધી નજર નાખી છતાં એને કોઈ પ્રાણી દેખાયું નહિ એટલે ક્ષુધાની આજ્ઞા માની એને ચાલવું જ પડયું.

જેમ જેમ તેઓ આગળ વધતાં ગયાં તેમ તેમ ગર્જન વધુ ઘેરું બનતું ગયું. હવેની ભૂમિ પણ ભયાનક આવતી હતી. એને કેટલીયે શંકા અને કેટલાય ભયો મનમાં આવી ગયાં. એને એ વાતનું ખૂબ આશ્ચર્ય થતું હતું કે આ બધું બદલાઈ કેમ ગયું? આ બધાં ઝાડ આમ પડી કેમ ગયાં? અહીં ઝાડ તો ઘણાં હતાં, ઘણાં ઝાડનાં મૂળિયાં દેખાતાં હતાં, પણ પડેલું ઝાડ તેની નજીક નહોતું દેખાતું એટલે પણ એને નવાઇ લાગતી. જ્યાં ત્યાં પ્રાણીઓનાં મુડદાં પણ દેખાતાં હતાં. એ બધાંમાંથી દુર્ગંધ નીકળતી લાગતી હતી. આ કેમ બન્યું તેની સમજ ન પડતાં એને ભય પણ લાગતો હતો.

સૂરજ પણ હવે પહેલાં કરતાં થોડો નીચો ઊતર્યો લાગતો હતો. એને થયું કે હવે તો થોડા આંટા મારીને સૂરજ અહીંથી પોતાને ઘેર ચાલ્યો જશે. જતાં જતાં આકાશમાં એ રંગો છાંટીને થોડા દિવસ પોતાનું તેજ એમાં મૂકતો જાય છે પણ પછી તો એ તેજ પણ તદ્દન ચાલ્યું જશે અને આકાશમાં એના તણખા જ રહેશે. એ તણખાઓમાં સૂઝે પણ કેટલું! એવું અંધારું આવવાનું છે છતાં અહીં આ બધું શું થઈ ગયું? આ કંઇ સારું નથી થયું, આનાથી બીક લાગે.

બીકથી એણે ઉવમનો ખભો પકડયો ને એને આગળ ન ચાલવાનું કહ્યું, પણ ઉવમે હસીને એનો હાથ પકડી પોતાની સાથે કર્યો ને ચલાવવા માંડયો.

અને પછી તેઓ એક ઊંચાઇ ચડી રહ્યાં ત્યારે શીશે સામે કશુંક નવીન જોયું. એ હતો ગર્જતો, ફીણો ઉડાડતો અને મોજાંઓની ફેણો ચડાવતો સમુદ્ર! "આ...આહ્!" શીશે ચીસ પાડી. ઉવમે એનો હાથ વધુ મજબૂત રીતે પકડયો અને સ્મિત કરીને કહ્યું, "કંઇ નથી, બીક નથી. એમાં ખાવાનું છે." પછી એ એના મોં સામે જોઇ

રહ્યો. શીશ ભય અને આશ્ચર્યથી અનિમેષ નજરે સમુદ્રને જોઈ રહ્યો. સૂંહ તો શીશને જ જોતી હતી. એણે પ્રેમભરી આંખે શીશને કહ્યું, "શીશ!" શીશના મોં પર થોડી શાંતિ આવી. ઉવમે એ જોયું ને એમને ત્યાં મૂકી એકદમ દરિયા સામે એણે દોટ મૂકી. વચ્ચે એણે એકવાર પાછળ નજર કરી લીધી કે શીશ અને સૂંહ ત્યાં જ ઊભાં છે, એટલે 'બેસજો, આવું છું' એવું એકવાર સૂચન કરી એ પછી જરા પણ પાછળ જોયા વિના સીધો દોડી ગયો.

દરિયાનું પહેલાંનું તોફાન અત્યારે નહોતું – એ અત્યારે અશાંત રીતે ઊછળ્યા કરતો હતો એટલું જ. ઉવમને એની બીક નહોતી. એ એકદમ એના પાણીમાં કૂદી ગયો. હડપ-હડપ કરી બેચાર વાર ઝાવાં નાખી પાણીનાં થોડાં નાનાં જીવડાંઓને પકડી લીધાં. હાથમાં સમાયાં એટલાંને હાથમાં રાખ્યાં ને પોતાના પેટમાં નાખી શકાયાં તેટલાંને પેટમાં નાખ્યાં. હાથમાં પણ બે આંગળીના વેઢાની ગાંઠો વચ્ચે એણે કુશળતાથી જીવડાંને પકડ્યાં હતાં. દરેક ગાંઠ વચ્ચે એક–બે, એક–બે જીવડાં પકડ્યાં હતાં. વધુ લઈ શકાય એમ ન લાગ્યું એટલે એ પાછો વળી ગયો હતો.

શીશ અને સૂંહ એને આવી નવીન ખાવાની વસ્તુઓ સાથે જોઈને પ્રશંસાથી એનું નામ ગણગણી ઊઠ્યાં. બંનેએ એક એક કરીને ખાવા માંડ્યું. સૂંહે ઉવમના મોંમાં એક જીવડું મૂકવા હાથ લંબાવ્યો પણ એણે હસીને પોતાનું ભરાયેલું પેટ બતાવ્યું.

ખાઈને એમણે પાણીની તપાસ કરી. ખાબોચિયાં તો એમને દેખાયાં, પણ એ બધાંનું પાણી એમને ભાવે એવા સ્વાદવાળું નહોતું.

સૂરજ કંઈ ખાસ સમયની ગણતરી આપે તેમ નહોતો કે જેથી ખબર પડે કે હવે સાંજ પડી કે રાત–મધરાત થઈ કે સવાર ઊગી, કારણ કે અહીં તો એ છ મહિના લાગલાગટ બધો સમય પ્રકાશતો જ રહેતો; એટલે પ્રાણીએ પોતાનો ઊંઘવાનો સમય પોતાને લાગેલા

થાક ઉપરથી જ નક્કી કરવાનો હતો. ઉવમ્–શીશ–સૂંહને થાક તો નહોતો જણાતો પણ આજના આનંદમાં તેઓને બીજું કંઈ ન સૂઝતાં શરીરો લંબાવવાનું જ સૂઝયું અને એમ સૂતાં સૂતાં એમને ક્યારે ઊંઘ આવી ગઈ એનું એમને ભાન ન રહ્યું.

થોડીવારે એકાએક જાણે કોઈ અવાજથી જાગી ગયો હોય તેમ ઉવમ્ જાગી ગયો. એણે આશ્ચર્યથી આસપાસ જોવા માંડ્યું. શેનો અવાજ તેણે સાંભળ્યો એની એને સમજ ન પડી. બાજુમાં પડેલી સૂંહના શરીર તરફ એણે નજર નાખી. એના શરીર પર કંઈ નહોતું. કમ્મર પર ઝાડની છાલ જેવું પણ કંઈ નહોતું. દરિયા પરથી આવતો પવન ઠંડો હતો અને તેમાં સૂંહનું શરીર કંપતું હતું. ઉવમ્‌ને થયું કે સૂંહે જ ઠંડીને લીધે ઊંઘમાં અવાજ કર્યો હશે. અને એ જ અવાજ એણે સાંભળ્યો હશે. ઉવમ્‌ની કમ્મર પર એક કપડું હતું અને છાતી પર પ્રાણીના વાળ કાપી તેમાંથી ગૂંથેલું બીજું વસ્ત્ર હતું. એણે છાતી પરનું વસ્ત્ર કાઢી સૂંહની ઉપર નાખી દીધું ને પછી થોડીવાર સૂંહ તરફ જોઈ રહ્યો. સૂંહનું અંગ ધ્રૂજતું કંઈક બંધ પડ્યું હતું. એ જોઈ ને એણે શાંતિ અનુભવી અને પડખું ફેરવ્યું.

મીઠી નિદ્રા લઈને સૂંહ જ્યારે જાગી ત્યારે એણે પોતાની એક બાજુ શીશને અને બીજી બાજુ ઉવમ્‌ને ઘસઘસાટ ઊંઘ લેતા જોયા. પછી પોતાની ઉપર પડેલા વાળના કપડાને જોઈ ને એને નવાઈ લાગી કે એ એની પાસે ક્યાંથી આવ્યું! એને એ મીઠું તો લાગ્યું જ. એને એણે બંને હાથે છાતી સાથે દાબી તેમાંથી વધુ હૂંફ લીધી.

એણે ઊંઘ પૂરી કરી હતી એટલે હવે ફરી ઊંઘ આવે એમ નહોતું. ઊઠીને એણે આમતેમ ફરવા માંડ્યું. દરિયો ઘૂઘૂ ઘૂઘવતો હતો. અંદર નાનાંમોટાં પ્રાણીઓ અવારનવાર સપાટી ઉપર દેખા દેતાં તરી રહ્યાં હતાં. એ જોઈને એની ક્ષુધા જાગ્રત થઈ ગઈ. છાતી પરનું કપડું આડું જોઈને ફેંકી એ દરિયા તરફ દોડી. કપડું ઊડીને

ઉવમ્ ઉપર પડયું હતું એ એણે જોયું. બીજીવાર પાછળ જોયા વિના એ દરિયાના પાણી પાસે આવી.

કાલે ઉવમ્ આમાંથી જ ખાવાનું લાવ્યો હતો. એ ખાવાનું નવી જાતનું અને સારું લાગ્યું હતું. સૂંહે પોતાને હાથે એ લેવાની ઇચ્છા કરી. એણે પાણીમાં ઝંપલાવ્યું, પણ અંદર પડયા પછી એને લાગ્યું કે એનાથી બહાર નીકળી શકાતું નથી ને અંદર ગૂંગળાવાય છે. એ બેબાકળી બની સપાટીના પાણીને પકડીને ઉપર રહેવા મથવા લાગી. મોઢામાં આવતા પાણીને પાછું ઓકતી, માથું હલાવીને પાણીને ન સ્પર્શવાનો પ્રયત્ન કરતી, માથા પરથી પાણીને ખંખેરી નાખતી, પાણીને જાણે વડચકાં ભરતી હોય તેમ એ કરવા લાગી.

એટલામાં જ પાછળથી એની કમ્મરે કોઈનો હાથ વીંટાયો. સામું જોયા વિના જ વ્યક્તિને એ બાઝી પડી. વ્યક્તિ એને બહાર ખેંચી લાવી. પાણીમાંથી એને બહાર કાઢનાર ઉવમ્ હતો. એને રેતી પર સુવાડી ઉવમ્ ખડખડાટ હસી પડયો – માથું હલાવી એને સમજાવતો હોય તેમ બોલ્યો, "તારાથી ન જવાય. તું તો પાણીની અંદર જ ઊતરી જા. તારાથી પાછું બહાર જ ન આવી શકાય ના!"

સૂંહે હસવાનો પ્રયત્ન કર્યો પણ એની અકળામણ હજી દૂર નહોતી થઈ એટલે એ ખુલ્લી રીતે હસી શકી નહિ. એ શાંતિથી શ્વાસ લેવા આંખ મીંચી ગઈ. ઉવમે પોતાના કપડાથી એનું માથું ઘસીને કોરું કર્યું અને એના શરીર પરથી પાણી લૂછી નાખ્યું. સૂંહ એની મધુરપ અનુભવતી આંખ મીંચીને પડી જ રહી.

વન તો વેરાન થયું હતું પણ આટલા દિવસોએ ફરી એમાં કોઈ કોઈ જીવજંતુના અવાજનો ઉદય થયો હતો. દરિયો એકવાર આગળ આવીને ખસી ગયો હશે તેથી બનેલા એક ખાબોચિયાના પાણીમાં મરેલા કરચલાનાં શરીરમાંથી અને પાણી, હવા, પ્રકાશ

અને માટીના સંયોગથી કેટલાંક જીવડાં જન્મ પામ્યાં હતાં. એ જીવડાં-માંથી ઊડીને કેટલાંક જમીન પર પણ પડયાં હતાં અને ચાલવા લાગ્યાં હતાં. ઉવમ્‌ને સૃષ્ટિ હસતી લાગી.

શીશની આંખ ઊઘડી. એણે સૂતાં સૂતાં બંને બાજુ નજર નાખી. દરિયાકાંઠે એણે એમને જોયાં. સૂંહ સૂતી હતી અને ઉવમ્ એના શરીર પર લળીને કંઈક કરતો હતો. એ એકદમ દોડયો. દોડતાં દોડતાં બાજુમાં ફરતાં જીવડાં એણે જોયાં. એક જીવડું તો મોટું હતું અને તેમાંથી માંસનો સ્વાદ આવે એવું લાગતું હતું. એને એકવાર થઈ ગયું કે નીચો નમીને એને ઉપાડીને એ ખાઈ જાઉં, પણ એના પગે એને થોભવા ન દીધો. સીધું જોઈને એ સૂંહ અને ઉવમ્ તરફ જ દોડયો ગયો.

નજીક જઈ ને જોયું ત્યારે જણાયું કે સૂંહ શાંતિથી સૂતી હતી અને ઉવમ્ એના શરીર ઉપર હાથ ફેરવતો હતો અને એના કાન પાસે પોતાના હોઠ ફફડાવતો હતો. એના મનમાં ભય પેઠો હતો તે આ જોઈ ને શાંત બન્યો. કેવો વહેમી પોતે! આવા વિચારમાં એણે 'સૂંહ' એવો નાકમાંથી ઉદ્‌ગાર કાઢો મનના વિચારને કાઢી મૂકયો.

સૂંહે એના ઉદ્‌ગારને સાંભળ્યો. એણે આંખ ઉઘાડી. શીશે એને ઊભી થવાની ઈશારત કરી. સૂંહ ઊભી થઈ. શીશે એને ચાલવાની સંજ્ઞા કરી. સૂંહ આશ્ચર્ય પામીને સ્થિર જ ઊભી. શીશ એક ક્ષણ જોઈ રહ્યો અને પછી એનો હાથ ઝાલી એણે એને આગળ કરી. સૂંહે ઉવમ્ સામે જોયું પણ ઉવમ્ તો નીચું જ જોઈ ગયો, અને એણે કંઈ પ્રત્યુત્તર વાળ્યો નહિ એટલે સૂંહે શીશનો જ હુકમ માન્યો.

પેલું માંસલ જીવડું દેખાયું હતું ત્યાં આગળથી શીશ ચાલ્યો, પણ એણે જોયું કે એ મોટા જીવડાને તો કેટલાંક નાનાં જીવડાંઓએ મળીને ફોલી ખાધું હતું અને એ જીવડાં આમતેમ ભાગી રહ્યાં હતાં.

કોઈ ઊભાં રહીને અંદર અંદર બાઝતાં પણ હતાં. શીશ થોડીવાર ત્યાં ઊભો રહ્યો અને માથું ધુણાવ્યું. ઉવમ્ કંઈક સમજ્યો. એણે દરિયા તરફ આંગળી ચીંધીને ખાવાની સંજ્ઞા કરીને કહ્યું, “ માછલાં ?” શીશે નકારમાં માથું ધુણાવ્યું.

શીશના મનમાં આછું આછું એક સ્મરણ જાગતું હતું. ઉવમ્‌ના નાના શરીરને અને પોતાના મોટા શરીરને જોઈને જ એ સ્મરણ જાગ્યું હતું એની એને ખબર નહોતી. એ સ્મરણ શું છે એ પણ એને બરાબર સમજાતું નહોતું. એણે એ સમજવા માથું કૂટયું અને મક્કમપણે આંગળી લંબાવીને સૂચવ્યું, “ અહીંથી દૂર દૂર ચાલ્યું જવું છે, અહીં રહેવામાં હવે મજા નથી. ”

# પૂર્વજોની સ્મરણભૂમિ

જે સ્મરણને સ્પષ્ટ કરી સમજવા શીશે માથું કૂટયું હતું તે સ્મરણ હતું એક ભયાનક આક્રમણનું. તે દિવસે એ હજી એની માતાના ખોળામાં હતો. એને આજે ઝાંખું ઝાંખું યાદ આવતું હતું કે કોઈક લોકો આવ્યા હતા—એને ખબર નહોતી કે એની બચાવનાર વ્યક્તિના જ એ વડા જાતિભાઈઓ હતા. એની મા એને છાતીએ વળગાડીને ભાગી રહી હતી, પણ ભાગતાં ભાગતાં એ એની છાતીએથી છૂટી ગયો હતો અને માને એની ખબર જ નહોતી પડી. માએ તો છાતીએ હાથ દાબી રાખ્યો હતો અને એણે તો માન્યે રાખ્યું હતું કે એનું બાળક એનાં હાથ અને છાતી વચ્ચે જ દબાયેલ છે, એ પડવાનું કઈ રીતે ?

એ પડી ગયો. એની પાસેથી પછી તો ઘણા લોકો દોડી ગયા પણ કોઈને એની ખબર ન પડી. એ તો હાથ ઉલાળતો અને પગ પછાડતો જ રહ્યો હતો. બધા ચાલ્યા ગયા તોપણ એની એ ક્રિયા તો ચાલુ જ રહી હતી. એ પછી એ કોઈક રીતે મોટો થઈ ગયો.

અત્યારે એ જે લોકોને યાદ કરતો હતો એ જ લોકોને ઉવમ્ પણ યાદ કરી રહ્યો હતો. પણ ઉવમનાં તો એ સૌ મા, બાપ, કાકા, બેન, ભાઈ અને પિતરાઈઓ હતાં. તેઓ એનાં ગ્રામભાઈઓ હતાં–

એનાં જાતિભાઈઓ હતાં. ઉવમ્ એમની સાથે રહ્યો હતો અને રમ્યો હતો.

નાનપણમાં ઉવમ્ બહુ તોફાની હતો. એ ગમે તેની જોડે લડવા ચાલ્યો જતો. એનું પથ્થરનું નિશાન તો ખાલી જ ન જતું. એનો મુક્કો માથું ન ભાંગે તો નીચે તો બેસાડી જ દે. એનો પડખાનો ઘા તો એનો પોઠિયો પણ સહન ન કરી શકતો.

એનો નાનકડોક એક પોઠિયો હતો. એના ઉપર એને બહુ વહાલ હતું. આખો દિવસ એ એની ઉપર બેસીને ફર્યા કરતો. રસ્તામાં જે કોઈ સામું મળે એને એ એ પોઠિયાની ઢીંક ચડાવે. પોઠિયાને એ મારે પણ ખરો, પણ હેત પણ ખૂબ કરે. પોઠિયો ભૂખ્યો હોય ત્યાં સુધી એ પોતે ખાય નહિ.

ઉવમ્નાં વડીલો કહેતાં, 'આ ઉવમ્ પોઠિયા પર બેસી સૂર્યની સાથે આખી પૃથ્વીને પ્રદક્ષિણા કરશે. એય ઉવમ્! તેં જંગલમાં વસનાર[1] લોકોને જોયા છે ?'

'આપણે પણ જંગલમાં રહીએ છીએ ને !' ઉવમ્ કહેતો.

'પેલાં જંગલોમાં તો શોધ્યો સૂરજ પણ ન જડે !'

'એમ ! એ આપણે શોધવાના.' ઉવમ્ કહેતો.

'પછી, તેં કાચું માંસ ખાનાર[2] દીઠા છે ?'

'એ તો ઘણુંય જાનવર કાચું માંસ ખાય, હુંય ખાઉં.'

'એમ નહિ. લોકો ટેવથી એ ખાય. એ લોકો બરફમાં રહે.'

'તો આપણે એમને જોવાના.' ઉવમ્ કહેતો.

ઉવમ્ થોડો મોટો થયો એટલે એનાં નાનાં સ્વપ્નાં અને તરંગી વાતો પણ મોટાં અને સુદૃઢ થયાં. એણે વડીલો પાસે પોતાની ઇચ્છા પ્રગટ કરી.

---

૧. ઓરાંગઉટાંગ ( મલાયન શબ્દ )
૨. 'એસ્કિમો'નો અર્થ રાંધ્યા વિનાનું માંસ ખાનાર.

‘તું ક્યાં જઈશ ? શું કરીશ ?’ વડીલોએ પૂછ્યું.

‘હું દૂર દૂર જઈશ. હું એવું એવું કરીશ કે એવું તો કોઈએ ન કર્યું હોય!’

‘એમ! ત્યારે તો તને ભલા માનથી વિદાય આપવી જોઈએ.’

ઉવમની વાત એ કેવળ વાત નહોતી એમ વડીલોને લાગ્યું એટલે એમને એનો આનંદ થયો.

ઉવમના નીકળવાનો દિવસ હતો. ગામ આખું એની આસપાસ ભેળું થયું હતું. એક તરફ સ્ત્રીઓ બેઠી હતી. એક તરફ પુરુષો બેઠા હતા. એક તરફ દાસ-દાસીઓ ઊભાં હતાં. વચ્ચે વચ્ચે આવીને કોઈક પશુ પણ બેસી ગયું હતું. સૌની પાછળ મશાલો બળતી હતી અને વચમાં મોટું તાપણું કર્યું હતું. તાપણાની આસપાસ કેટલાંક જુવાન છોકરા-છોકરીઓ બેઠાં હતાં.

શાંતિ થઈ એટલે છોકરા-છોકરીઓ ઊભાં થયાં અને ‘હે-હુ-હુડુડુ! પામારાશી પુડુડુ!’ એવા સ્વરોમાં લહેકાથી એક ગીત શરૂ કર્યું અને પગને ઠમક આપી.

તેઓ હજી નૃત્ય શરૂ કરે ત્યાં તો એક પીઢ માણસ ઊભો થયો અને એણે બૂમ મારી: ‘એ જુવાનો! એવું ગીત નથી ગાવાનું.’ અને એણે લાંબા રાગે ભાષણ જેવું બોલવા માંડયું : ‘તમારા હુડુડુ જેવા દરિયાને પુડુડુ કરીને આપણા જેવાં પામરોનો નાશ કરવા બોલાવવાની શી જરૂર છે? આપણે બધાં હજી આનંદ કરીએ છીએ. આપણાં ખેતરો હજી લીલાં છે. આપણાં પશુઓ હજી દૂધ આપે છે. આપણાં ઘરો હજી ઊભાં છે અને નવાં ઘરો બનાવવાની બુદ્ધિ આપણામાં હજી તાજી છે. આપણને હજી ખબર પડે છે કે સૂરજ આપણા દેશમાં ક્યારે આવવાનો છે અને તેનું અજવાળું ચાલે તેટલા વખતમાં આપણે શું શું કામો કરી લેવાનાં છે. આપણે તારાઓનાં ઝુમખાંઓને

પણ બરાબર ઓળખી શકીએ છીએ અને એમના ઝાંખા અજવાળામાં પણ કામ કરવાને આપણી આંખોમાં હજી શક્તિ છે. આપણી સ્ત્રીઓ હજી અગ્નિ કરતાં અને અગ્નિ સાચવતાં જાણે છે. તેમને માંસ શેકતાં આવડે છે અને અનાજનો ભુક્કો બનાવીને તેના ગોળા કરી તેને તેઓ શેકી પણ જાણે છે. તેઓને માટીના વાસણો બનાવતાં આવડે છે અને તેમાં દૂરથી પાણી ભરી લાવવાનું પણ તેમનામાં જોર છે. આપણાં બાળકો પશુઓને ઘાસ ચરાવી શકે છે અને જાનવરો સાથે લડવાની પણ તેમનામાં હિંમત છે. આપણા વૃદ્ધો હજી બસો વરસની ઉંમર સુધી જીવીને જુવાનોને સારી રીતે જીવતાં શીખવી શકે છે. એ વખતે તમારા આવા ગીતની જરૂર નથી, નાલાયકો! બીજું કંઈ ગાઓ.'

જુવાનિયાંઓએ બીજું ગીત ઉપાડયું :

મારો દેશી દૂર જાશે – દૂર જાશે !
અમને ક્યારે મળશે હો !
દૂર જાશે – દૂર જાશે હો !
દેશીડા, ના દૂર જાશે, પાછો કે' દિ' અમને મળશે ?
દૂર જાશે – દૂર જાશે – દૂર જાશે હો !
નાની પોઠની માથે ચડશે! સૂરજની એ પણછે પડશે !
દૂર જાશે – દૂર જાશે – દૂર જાશે હો !
દરિયો ઓરે હાકલ દેશે ! પવન પીછાં પાંખાં કરશે !
દૂર જાશે – દૂર જાશે – દૂર જાશે હો !
સપનાંમાં હો બેઠો થાશે ! જૂની જોતી વાતો કરશે !
દૂર જાશે – દૂર જાશે – દૂર જાશે હો !
મારો દેશી દૂર જાશે – દૂર જાશે
અમને ક્યારે મળશે હો !
દૂર જાશે – દૂર જાશે હો !

ગીતની હલક બહુ મજાની હતી, અને તેમાંયે જુવાનિયાંઓએ એને પોતાનાં નૃત્ય ઉપર ચગાવી હતી એટલે સૌ સ્થિર થઈને સાંભળી રહ્યાં હતાં. ઘરડાંઓના કાન પણ એ સાંભળવામાં તલ્લીન થઈ ગયા હતા. પણ ઉવમ્‌ને એ ન ગમ્યું. એની અસર માઠી હોય અને મગજમાંથી એને ખેરવી દેતો હોય તેમ માથું હલાવીને એ ઊભો થઈ ગયો.

બધાંએ ઊભાં થઈ ને ' હો – ઉવમ્ – હો !' નો આનંદોદ્‌ગાર કર્યો. પશુઓ પણ ઊભાં થઈ ગયાં અને આનંદથી માથું હલાવવા લાગ્યાં. પછી બધાંઓએ પોતાના હાથ ઊંચા કર્યા અને ઉવમ્‌ને આશીર્વાદ આપ્યા. વૃદ્ધોએ એક પછી એક વચનો કહ્યાં : ' દૂર દેશો જોઈ આવો અને આપણી વસ્તુને ત્યાં વસાવો !' ' દૂર દેશો જોઈ આવો અને નવાં અનાજની શોધ કરો !' ' દૂર દેશો જોઈ આવો અને નવી ધાતુઓ જોઈ આવો !'

ઉવમ્ પ્રવાસ માટે તૈયાર તો ગંભીરતાથી જ થયો હતો, પણ આ વાતાવરણે તો એના હૃદયને પણ ગંભીર કરી નાખ્યું. મસ્તી અને બેપરવાઈ એની આંખોમાંથી ઊડી ગયાં.

એણે બધાંના આશીર્વાદો સામે નમ્રતાથી મસ્તક નમાવ્યું. સૌએ એની ખાવાની કોથળીમાં પોતાના તરફથી થોડું થોડું ખાવાનું નાખ્યું. સૌએ એની વસ્ત્રોની કોથળીમાં પોતાના તરફથી થોડી થોડી દોરીઓ નાખી. વડીલોએ એને હથિયારો બાંધ્યાં. પછી એ પોતાના વહાલા ઘોડિયા પર બેઠો. એને ઘોડિયા પર બેઠેલો જોઈને સૌએ એના નામનો ઘોષ કર્યો : ' ઉવમ્ હો !' અને ઘોડિયો ચાલ્યો.

ક્યાંય સુધી લોકો એને વળાવી આવ્યાં. એ દૂર દૂર જતાં દેખાતો બંધ થયો ત્યારે સૌ પાછાં ફર્યાં – સૌનાં મગજમાં ગુંજતું હતું:

'દૂર જાશો, દૂર જશો – અમને ક્યારે મળશો હો!'

ઉવમ્ અત્યારે તો શૂન્યમનસ્ક હતો. શૂન્ય આકાશ સામે જોઈને એ પોઠિયાને હંકાર્યે જતો હતો. એના મગજમાં પણ એ જ લીટી હતી – જરા ફેર સાથે :

'દૂર જાશું, દૂર જાશું–તમને ક્યારે મળશું હો!'

પણ ગામની સીમ વટાવી ગયો અને ચારે પાસ લીલી મસ્ત વનસ્પતિ દેખાઈ. એના મગજમાં તાજગી આવી ગઈ અને પછી એક સરોવર આવ્યું ત્યારે એને કાંઠે ઝાડ નીચે એ પેટની ભૂખ ભાંગવા ઊતર્યો. ખાવા લાગ્યો ત્યારે એને થઈ આવ્યું : 'આમ એકલો જ બધે ફરીશ, એકલો જ ખાઈશ, એકલો જ રહીશ. મને શું વાંધો આવવાનો છે?'

એણે પોતાના પોઠિયા સામે જોયું. પોઠિયો મજબૂત હતો. પોઠિયા પરનાં આયુધો પણ મજબૂત હતાં. એ આયુધો એને પહાડ પાસેથી, અગ્નિ પાસેથી, જંગલ અને જંગલી પ્રાણીઓ પાસેથી મળ્યાં હતાં. એના દાદા અને બાપુએ એને એ વાપરતાં શીખવ્યું હતું. એના પોઠિયા પર કેટલાંય ઝાડની છાલનાં વસ્ત્રો, ચામડાંનાં વસ્ત્રો અને કોમળ રેસાઓનાં વસ્ત્રો હતાં. એની ભાભીઓએ, એની બેનોએ અને એની દાસીઓએ એને એ હેતથી તૈયાર કરી આપ્યાં હતાં. એમણે એને હેતથી સાથે બંધાવેલ હતાં શેકેલ લોટથી ભરેલાં માટલાં અને સ્વાદિષ્ટ મધ.

આટલું હોવા પછી એને ભય શો?

અને આટલું ન હોય, આમાંનું કંઈ જ ન હોય, તોપણ એને શો ભય હતો? એનાં બાવડાં મજબૂત છે, એની બુદ્ધિ તેજસ્વી છે અને એનું મન મક્કમ છે. આ સાધનોથી એ પૃથ્વીના કોઈ પણ ભાગમાં કોઈ સ્થિતિમાં સુખેથી ફરી શકશે.

એને ભય શો છે?

દૂર જાશું – દૂર જાશું...કંઈ ભય નથી ગમે તેટલું દૂર નીકળી જવાય તો.

ઉવમે એકવાર ફરીથી ગામ તરફ નજર કરી લઈને ત્યાં અને ત્યાંથી દૂર એમાં કશો ફેર નથી એવી મનને ખાતરી આપી દીધી અને એણે પોઠિયાને ઉતાવળે ચલાવ્યો.

જીવનનું અણમૂલ એ સ્મરણ હતું!

ઉવમને સ્મરણ માત્ર એટલાનું જ નહોતું, એને તો સ્મરણો જાગતાં હતાં એ જ્યાં જ્યાં ફર્યો તે તમામ પ્રદેશોનાં. છ મહિનાના અખંડ દિવસમાં, ત્રણ મહિનાની અખંડ રાત્રિમાં અને ઉષાસંધ્યાનાં ત્રણમાસી આછાં અજવાળાંઓમાં એ અનેક સ્થાને ફર્યો. સૂર્ય ક્ષિતિજ પર આવ્યો અને ગયો અને ફરી આવ્યો ને ફરી ગયો – એમ એકવાર નહિ પણ ત્રણવાર આવ્યો ને ગયો–તેટલા લાંબા સમય પછી એ ઘૂમ્યો. એણે વનોમાં જાતજાતનાં પ્રાણીઓ જોયાં. પહાડોમાં પણ પ્રાણીઓ જોયાં. દરિયાઓની અંદર અને દરિયાને કાંઠે જીવતાં પ્રાણીઓ જોયાં. એ પ્રાણીઓમાં મૂંગાં, ચારપગાં, પેટે ચાલતાં–એવાં પ્રાણીઓ હતાં. બે પગે ચાલતાં પણ વિચિત્ર જાતનાં લાગતાં અર્ધમાનવો જોયાં. વિવિધ પ્રકારની વનસ્પતિ જોઈ. એ બધું જોઈને એણે ઘણું ઘણું જ્ઞાન મેળવ્યું.

પણ આ બધાં સ્મરણોમાંથી બે સ્મરણો વારે વારે એના મગજ આગળ ચિત્રિત થતાં હતાં. એ સ્મરણોએ એના માનસબંધારણને જબરો પલટો આપી દીધો. એ કેવળ મસ્તીમાં જ બધે ફરતો હતો તેમાંથી એ ઘટનાએ એને ગંભીર બનાવી દીધો. એ ઘટનાઓએ એના જીવનપ્રવાહને બદલી નાખ્યો. એ ઘટનાઓ એની સામે તરવા લાગી.

શીશ ઉવમ્ ઉપર જ વિચાર કરતો હતો, પણ એ વિચારો સ્પષ્ટ નહોતા. પોતાની ધૂનમાં એ માથું ડોલાવતો ચાલતો હતો. સૂંઢ પણ એને પોતાને પણ ખબર ન પડે તેમ ઉવમનો જ ઝાંખો ઝાંખો વિચાર કરતી ચાલતી હતી. પણ ઉવમનો ખરો વિચાર બેમાંથી કોઈને નહોતો.

# પ્રથમ શિક્ષણ

**નાની** એવી એક વસ્તી છે. નાનકડી જ જાતિ છે. પુનુખુ નામના એ જાતિના એક માણસે થોડા જ વખતથી એ જાતિને વ્યવસ્થિત કરી છે, તેમનામાં સંસ્કાર રેડ્યા છે અને તેમની અહીં વસ્તી બનાવી છે.

પુનુખુ નાનપણમાં ખૂબ અખતરાઓ કરવાનો શોખીન હતો. એ બહુ કલ્પનાશીલ હતો. એ રખડુ પણ પૂરો હતો અને એમાંથી જ એણે આજે જાતિના આગેવાન બનવાની શક્તિ મેળવી હતી. આખી જાતિ એના હુકમને માન્ય રાખતી.

પણ એની જાતિ એના પર ખાસ તો એ વાત પર ખુશ હતી કે, એણે પ્રતિજ્ઞા લીધી હતી કે એ કોઈ સ્ત્રીને કદી મળશે નહિ. દેવે એને એવી આજ્ઞા આપી હતી એ ખરું, પણ દેવની એવી આકરી આજ્ઞા માનવાનું કોણ માથે લે છે? જાતિના લોકોને મન પુનુખુની એ પ્રતિજ્ઞાનું મહત્ત્વ બીજી રીતે પણ ઘણું મોટું હતું. આ પહેલાં પણ જાતિમાં કેટલાક બુદ્ધિશાળી અને બળવાન આગેવાનો થયા હતા. તેમણે પણ જાતિને માટે ઠીક ઠીક કામ કર્યું હતું. પણ એ બધા આગેવાનોએ જાતિનું બૂરું પણ ખૂબ કર્યું હતું. એ બૂરું થયું હતું એક માત્ર સ્ત્રીની જ તકરારમાંથી. એક સ્ત્રી અમુક પુરુષોની સાથે જતી

હોય અને આગેવાન પાસે ન જતી હોય અને આગેવાનને તેની સોબતની ઇચ્છા થાય તો તે પેલા બીજા પુરુષો સાથે એ માટે ઝઘડો કરે – એમાંથી લડાઈ થાય. જાતિમાંથી પોતાની જ જાતિના માણસોને મારી નાખવા માટે લડનારાઓના બે ભાગ પડે અને એમ જાતિના ઘણા માણસો મરી જતા. આટલા કારણે તેઓ વસ્તી બાંધીને કાયમ રહી શકતા નહિ, તેમને જંપ રહેતો નહિ – એકંદર બધાને દુઃખ રહેતું. એટલે પુનુખુની આ પ્રતિજ્ઞા તો જાતિને માટે ઘણી જ સારી પ્રતિજ્ઞા હતી. એટલે જાતિના તમામ લોકો એને માથે વારી જતા હતા.

પુનુખુ નાનપણથી જ શોધકવૃત્તિનો હતો. એ બહુ જ એકાગ્રચિત્ત રહેતો. એ કંઈક વિચારવામાં પડચો હોય અથવા કંઈ કરતો હોય ત્યારે કોઈની દખલ આવે તે એને જરાય પસંદ ન હતું. એનો આ સ્વભાવ જાણવા છતાંય એના ઝૂંપડાની બાજુમાં રહેતી તુકુ એની વચ્ચે બહુ આવ્યા કરતી.

પુનુખુએ એમ સાંભળ્યું હતું કે તુકુ છોકરાઓને બહુ બગાડે છે. એના ચેનચાળા જોતાં પુનુખુને એ વાત સાચી લાગતી એટલે ઘણીવાર જ્યારે તુકુ નજીક આવે ત્યારે પુનુખુ એને ચાલી જવાનું જ કહેતો. છતાંય તુકુ ન જતી તો તેને તે મારતો પણ ખરો. પણ આમ તો તુકુ પણ ચડે ચડી. એ વારેવારે પુનુખુ પાસે આવવા લાગી અને પુનુખુ સામે કંઈ કંઈ ચાળા કરતી. પુનુખુને આથી બહુ ત્રાસ થતો અને એમાંથી એના મગજમાં સ્ત્રીઓ વિરુદ્ધના વિચારો બંધાતા હતા.

બંનેનાં ઝૂંપડાં બાજુબાજુમાં હતાં તેથી ગાઢ ઓળખાણ તો સહેજે બંનેને થાય જ, પણ એની શરૂઆત તો પુનુખુ તરફથી જ થઈ હતી, પુનુખુમાં કંઈક આકર્ષણ છે એમ તુકુને ત્યારપછી જ લાગ્યું હતું. એના ચાળા વધી ગયા એ ખરું પણ પુનુખુ પ્રત્યે ખેંચાવા માટે એનો દોષ નહોતો. દોષ તો પુનુખુનો પણ નહોતો.

એ કંઈ તુપ્કુની પાસે દોસ્તી વધારવા માટે નહોતો ગયો, પણ તુકુ સરસ કારીગર હતી એટલે એ એની કારીગરી શીખવા એની પાસે ગયો હતો. તુપ્કુ પણ કલ્પનાશીલ હતી. કલ્પના કરીને એ ઘણી સાચી બાબતોની આગાહી કરી શકતી. પુનુખુ કરતાં એનામાં એ શક્તિ વધુ કુદરત–બક્ષેલી હતી. પુનુખુ એની પાસે ગયો હતો એની એ વિદ્યાઓ જાણવા, કારણ કે જ્ઞાન મેળવવું એ એનો શોખ હતો.

એણે તુકુનાં બનાવેલાં હાડકાંનાં રમકડાં જોયાં. એણે હાડકાંની સરસ સોયો બનાવી હતી. એ સોયો ઉપર બારીક કોતરણી બીજા હાડકાથી એણે કરી હતી. આ સોયોથી એ ચામડાં સીવતી. તુપ્કુએ કેટલાક નવા રંગો બનાવ્યા હતા અને તેનાથી એણે પોતાની ઝૂંપડીની દીવાલ ઉપર કેટલાંય ચિત્રો દોર્યાં હતાં. એ ચિત્રો એણે પોતાના નખથી જ દોર્યાં હતાં. તુપ્કુએ માટીનાં કેટલાંક વાસણો પણ બનાવ્યાં હતાં. એના ઉપર પણ એણે ચિતરામણ કર્યું હતું. એણે ઘરનું ભોંયતળિયું માટીને એવી સરસ બનાવીને એવી સરસ રીતે લીપ્યું હતું કે એ ઘણું જ લીસું લાગતું હતું.

પુનુખુ તુપ્કુની આ કારીગરી ઉપર ખુશ થઈ ગયો હતો. એણે તુકુનો જમણો હાથ પકડી એને અભિનંદન આપતાં તેને ઊંચો નીચો કર્યો હતો. એણે પ્રશંસા કરતાં કહ્યું હતું, ‘જેવી તું સરસ છે, તેવું તારું કામ સરસ છે.’

એ પછી એ બેચાર વાર તુકુની સાથે જંગલમાં એકલો ફરવા પણ ગયો હતો. એનો હાથ ઝાલી અને એના ખભા પર હાથ મૂકી એણે એને પોતાનું વહાલ પણ દેખાડ્યું હતું. પણ એ બધું નિર્દોષ હતું – એ કેવળ તુપ્કુની પ્રશંસા કરવા ખાતર જ હતું.

પરંતુ એનો અર્થ તુપ્કુએ બીજો જ કર્યો એણે પુનુખુને બીજા છોકરાઓ જેવો જ માની લીધો, અને પુનુખુ બીજાઓ કરતાં સારો તો હતો જ એટલે એ એની પાસે વિશેષ આવવા લાગી.

પુનુખુને એટલું બધું થાય તે ગમતું નહોતું. એણે જોયું કે તુકુ તો એના કામમાં વાંધો આવે તેમ વર્તે છે એટલે એને તુકુનો અણગમો આવ્યો.

અને પુનુખુને બીજી પણ કેટલીક છોકરીઓનો થોડોઘણો એ જાતનો અનુભવ થયેલો એટલે એના મનમાંથી છોકરીઓ માટેનું માન ઊતરી ગયું.

પુનુખુ મોટો થયો. એણે પોતાની જાતિના લોકોને વ્યવસ્થિત શિકાર કરતાં શીખવ્યું. એણે વ્યવસ્થિત જમીન ખેડતાં અને બી વાવતાં શીખવ્યું. એણે અવારનવાર તોફાનોની આગાહીઓ આપવા માંડી અને લોકોને એ આગાહીઓ સાચી પડતી દેખાઈ. એણે લોકોને તોફાનોમાંથી બચવાને સારાં ઘરોનો આશરો લેવા તેવાં ઘરો બાંધવાની કળા બતાવી. જે વખતે એક ઠેકાણે તોફાન હોય તે જ વખતે કયે ઠેકાણે તોફાન ન હોય તે તેણે લોકોને બરાબર બતાવ્યું અને લોકોને લાગ્યું કે પુનુખુની પાસે રહેવું સારું છે. લોકો એની આસપાસ રહેવા લાગ્યા, અવારનવાર એની પાસેથી સલાહો લેવા લાગ્યા અને એના હુકમોને માનવા લાગ્યા. બધા લોકો પાસે જરૂરની બધી વસ્તુ કંઈ ન હોય, તો જ્યારે પોતાની પાસે ન હોય તે વસ્તુની જરૂર પડયે શું કરવું તેના ઈલાજ લેખે એણે લોકોને વસ્તુનો અને શ્રમનો વિનિમય બતાવ્યો. લોકો સ્ત્રીઓ માટે લડતા તે માટે એણે અમુક લોકોને અમુક જ સ્ત્રીઓ સાથે સંબંધ રાખવો તેવા નિયમો કરી આપ્યા.

લોકોને પુનુખુ બહુ ગમી ગયો.

પણ પુનુખુને હજી તેમણે પોતાનો વિધિસર ગણદેવ નહોતો સ્થાપ્યો. લોકોએ એને વિનતિ કરી, 'પુનુખુ, દેવનો હુકમ લે, દેવ તને અમારો ગણદેવ કરે, તું અમારો ગણદેવ થા.'

પુનુખુને પણ થયું કે એમ કરવું જોઈએ. દેવના હુકમથી એ

ગણુદેવ થાય તો કેટલાક લોકો એનું કહ્યું નથી માનતા તે પણ પછી માનશે. પછી દુષ્ટ લોકોને હું એકદમ મિટાવી દઈશ. જાતિના બધા જ લોકો હું કહીશ તેમ કરવા લાગશે.

પણ જ્યારે તુકુએ આ વાત જાણી ત્યારે એના રોષનો પાર ન રહ્યો.

એના મનમાં પુનુખુ પ્રત્યે રોષ તો ઘણા વખતથી સળગતો હતો – એ રોષનો અગ્નિ હમેશાં વધ્યા જ કર્યો હતો. એક વખતે, બીજી વખતે અને ત્રીજી વખતે પણ જ્યારે પુનુખુએ એના માથામાં મુક્કો લગાવી એને એનાથી દૂર કરી હતી અને કહ્યું હતું કે, ' હવે મારી પાસે આવશે તો મારી જ નાખીશ ' ત્યારથી એ રોષ ભડકો બન્યો હતો.

હવે તો તુકુ બની હતી વસ્તીને આનંદ આપનારી. એના વચન પ્રમાણે વર્તનારા લોકો પણ એની પાસે હતા. પુનુખુએ એનું અનેકવાર અપમાન કર્યું હતું, એ પુનુખુને એ કંઈ જ નહિ કરી શકે? એ વાત જ એનાથી સહન થઈ શકે તેમ નહોતી. એણે દાંત કચકચાવ્યા. પુનુખુ દેવની સાધના માટેનો દિવસ નક્કી કરવાનો હતો. દેવ એને જવાબ ન આપે ત્યાં સુધી તે બે હાથને ઊંચા કરીને કંઈ પણ ખાધાપીધા વિના કે ઊંઘ – આરામ લીધા વિના એક જ જગ્યાએ ઊભો રહેવાનો હતો. પુનુખુને મન એ સહેલ વાત હતી. પુનુખુ જરૂર ગણુદેવ બની જાય તેમ હતો.

અને પુનુખુ ગણુદેવ બની પણ ગયો. સ્ત્રીઓ સાથે સંબંધ ન રાખવાની એણે પ્રતિજ્ઞા કરી. લોકોએ એને આશ્ચર્યથી વધાવી લીધો પણ તુકુ રોષથી ઊછળી પડી.

વસ્તી નવેસરથી બંધાયા પછી તુકુ વસ્તીને એક છેડે પોતાનાં નોકરો સાથે એકલી રહેતી હતી. પુનુખુ વસ્તીથી દૂર નાનકડા જંગલમાં એક મોટા વાડાની વચ્ચે બનાવેલા નાના મકાનમાં રહેતો હતો. એના

ઘરમાં એના બે નોકરો હતા. વાડામાં બેત્રણ ભૂંડ હતાં, એક પાડો હતો અને થોડાં ઘેટાં હતાં. એના મકાનની ઉપર એક ઊંચી દેવડી હતી. દેવડી ઉપર એક છત્રી હતી. છત્રીની છાયામાં પથ્થરની બેઠકો હતી. પુનુખુ ત્યાં ઘણીવાર બેસતો.

રોષથી ધધખતી તુફુ જ્યારે પુનુખુને ત્યાં જવા ચાલી અને એને ઘેર આવી ત્યારે પુનુખુ છત્રી નીચે એક જુવાન સાથે બેઠો બેઠો વાતો કરતો હતો.

એ જુવાનનું નામ હતું ઉવમ્.

ઉવમ્ પ્રવાસ કરતો કરતો અહીં આવી પહોંચ્યો હતો. કેટલાક દિવસથી એ પુનુખુ પાસે હતો. એ પુનુખુને અચાનક મળી ગયો હતો. એની મસ્તીથી પુનુખુ આકર્ષાઈ ગયો અને પોતાને ત્યાં એને તેડી લાવ્યો. આટલા દિવસમાં પુનુખુ પાસેથી ઉવમ્ ઠીકઠીક બાબતો શીખ્યો હતો. અત્યારે પુનુખુ એને હવા અને બીજા આકાશી પદાર્થોની સમજ પાડવા અહીં લાવીને બેઠો હતો. ઉવમ્‌નો દેશ સરસ યુવાનો અને યુવતીઓનો હતો. એના દેશના લોકો પણ ઘણું ઘણું જાણતા હતા – ઘણી બાબતોમાં તો તેઓ અહીંના લોકો કરતાં ચડિયાતા હતા. પણ ઉવમ્‌ને પુનુખુની કેટલીક વાતો તો તદ્દન નવી જ લાગી હતી. અહીં અત્યારે થતી આકાશી પદાર્થોની વાતો તો એને અદ્દ્ભુત લાગતી હતી. અત્યારે પુનુખુના હાથમાં એક પારદર્શક કાળો પથ્થર હતો. એ પથ્થરમાં ક્યાંક ક્યાંક ઢેચા હતા. ઢેચાઓ અને ખાડાઓમાંથી આકાશને જોતાં જોતાં પુનુખુ કંઈક વાતો કરી રહ્યો હતો.

ત્યાં એમણે નીચેથી ઉપર ચડતાં કેટલાંક પગલાંનો અવાજ સીડી ઉપર સાંભળ્યો. પુનુખુએ પોતાની વાત બંધ કરી.

તુફુ સીડી ચડીને ઉપર આવી. એ પુનુખુની સામે રોષભરી લાલ આંખ કરીને ઊભી રહી. રોષથી એનું શરીર કંપતું હતું. થોડી ક્ષણો એ બંનેની સામે સ્થિર ઊભી રહી.

'કેમ આવી ?' પુનુખુએ સહજ પૂછયું.

એ પ્રશ્ન થતાં જ તુકુએ જોરથી પોતાના હાથની ઝપટ મારી અને પુનુખુના હાથમાંનો પથ્થર નીચે પાડી નાખ્યો. ઘસી ઘસીને પાતળો બનાવેલો અને તેથી તકલાદી બનેલો પથ્થર નીચે પડતાં જ તૂટી ગયો. એના અવ્યવસ્થિત કકડા સીડીનાં પગથિયાં પર પથરાઈ ગયા.

'ઓહ !' ઉત્તમના મોંમાંથી ઉદ્ગાર નીકળી ગયો. 'શું કર્યું આ છોકરીએ !' એ સ્તબ્ધ બની ગયો.

'પણ પુનુખુના મોંમાંથી જરા પણ ઉદ્ગાર ન નીકળ્યો. માત્ર એના હોઠ જ અને તે પણ સહેજ જ ખુલ્લા થયા અને આંખો જરા ઝીણી થઈ. આંખોના તેજમાં કે જીભની સ્વસ્થતામાં કે શરીરનાં રૂંવાંમાં જરા પણ ફેર ન પડ્યો.

આમ થોડી ક્ષણો બીજી વહી ગઈ અને તુકુ જોરથી એક થપ્પડ પુનુખુના ગાલ ઉપર લગાવીને તરત જ વાંસો ફેરીને સીડી પાછી ઊતરી ગઈ. પુનુખુ એની પાછળ પહેલાંના જ ભાવો જાળવી રાખીને જોઈ રહ્યો.

તુકુ વાડાની બહાર નીકળીને અદૃશ્ય થઈ ગઈ.

એ અદૃશ્ય થયા પછી ઉત્તમ્ તરફ જોઈને પુનુખુએ સહેજ સ્મિત કર્યું. ઉત્તમ્ આશ્ચર્યથી અવાક્ બની ગયો.

'એ પાગલ છે !' પુનુખુ બોલ્યો.

'પણ તમે–તમારો આ પથ્થર, કેટલી કેટલી મહેનત-- ગણુદેવનું અપમાન–' ઉત્તમ્ બોલવા લાગ્યો.

'એમાં કંઈ વિશેષ નથી, એમાં કંઈ બગડ્યું નથી; પણ જો મેં એનો સામનો કર્યો હોત, એને હું કદાચ મારી પણ નાખી શકત, પણ તો બીજું ઘણું ઘણું બગડી જાત. મારે તો ઘણું ઘણું સુધારવું છે.' પુનુખુ બોલ્યો.

ઉવમ્‌ના હૃદયમાં આ શબ્દો જડાઈ ગયા.

અચાનક પુનુખુની નજર પગથિયાં પર પડેલા પથ્થરના ટુકડાઓ પર પડી અને તેમાંથી પ્રતિબિંબિત થતાં કિરણોએ એની નજરને રોકી લીધી.

'ઉવમ્, તારો દેશ તો દૂર, ખરું ?'

'હા.'

'તું અહીંથી ચાલવા માંડ. થોડા વખતમાં અહીં મોટું તોફાન આવવાનું છે. તારે દેશ તું પહોંચી જા.'

'હાં ?'

'મને એવું દેખાય છે.' પુનુખુએ કહ્યું.

# બે વચ્ચેનો તફાવત

ઉવમ ગણદેવ પુનુખુ પાસેથી નીકળ્યો. ગણદેવની પ્રજ્ઞા ઉવમથી દૂર ને દૂર થતી જતી હતી, ગણદેવ પણ એટલો જ દૂર થતો જતો હતો–પણ ગણદેવના ઘરની દેવડીએ બનેલો દુકુનો પેલો બનાવ તો ઉવમથી જરા પણ દૂર થતો નહોતો.

પાછળથી પવનનો જબરો ઝપાટો આવ્યો. એના પોઠિયાની ગતિ એકાએક વધી ગઈ. પવને એને જલદી જલદી નસાડવા માંડયો. પણ પેલું ચિત્ર તો તેમ તેમ વધુ બળપૂર્વક એના હૃદયને વળગી રહેવા લાગ્યું – એ જાણે ત્યાંથી જરાયે અળગું થવા માગતું નહોતું.

પવનના ઝપાટાઓ વધતા હતા. ઝાડોનાં પાનોનો ખખડાટ વધતો હતો. ધૂળના વંટોળ ઉપરાઉપરી ચડતા જતા હતા.

ઉવમ્ પોઠિયાની પીઠ પર ઊંધો સૂઈ પીઠ પર પડતા પવનના ઝાટકાઓને ચૂકવતો હતો અને પોઠિયાને ગળે વળગીને ઉપરથી પડી જવાની શંકાને ટાળતો હતો.

પોઠિયો દોડયે જતો હતો. થાક લાગ્યે કોઈ અનુકૂળ જગ્યા શોધી આરામ લઈ લેતો હતો અને આગળ વધ્યે જતો હતો.

સૂર્યની પ્રદક્ષિણાઓ પૂરી થઈ, સંધ્યાયુગ બેસી ગયો, પણ સંધ્યાયુગની એ પહેલી સંધ્યા ઘણી મલિન ઊગી. આકાશમાં ધૂળની એક ડમરી ચડી. એણે ઝાંખા ઊગેલા તારાઓને અને સંધ્યાને આવરી લીધાં. ઉત્રમ્ ચમક્યો. આ ઘણી ભયંકર આગાહી હતી. એણે પોડિયાને વધુ ઝડપથી દોડાવ્યો.

દિશાઓમાં અંધારાં ઘેરાઈ આવ્યાં હતાં. ઉત્રમ્ ચારે તરફ જોતો હતો. અચાનક ચમચમતી વીજળીએ આકાશને વીટલો લઈ લીધો. એ ચમકારે દિશાઓને ઝગાંઝગાં કરી નાખી. ઉવમ્ એના તેજમાં અંજાઈને પાષાણવત્ ઊભો રહી ગયો. વીજળીએ આકાશમાં એક મોટો ચકાવો લીધો અને પછી અંધારા પટની પાછળ એ ચાલી ગઈ. ફરી પાછું અંધારું! અને અંધારાને હડાવી દેતી હોય તેવી એક જબરી ગર્જના! ગર્જનાની પાછળ મોટો ધડાકો! જગતને ભરખી જવા આવતાં તત્ત્વોનો એક સામટો ધસારો શરૂ થયો.

પછી ઉપરાઉપરી વીજળીના ચમકારા અને દિશાઓના ધડાકા થતા રહ્યા. ઉવમ્ ન આગળ ખસી શક્યો ન પાછળ. એ એમ જ ઊભો રહેત, પણ ત્યાં તો પવનનો એક સપાટો આવ્યો અને એ પોઠિયા પરથી નીચે પછડાઈ પડ્યો. એ પડવાની ક્રિયાએ અને તેમાંથી ઊભા થવાની ક્રિયાએ એને આગળ ચાલવાની ક્રિયાનું સ્મરણ કરાવ્યું અને એ પવન સામે દોડ્યો. પણ એનું જોર ન ચાલ્યું. એ જમીન પર ફરીને પડ્યો. ઊભો થવા ગયો પણ ઊભા ન થઈ શકાયું એટલે જમીન પર ઘસડાઈને આગળ વધવાનો એણે પ્રયત્ન કર્યો. પણ સામેથી આવતા પવનના સપાટા, સહસ્ર બાણો ઉપરાઉપરી આવીને શરીરમાં ભોંકાતાં હોય તેવી રીતે આવતા રેતીના કણોનો માર અને ખરબચડી જમીનને લીધે એ એમ પણ આગળ વધી શકતો નહોતો. પણ એમ પડ્યા રહેવાથી પણ સુખ નહોતું મળતું. રેતીના કણો બહુ સખત રીતે વાગતા હતા. હવે તો એને ઇચ્છા થઈ કે કોઈક ઓથ લઈને પડ્યા રહીએ.

સબાક્...વીજળીનો એક ચમકારો થયો. આખા આકાશને એણે કેટલીયે વાર સુધી અજવાળી રાખ્યું અને પછી જાણે ધરતીની અંદર પેસી જવું હોય તેમ સરરર કરતી નીચે ઊતરી. 'આહ!' ઉવમ્‌ના મોંમાંથી એની તીક્ષ્ણતા જોઈને જ ચીસ નીકળી ગઈ. એ માથું પેટમાં ઘાલી દઈને ગૂંચળું વળી ગયો. એની ઈન્દ્રિયો સુન્ન બની ગયા જેવી થઈ ગઈ. થોડીવારે એ સ્વસ્થ થયો. ઊભો થઈને ભાગવા લાગ્યો. ભાગતાં ભાગતાં અકસ્માત એની નજર એના પોઠિયા તરફ ગઈ. પોઠિયો જમીન પર મુડદું થઈને પડયો હતો. આ ભયાનક પ્રકૃતિ-તાંડવને જોઈ એ ભયથી મરી ગયો હશે એવી કલ્પના ઉવમ્‌ને આવી ગઈ. એ જ વખતે વીજળીનો એક વધુ ચમકારો થયો અને ઉવમ્ એના આંજી નાખતા તેજથી બચવા પોઠિયાના ઊંચા દેહના પડખામાં બેસી ગયો.

તોફાન ચાલુ જ રહ્યું. પોઠિયાના પડખામાં ભરાઈને આંખો મીંચી થરથર કંપતો ઉવમ્ પડયો રહ્યો. કયારેક કયારેક કોઈના દુ:ખના સણકારા જેવો કણસાટ એના મોંમાંથી નીકળી જતો હતો. એ શાંત સ્થિર થઈને પડયો રહ્યો. એની આંખ સામે કેવળ અંધારું જ હતું. એ અંધારામાં એક આકૃતિ એને દેખાતી હતી.

અચાનક કંઈ કોલાહલથી ઉવમ્ જાગી ગયો. થોડી ક્ષણો એ વિસ્મયમાં માત્ર આંખો ચકરાવતો જ પડી રહ્યો, પણ પછી ઊભો થયો. એણે જોયું કે એના મરેલા પોઠિયા પર માણસ જેવાં કેટલાંક વિચિત્ર પ્રાણીઓ તીક્ષ્ણ પથ્થર, હાડકાંના છરા અને લાકડાનાં ભાલાં સાથે તૂટી પડ્યાં હતાં. એને બીક લાગતાં એ દૂર ખસી ગયો. એણે જોયું કે પેલા લોકો વાંદરાંઓને તદ્દન મળતા આવતા હતા. તેઓનાં શરીરો ઘાટા વાળથી છવાયેલાં હતાં. એમના હાથ પણ ઘણા લાંબા હતા અને ખૂંધ થોડી વળેલી હતી. એમના પગ છપ્પરપગા જેવા હતા. તેઓ પોઠિયાના શરીરમાંથી માંસના લોચા કાઢી ઝટપટ ચાવતા

હતા. એમનાં મોઢાંમાંથી માંસમાંથી ટપકતું લોહી બહાર રેલાતું હતું. ઉવમ્ માંસ કાપવાની એમની રીત, એમની ખાવાની રીત અને બીજા હલનચલનની ક્રિયાઓ આશ્ચર્યથી જોઈ રહ્યો. દરેક જણે પોઢિયાના શરીરનો એક એક ભાગ પોતાને માટે ખાસ રાખી લીધો હતો. ત્યાં કોઈ બીજાનું હથિયાર અડી જતું તો તેમની વચ્ચે મારામારી થઈ જતી. કેટલાક છેક પાછળ રહી ગયા હતા. તેમને માંસનો નાનો કકડો પણ મળે તેમ નહોતું એટલે તેઓ આગળનાનો ખભો પકડી તેને પાછળ પાડી દેતા અને પોતે મરેલ પ્રાણી ઉપર પોતાનાં હથિયાર સાથે તૂટી પડતા. આમાં પણ બાઝાબાઝી ખૂબ થતી હતી, પણ અત્યારે તેમનું ધ્યાન અંદરઅંદરની બાઝાબાઝી કરતાં ખાવા ઉપર જ વિશેષ હતું. એમાંથી એક પ્રસંગ ભારે બની ગયો.

પોઢિયાના શરીરનો એક પણ આખો ટુકડો રહ્યો નહિ. એનાં હાડકાં પણ ચુસાઈને આમ તેમ ઊડી પડ્યાં હતાં અને હવે તો ચામડી ઊતરડીને એની સાથે ચોંટી રહેલા માંસ ઉપર પડાપડી થતી હતી. આ લોકોમાંથી એક જણને અત્યાર સુધી કંઈ જ મળ્યું નહોતું. તે હવે ખૂબ જ અધીરો બન્યો. એક બીજો જણ ચામડું ચાટતો હતો તે તરફ એની નજર ગઈ અને એણે ઓચિંતા એના હાથ ઉપર ઝપટ મારી ચામડું આંચકી લીધું અને એ લઈને એ ભાગ્યો. પેલો એની પાછળ દોડ્યો. એ એક દોડ્યો એટલે બીજા બેચારનું એ તરફ ધ્યાન જતાં તેઓ પણ પણ 'હુઉઊ...' કરતા દોડ્યા. બેચાર દોડ્યા એટલે સૌ દોડ્યા. આગળ દોડી જનારાને હવે ભય લાગવા માંડ્યો. એણે જીવ બચાવવા ચામડાનો ઘા કરી દીધો. પણ ચામડું એના આગલા માલિક પાસે ન જતાં કોઈ ત્રીજા જ પાસે ગયું અને એ ત્રીજો એ લઈને ભાગ્યો. સૌ એની તરફ વળ્યા એટલે એ ત્રીજાએ એક ચોથાની તરફ ફેંક્યું. આમ એકની પાસેથી બીજા પાસે અને બીજા પાસેથી ત્રીજા પાસે ચામડાની ફેંકાફેંકી ચાલી. જેની પાસે એ આવ્યું તે સૌ એની ઉપરના માંસને થોડુંક પણ સાફ તો કરતા

જ ગયા, અને છેવટ તો એ લગભગ કોરું જ થઈ ગયું; પણ ચાલુ થયેલી રમત તો ચાલુ જ રહી.

પણ ના, આ કંઈ રમત નહોતી. છેવટ જેની પાસે ચામડું આવ્યું તે માણસે કોઈ તરફ ઘા ન કર્યો અને જેણે એની પાસે એ ફેંક્યું હતું તેની ઓથે ભરાઈ ગયો. બીજાઓ એની તરફ ધસ્યા પણ જેમના જેમના પાસે ફેંકાઈને એ ચામડું આવેલું તેઓ તેમની મદદ માટે દોડયા અને આમ બે પક્ષ પડી ગયા. બંને પક્ષ એકમેક ઉપર ધસ્યા. સામસામાં તીક્ષ્ણ હથિયારો એકમેકનાં શરીરમાં ભોંકાવા લાગ્યાં. લોહીના રેલા ઘણાનાં શરીર પર ચાલવા લાગ્યા. એકાએક આમાં બીજો પલટો આવ્યો. જેની પાસે ચામડું પ્રથમ હતું તે માણસ તેના ઝૂંટવનાર માણસની નજીક ઓચિંતો જઈ પહોંચ્યો અને પેલાનું તેના તરફ હજી ધ્યાન જાય તે પહેલાં તો એણે એના પડખામાં જોશથી પોતાનું ભાલું ભોંકી દીધું.

'હુઊઊ......' ઘા વાગતાં ભયાનક ચીસ સાથે એ અદ્ધર ઊછળ્યો. સૌનું એ તરફ ધ્યાન ખેંચાયું. પેલો ભફિંગ અવાજે જમીન પર પડયો અને સૌ એકાએક કોઈ વિચારથી ભય પામ્યા અને હથિયારો મૂઠીમાં દબાવીને ભાગ્યા. બે પક્ષ જુદી જુદી દિશામાં ભાગ્યા.

ઉવમ્ આખો ખેલ જોઈને આશ્ચર્યથી સ્થિર જ થઈ ગયો.

ચારે તરફ બધું શાંત હતું – ખાલી હતું, કુદરત પણ જાણે ખાલી હતી. હૃદયને ભરેલું ભરેલું લાગે તેવું પોડિયાનું શબ પણ અત્યારે નહોતું. છૂટાં વેરાયેલાં હાડકાં અને ચામડાં અને લોહીના છાંટા તો એ ખાલીપણાને વધુ ભયંકર જ બનાવતાં હતાં. ઉવમ્ દૂર શૂન્યમનસ્ક અને કંપતો ઊભો હતો. અચાનક એને લાગ્યું કે ખાલી સૃષ્ટિમાં કંઈકનો સંચાર થાય છે. એને નવાઈ લાગી. એણે ઉપર, નીચે અને આસપાસ જોયું, કંઈ જ ન દેખાયું – સિવાય કે પેલા ઘાયલ થઈને પડેલા માણસનો થોડો થોડો હલતો દેહ.

એ એ દેહની નજીક ગયો. પેલાની આંખો ભયથી ફાટી ગઈ હતી. નાકમાંથી શ્વાસ બહુ ધીમે ધીમે વહેતો હતો. હોઠ જાણે કંઈક કહેવાને કે કશાકનો સ્પર્શ કરવાને આછા આછા ફફડી રહ્યા હતા. ઉવમ્ એની પાસે બેસી ગયો. શું કરવું એ એને સમજાતું નહોતું. એ એના શરીર પર લળીને એના હોઠ આગળ પોતાના કાન રાખીને બેઠો.

પેલાના હોઠમાંથી કંઈક સ્વરો સરતા હતા. એણે એ ખૂબ હોશિયારીથી ઝીલી લીધા. એને કંઈક સમજાયું અને એ બેઠો થયો. થોડેક આ બાજુ, થોડેક પેલી બાજુ, એમ ફરીને પાણીનું એક ખાબોચિયું શોધી કાઢ્યું. ઝાડનાં પાંદડાં લઈ તેનો દડિયો બનાવી તેમાં પાણી ભરી લાવીને તે ઘાયલની પાસે આવ્યો. પાણી મળતાં એને કંઈક શાંતિ થઈ. પણ પાણીની ઇચ્છા તો ખૂબ જોરથી વધી. ઉવમે એણે માગ્યું એટલી વાર પાણી આપ્યું. પછી પેલાને તૃપ્તિ થઈ. થોડીવાર શાંતિ રહી. પછી અચાનક પેલો અશાંત બન્યો. એનું શરીર ખેંચાતું હતું. ઉવમે એનાં અંગોને દાબવા માંડયાં, પણ અંગો તો જાણે વધુ ખેંચાણ અનુભવવા લાગ્યાં. થોડીક ક્ષણોમાં તો પગનાં બંને ઘૂંટણ, હાથની કોણીઓ અને ખભાના સાંધા ઉપર સોજો થઈ આવ્યો. દાંતમાંથી પરુ વહેવા લાગ્યું, નાકમાંથી અસહ્ય દુર્ગંધ છૂટવા લાગી અને પેટ મોટેથી બોલવા લાગ્યું. પેટ ધમણ ચાલતી હોય તેટલું ઊંચુંનીચું થતું હતું અને પેલો એની ઉપર હાથ પછાડતો હતો.

આ પીડાઓ હતી ક્ષુધાની – અર્ધપોષણની. ઉવમે પોતાના પ્રવાસમાં એવા લોકો જોયા હતા કે જેમને પૂરતું ખાવાનું ન મળતું હોય. તેવા લોકો ઉવમ્‌ની લોખંડી ફરસીથી ડરીને જ ઉવમ્ અને એના માલથી આઘા રહ્યા હતા. એ લોકો શિકાર પકડી શકતા નહિ, ફળો બહુ મેળવી શકતા નહિ. એમની પાસે અનાજ ઉગાડવાની બુદ્ધિ તો હતી જ નહિ, પણ હથિયારોમાં પણ પથ્થર સિવાય એમની

પાસે કશું હતું નહિ. એ લોકોમાં ઘણાને દાંતનાં અને સંધિવાનાં દર્દો થયાં હતાં. એ બધાં દર્દો અપૂર્ણ અને અયોગ્ય પોષણને કારણે જ થયાં હતાં. મૃત્યુ સમયે આ વાનર – માણસના એ ક્ષુધારોગો જાગી ઊઠયા.

એ મૃત્યુ પામ્યો.

ઉવમ્ કયાંય સુધી એના મૃતદેહને જોતો બેસી રહ્યો. એના મગજમાં એને પણ ખબર ન પડે તેમ ઊંડે ઊંડે કંઈ કંઈ નવા વિચારો ભરતીના પાણીની પેઠે ઊછળતા હતા.

એણે શું કર્યું હતું, કઈ પ્રેરણાથી કર્યું હતું તે કશાની એને સમજ નહોતી. કોઈ અજ્ઞાત બળે એની પાસે એ બધું કરાવી લીધું હતું, નહિતર એને કોઈ દિવસ એ સંસ્કાર મળ્યા નહોતા કે એ કોઈ મરતા માણસની પાસે બેસે, એને માટે પાણી લાવી દે, પોતાનો સર્વનાશ બીજાઓ કરતા હોય અને એ જોઈ રહે.

એ શાંતિથી ઊભો થયો. એ ઊભો થયો ત્યારે જાણે નવો જ ઉવમ્ ઊભો થયો. આગલો ઉવમ્ મરી ગયો હતો. આગલા ઉવમ્નાં મસ્તી, તોફાન અને બેપરવાઈ આ ઉવમ્માં નહોતાં દેખાતાં. આ ઉવમ્માં તો હતી સંપૂર્ણ ગંભીરતા. ગંભીરતાથી એણે મૃતદેહ ઉપર અહીંતહીંથી એકઠો કરીને પાન, ડાળખાં, ધૂળ અને પથ્થરોનો ઢગલો નાખી દીધો. મૃતના સન્માનમાં કે વિચારમાં નીચું જોઈ ને એક ક્ષણ એ સ્થિર ઊભો રહ્યો અને પછી ચાલવા લાગ્યો. અત્યારે એની પાસે પોઠિયો નહોતો, આયુધો નહોતાં, વસ્ત્રો નહોતાં, ખાવાનું નહોતું, પાણી નહોતું, પણ એ કશાનો એને વિચાર આવ્યો નહિ. એને એમ પણ ન થયું કે આ કશા વિના હું આગળ કયાં જઈશ – કેટલું ચાલીશ?

સંધ્યાના રંગોથી ગોળ ક્ષિતિજમાં આછું તેજ પથરાયું હતું. પણ એ હવે કેટલા દિવસ! પછી અંધારું! તારાઓ ક્ષિતિજને આંટા મારશે, પણ એનું અજવાળું કેટલું! રહેવાનું તો ઘોર

અંધારું જ! પણ અંધારાથી બચવાની ઉવમને ઉતાવળ નહોતી. એ ચાલતો હતો – ઉતાવળે પણ ચાલતો હતો, પણ એ ચાલ તો જુવાનની હતી – મક્કમ નિશ્ચયે ચાલતા વીરની હતી.

સંધ્યાનો લાંબો કાળ પૂરો થયો. રાત્રિનો પણ ઘણો કાળ વીતી જવા આવ્યો હતો. ઉવમ્ એક દરિયાકાંઠે આવી પહોંચ્યો હતો. એક નાનો પહાડ અહીં દેખાયો. એમાં એક નાની ગુફા હતી. ઉવમ્ ગુફામાં આરામ લેવા બેઠો. થોડું ઊંઘ્યા પછી એનો થાક ઊતર્યો અને એ ગુફાની બહાર આવ્યો. આમ તેમ થોડું ફર્યો. થોડું ખાવાનું એને મળી ગયું.

ગુફામાં પગ લાંબા કરી પાછળ હાથનો ટેકો લઈ એ બેઠો હતો અને ખાવાનું ચાવતો હતો. સામે દરિયો ઘૂઘવતો હતો.

એના દેશની નજીક પણ દરિયો હતો. એનો દેશ અહીં જ ક્યાંય નજીક હશે! એમ હોય તો તો એ કંઈ દૂર નીકળી ગયો નથી, એ નજીક જ આવ્યો છે.

એનો દેશ! એનાં માબાપ!

એ માથું ધુણાવીને મગજમાંથી એ ચિત્રને ખંખેરી નાખે છે. દરિયાનો કાંઠો કંઈ નાનો છે? એ તો ગયાં – દૂર! દૂર! અને નજીક હોય તોપણ આ સત્રમાં વીતી ગયેલ તોફાન...

પવન, પાણી અને વીજળીનું ઘમસાણ મંડાય છે, ધરતીમાંથી કડાકા આવે છે, દરિયો ઊછળી ઊછળીને આગળ આવે છે. તારાજ! બધું તારાજ!

એનું મગજ આ ચિત્રથી ઝણઝણી ઊઠે છે. એ હસી ઊઠે છે. આ તોફાનમાં એના દેશનું એક પણ માનવી કે એક પણ પથ્થર ક્યાંથી સલામત રહેવા પામ્યો હોય! એણે માર્ગમાંનો પ્રદેશ નહોતો જોયો? કેવી હતી એની દશા! દેશ તો દૂર ગયો – દરિયાના પેટાળમાં

ગયો. એની તો હવે ભ્રમણા જ! હવે તો નવા દેશ, નવા માનવી અને નવાં જ કામ!

ખાવાનું ખોળામાં ભરી લઈને એ ઊભો થયો અને ચાવતો ચાવતો ગુફાની બહાર નીકળ્યો.

બીજું પણ એક તોફાન આવી ગયું. પૃથ્વીના પ્રલયનો એ તો વ્યવસ્થિત ક્રમ મંડાયો હતો. ઉવમ્ એની વચ્ચે પણ પ્રવાસ કરતો રહ્યો.

અને સૂર્ય ઊગવાની પહેલી પ્રદક્ષિણાએ જ એક વખત એણે રાફડામાં શીશ અને સૂંહને જોયાં અને એ એમને બચાવવા દોડી ગયો. એમને બચાવ્યાં, એમને જિવાડ્યાં, એમની ક્ષુધાને શાંત કરી અને હવે એમના જીવનમાર્ગમાં સાથ આપવા એ એમની સાથે ચાલી રહ્યો હતો.

શીશને બીચારાને પૂર્વજોનું એક સ્મરણ હતું, ઉવમને બીજું સ્મરણ આવી ગયું. શીશના મગજમાં માનવીને તારતા માનવીનું સ્મરણ હતું, ઉવમ્‌ના મગજમાં માનવીને બચાવતા માનવીનું અને માનવતાના કૂણા ભાવોનું સ્મરણ હતું. એકમાં મૃત્યુ હતું, બીજામાં જીવન.

છતાં શીશ અને ઉવમ્ એક જ માર્ગ પર ચાલતા હતા – એ બેની વચ્ચે સૂંહ હતી ખરી.

# પ્રવાસ ચાલુ છે

શીશ આગળ ચાલતો હતો. એણે સૂંહનો હાથ પકડયો હતો અને સૂંહ એની લગભગ સાથે, પણ જરા પાછળ રહીને, ચાલતી હતી. ઉવમ્ બંનેથી થોડો છેટો રહીને ચાલતો હતો.

ઉવમ્ પાછળથી જોતો હતો કે સૂંહને ચાલવામાં તકલીફ પડે છે. એને ઇચ્છા થઈ કે પોતે સૂંહને ઉપાડી લે, એટલે એણે જરા ઉતાવળાં ડગલાં ભરી એની પાસે પહોંચીને એના મોંને પોતાના હાથથી પોતાની તરફ ફેરવીને પોતાનો ખભો બતાવીને કહ્યું: "બેસી જા."

સૂંહની ચાલમાં ખટક આવી અને ગળામાં કંઈક શબ્દો આવ્યા એટલે શીશ અટક્યો. ઉવમે એની સામે જોઈને પોતાનો ખભો બતાવ્યો. સૂંહની તરફ આંગળી કરી ફરી પોતાનો ખભો બતાવ્યો. એણે સૂંહથી મુશ્કેલીથી ચલાતું હોવાનો પણ ભાવ બતાવ્યો: "થાકી ગઈ છે, મારા ખભા પર બેસી જાય."

પણ શીશે માથું ધુણાવીને એ વાત પ્રત્યે નાપસંદગી બતાવી. સૂંહની સામે જોઈને જાણે ઉશ્કેરાયો હોય તેમ એ બોલ્યો, "પળ-પળ પળ."–ચાલ, આગળ ચાલ! થાકી ગઈ? કમજોર! સૂંહને એ તિરસ્કાર હૃદયમાં લાગી ગયો. એણે જોર કરીને ડગલાં મોટાં કર્યાં

અને શીશની આગળ થઈ ને ચાલવા લાગી. તોફાનથી પડી ગયેલાં ઝાડવાં વચ્ચે આવતાં હતાં, વંટોળ ચડીને બધેથી ઉસેડાઈને એક ઠેકાણે ભેગાં થયેલ પાન અને માટીના ખડકા જેવા મોટા ઢગલા ક્યાંક થઈ ગયા હતા, તો ક્યાંક ઊંડા ખાડા થઈ ગયા હતા. જાળાં – ઝાંખરાંથી જમીન છવાઈ ગઈ હતી. એ બધાં ઉપર દાંત ભીંસીને અને કમ્મર આગળથી વળીને જોર કરીને સૂંઢ ચાલતી હતી. ઝાડનાં થડો ઉપર ઠેકતી, ખાડાઓ કુદાવતી, જમીન પર પડેલ પાન અને ડાળીઓ પર સ્થિર પગ દાબીને કચડ કચડ અવાજ કરતી એ આગળ જતી હતી.

પણ જ્યાં સુધી સખત ભૂમિ આવતી હતી ત્યાં સુધી તો એ બરાબર ચાલતી હતી, એના મોં પર શ્રમ કે કષ્ટની એક રેખા પણ દેખાવા ન પામતી; પણ જરા સરખો જમીન આવે, ચાલવામાં આરામ દેખાય ત્યાં આગલા શ્રમથી પડેલું કષ્ટ એના મોં પર ખૂબ જોર કરીને સ્પષ્ટ થઈ આવતું. એ એને દાબી રાખવાનો પ્રયત્ન કરતી છતાં એ દબાતું નહિ, અને ક્યારેક ક્યારેક એનાથી એના પેટ પર પણ હાથ મૂકી જવાતો. એ વાતનો એને ખ્યાલ આવતો કે તરત જ એ હાથ નીચો કરી દેતી એને સમજાતું નહોતું કે હાથ પેટ પર કેમ જાય છે – ત્યાં શેનો શ્રમ પડી રહ્યો છે.

શીશ તો ઊંધું ઘાલીને માથું ડોલાવતો ચાલ્યે જ રાખતો હતો. સૂંઢ તરફ જોવાની – સૂંઢને કંઈ તકલીફ થાય છે તે સમજવાની એને સમજ નહોતી. પણ પાછળ ચાલ્યો આવતો ઉવમ્ સૂંઢના દરેકેદરેક ભાવને જોતો આવતો હતો. સૂંઢ પગની પિંડીઓના ગોટલા ચડાવીને પગ માંડતી તેમાં પણ એ જોઈ શકતો હતો કે પિંડીઓમાં દેખાતું બળ આખા શરીરમાંથી ખેંચીને ત્યાં એકઠું કર્યું છે. શરીરના બીજા ભાગોમાં તો એ વખતે શકિતનો છાંટો પણ નહિ હોય. એ શું કરી શકે તેનો એ ક્યાંય સુધી વિચાર કરી શક્યો નહિ, પણ છેવટે ન રહી શકતાં એ દોડ્યો, શીશની આગળ ગયો અને સૂંઢને પોતાના બે

હાથ ઉપર ઉપાડી લેવા નીચો નમ્યો. પણ ત્યાં તો શીશ છલાંગ મારીને નજીક આવી ગયો અને સૂંહને એના હાથ પરથી ઉતારી લીધી. ઉવમ્‌થી એ સહન ન થયું. એણે શીશને દૂર કરવા ધક્કો માર્યો. શીશ એક ડગલું પાછળ હઠી ગયો, પણ બીજી જ ક્ષણે આગળ કૂદી આવીને એણે ઉવમ્‌ની છાતીમાં જોરથી મુક્કો લગાવ્યો. ઉવમ્‌ને એનો સખત આંચકો લાગ્યો. અગ્નિની ઝાળ થઈને એ સામો ધસ્યો, પણ ત્યાં તો સૂંહ દોડી આવી ને વચ્ચે ઊભી રહી. "મા–મા!" એ બોલી ઊઠી.

ઉવમ્ અને શીશ બંને જ્યાંના ત્યાં થોડી ક્ષણ તો ઊભા રહી ગયા, પછી શીશ હળવેથી આગળ આવ્યો અને એણે સૂંહને પોતાના બે હાથ પર ઉપાડીને ખભે બેસાડી દીધી.

ઉવમ્‌ની આંખમાં પ્રેમનું અમી તરી આવ્યું.

બંને એકમેકની પડખે રહીને ચાલ્યા આવ્યા હતા. શીશ અવાર-નવાર ઉવમ્‌ની તરફ જોતો હતો. એમ જોતી વખતે એની આંખમાં દુઃખ દેખાતું. એણે ઉવમ્‌ને બહુ સખત મુક્કો માર્યો હતો તેનું એને ભાન થઈ ગયું હતું. એ મુક્કાની વેદના પ્રત્યે દુઃખ અને દિલગીરી બતાવવા એ પાછળ જોતો હતો. પોતાની સાથે ઉવમ્‌ને જોશથી ચાલવું ન પડે તે માટે એ પોતાની ચાલ પણ ઘણી વખત ધીમી કરી દેતો હતો.

તેઓ ખૂબ ચાલ્યા. રસ્તો તો એ જ હતો. મેદાન – વિસ્તૃત મેદાન – ભેંકાર બનેલું મેદાન! ટેકરીઓ અને નદી – નાળાં વચ્ચે આવતાં હતાં પણ કોઈમાં હૃદયને ભરી દે તેવી સ્નિગ્ધતા નહોતી. બધાં જરઠ અને જડ લાગતાં હતાં. એમની વચ્ચે તેઓ પ્રવાસ કર્યે જતા હતા. પ્રવાસ કરતાં ક્યાં જવું છે એની તો કંઈ નેમ હતી નહિ; શીશના મનમાં હતું કે જ્યાં શિકાર મળી શકે તેવું હશે ત્યાં થોભીશું, પણ શિકાર ક્યાં મળી શકશે તેની તેને ખબર નહોતી. ઉવમ્ તો

જાણતો નહોતો કે પોતાને ક્યાં જવાનું છે? એ શીશની પાછળ જ શૂન્યમનસ્ક – શૂન્યનિર્ણય ચાલતો હતો. એના મનમાં એક ખ્યાલ હતો કે શીશ અને સૂંઢ સલામત સ્થાને છે તે જોયા પછી હું જુદો પડી જઈશ – ક્યાંક બીજે ચાલ્યો જઈશ. પણ એ સલામત સ્થાન ક્યાં હશે તે આજે એ કહી શકે તેમ નહોતો. જેમ એના દેશ પર તોફાન ચડી આવ્યું હોવું જોઈએ, એનો દેશ દરિયાના પાણી નીચે ગરક થઈ ગયો હોવો જોઈએ એવાં સ્પષ્ટ ચિહ્નો એને દેખાયાં, એ જ ચિહ્નો બીજા પ્રદેશોમાંયે કેમ ન હોય? અને ત્યાં પણ એના દેશની જે સ્થિતિ થવી જોઈએ તે કેમ ન થઈ હોય? આ ભૂમિ એનો પ્રત્યક્ષ પુરાવો છે. કેટલા દિવસથી તેઓ પ્રવાસ કરે છે? તે પોતે પણ છેક ક્યાંથી આવે છે? છતાં એક પણ એવું સ્થળ એને મળ્યું નહોતું કે જ્યાં પ્રાણીને વિસામો મળી શકે. આગળ પણ કોણ જાણે એવું ક્યાં સુધી હશે! એની ખબર ન પડે ત્યાં સુધી તો ચાલ્યે જ રાખવાનું હતું.

મૂંગા મૂંગા બન્નેનો પ્રવાસ આગળ ચાલતો જ રહેતો હતો. એમાંથી કોઈ કંઈ બોલતું નહોતું.

સૂરજ એકવાર ઊગ્યા પછી છ મહિના માટે રાતનું દર્શન તો થવાનું હતું જ નહિ, ચોવીસે કલાક અજવાળું જ હતું, એટલે એમણે થાકથી અંગો કળે નહિ ત્યાં સુધી ચાલ્યે જ રાખવાનું હતું.

શીશને માથે સૂંઢનો ભાર હતો. એ ભાર તો એને મન કંઈ નહોતો, પણ ખૂબ ચાલ્યા પછી એના શરીરની ઘટેલી શક્તિએ એને એ ભારના અસ્તિત્વનો કંઈક ખ્યાલ આપ્યો. એનો વેગ કંઈક ઘટ્યો. પિંડીઓ ઉપર પણ શ્રમની રેખાઓ દેખાવા લાગી. ઉત્તમ્ સમજ્યો. હવે પોતે સૂંઢને ઉપાડે તેવી ઇચ્છા બતાવવા એ શીશની આગળ આવ્યો. શીશે એના મોં તરફ એક ક્ષણ જોયું અને પછી તરત સૂંઢને આપી દીધી.

શીશ અને ઉવમને તો ભૂખ લાગી હતી, પણ ખાઈ શકાય તેવું કંઈ દેખાતું નહોતું એટલે તેઓ ચાલ્યે રાખતા હતા. પણ પાછળ ચાલ્યા આવતા શીશે પોતાની તરફ વળેલા સૂંહના મોં પરની કૃશ રેખાઓને જોઈ અને એણે ઉવમને થોભાવ્યો: "આ–" એણે પેટ બતાવ્યું. "સૂંહ !" એણે સૂંહને ઓળખાવતો ઉદ્‌ગાર કાઢ્યો અને સૂંહને ખાવાની ઇચ્છા છે એવું સૂચવ્યું.

ઉવમે સૂંહને નીચે ઉતારી. ત્રણે જણાંએ આજુબાજુ નજર કરી. ક્યાંય કોઈ પ્રાણી દેખાતું નહોતું, પણ છૂટાંછવાયાં થોડાં મોટાં ઝાડ ઊભાં હતાં.

તેઓ થોડીવાર નીચે બેઠાં અને પછી ઉવમ ઊઠ્યો. એ સારાં ઝાડ શોધીને એની ઉપર ચડી ગયો અને મોટાં મોટાં કઠણ ફળો તોડીને નીચે પાડ્યાં. ફળો પાડતાં એક ઝાડ ઉપર એક માળો દેખાયો. માળો પણ એણે તોડ્યો. અંદરથી મોટાં પણ પોચાં એવાં પક્ષીનાં બેચાર બચ્ચાં મળ્યાં. એને પણ એણે લઈ લીધાં.

ખાવાનું જોતાં સૂંહની આંખમાં આનંદની ચમક આવી. શીશે પોતાની પાસેની વરાહની દાંતુડીથી પેલાં બચ્ચાંનું માંસ તોડી આપ્યું. ઉવમે પોતાની પાસેની લોખંડની ફરસીથી ફળ તોડ્યાં અને તે કડકડ ખાવા લાગ્યો.

ખાધા પછી તેમને તરત જ ઊંઘ આવી ગઈ. તેમનાં શરીરો ક્યારે જમીન પર ઢળ્યાં અને ક્યારે તેમની આંખો મિચાઈ ગઈ તેની પણ તેમને ખબર નહોતી પડી.

પ્રવાસ તો એમને ચાલુ જ રાખવો પડે તેમ હતું, કારણ કે આ ભૂમિ પર કંઈ એમને સદાય ખાવાનું મળી રહે તેમ નહોતું. એટલે આરામ કરીને ઊઠ્યાં પછી એમણે ચાલ્યે જ રાખ્યું. ચાલતાં ચાલતાં થાકતાં તો થોડીવાર બેસીને આરામ લઈ લેતાં. સૂંહ થાકતી તો

ક્યારેક શીશ અને ક્યારેક ઉવમ્ એને ઉપાડી લેતા અને જ્યારે તેઓ થાકેલા હોય ત્યારે સૂંઢ ચાલતી પણ ખરી.

જ્યારે ઉવમે સૂંઢને ઉપાડી હોય ત્યારે શીશ હમેશાં પાછળ જ રહેતો. એ સૂંઢના ચહેરાને જોતો અને એ ચહેરાને ઉવમ્ પોતાની પાસેથી ઉપાડી તો નહિ જાય તેવી આશંકાથી એ ઉવમ્‌ની ચાલને પણ જોતો. વચ્ચે વચ્ચે કોઈ ઝાડ આવતાં અને તેની ઉપર ભાવતાં ફળ દેખાતાં તો તેઓ ખાઈ લેતાં અને નહિતર ભૂખ્યાં ભૂખ્યાં પણ તેઓ આગળ ચાલ્યે રાખતાં.

અને જીવનકલહને શાંતિ આપવાનું સ્થળ શોધવા એમનો પ્રવાસ ચાલુ રહેતો.

## ૧૧

# યુદ્ધનો આરંભ થઈ ચૂક્યો

સૂર્ય આથમી ગયો. ૭ મહિના સુધી હવે એ દેખાવાનો નહિ. સોનારજ ઉડાડતી સંધ્યા ક્ષિતિજ પર આવી.

આજે સૂંહને કોઈક જુદા જ પ્રકારનું દર્દ જણાતું હતું. શીશ તો આજ ત્રણ – ચાર મહિનાથી સૂંહને જોતો હતો અને આશ્ચર્ય પામતો હતો. એને નવાઈ લાગતી હતી કે સૂંહનું પેટ કેમ મોટું અને મોટું થતું જાય છે ? એને ખાવાનું તો પહેલાં કરતાં કંઈ વધારે નથી મળતું. અને એને વધુ ને વધુ થાક કેમ જણાતો જાય છે ? હમણાં એ ઊંડા ઊંડા શ્વાસ કેમ લે છે ? એને છે શું ? તેમાંયે આજે તો સૂંહે બેસી જ રહેવાની ઇચ્છા દર્શાવી. એના મોં પર કંટાળો પણ ખૂબ દેખાતો હતો. એટલે તો શીશના આશ્ચર્યનો પાર નહોતો. સૂંહ એને મળી ત્યારે તો એ કેવી સ્ફૂર્તિલી અને બળવાન હતી અને એનું શરીર પણ કેવું માપમાં હતું! એ બંને સાથે મળ્યાં તે પછી થોડા જ વખત પછી એનામાં આટલો બધો ફેરફાર કેમ દેખાવા લાગ્યો !

એણે પ્રશ્નાર્થભાવથી ઉવમ્ સામે જોયું ને કહ્યુંઃ " સૂંહ ! ઉ-! "

ઉવમને હસવું આવ્યું. એણે ઈશારાથી એને સમજાવ્યો, " આપણે

અહીં જ આરામ લઈએ. અહીં ઝાડવાં સારાં દેખાય છે. શોધશું તો પ્રાણીઓ પણ દેખાશે અને પાણી પણ મળશે."

"આ : ? હા !" શીશ બોલ્યો. એને પ્રશ્ન થયો કે અહીં આવા મેદાનમાં કેમ રહેવાય ? સૂરજ ચાલ્યો ગયો છે, હવે ઠંડી આવશે, ઉપરથી પાણી આવશે, રાતનું અંધારું આવશે, ભયંકર પ્રાણીઓ ચારે તરફ દેખાવા માંડશે. અહીં કોઈ પહાડ નથી, પહાડની ગુફા નથી, કોઈ મોટું ઝાડ નથી, ઝાડ ઉપર રહેવાનો માળો બંધાય તેવું નથી. અહીં રહેવામાં તો જોખમ, અહીં કેમ રહેવાય ?

પણ ઉવમે એને બેસાડયો જ. એણે કહ્યું, "હું કરીશ બધું."

થોડીવાર એણે વિચાર કર્યો અને પછી શીશને કહ્યું, "તું ખાવાનું શોધી લાવ, હું અહીં રહું છું. હું અહીં બીજું કામ કરું છું." એનું કહેવું માનવું કે નહિ એનો શીશને એકવાર વિચાર થયો, પણ એને ચાલતો થતો ન જોતાં ઉવમે "પળ-જા-ખાવાનું !" એમ રોષથી કહ્યું ત્યારે એણે સામા તાડૂકીને કહ્યું, "મા-!" પણ "નહિ જાઉં" એટલું એણે કહ્યું જ, ક્રિયામાં તો એણે જવા માટે પીઠ ફેરવી. જતાં જતાં એ વારેવારે પાછળ જોતો જતો હતો. ઉવમે એ જોયું. એના મનમાં પણ રોષ આવી ગયો.

એ થોડીવાર તો ઊભો રહ્યો, પણ પછી સૂંહને એણે કહ્યું, "તું બેસ, હું ઝાડનાં થડ – ડાળાં લાવું." અને એ પોતાની ફરસી હાથમાં નીચી પકડીને બીજી દિશામાં ચાલ્યો.

પહેલું જ ઝાડ મોટું અને ખખડધજ હતું. એણે એના થડમાં જોર કરીને ફરસી મારી. થડમાં ઊંડો ઘા થયો અને એના રેસા છૂટા પડયા. ચપચપ ગતિએ ઉવમ્ ઉપર ચડી ગયો. ઉપર ચડીને મોટી અને જાડી ડાળો જોઈને એણે તે ઉપર ફરસીના ઘા મારવા માંડયા. ડાળો કડડ કરતી નીચે પડવા લાગી. ત્યાં અચાનક એણે અવાજ સાંભળ્યો "ઉવમ્ !" સૂંહ એને બોલાવતી હતી.

ઉવમ્ એકદમ ઊતરીને એ તરફ ગયો. સૂંહે પોતાને સૂવા માટે થોડી જગ્યા સાફ કરી હતી અને તે પર એ સૂતી હતી. ઉવમને જોઈને એણે સંતોષ બતાવ્યો અને એને પાસે બેસવા એણે કહ્યું. ઉવમ્ નીચે એની પાસે બેઠો એટલે એણે એનો હાથ પકડી પોતાના પેટ પર મૂક્યો અને પેટનો એ ભાગ દાબવા કહ્યું.

" એમાં માણસ છે. " ઉવમ્ હસીને બોલ્યો. સૂંહ જાણે શુભ સમાચાર મળતા હોય તેમ એની સામે શાંતિથી જોઈ રહી. એના મોઢા પર શાંતિ અને આનંદ તો હતાં જ, પણ સાથે સાથે વેદના પણ તરી આવતી હતી અને એના મોંમાંથી કણસાટના ઉદ્‌ગારો પણ નીકળી જતા હતા. ઉવમ્ એ વખતે એને શાંત પાડવાના પ્રયત્નો કરતો હતો.

પણ એ વેદના અત્યારે શમે તેમ નહોતી, સૂંહને એ વેદનાનો આનંદ પણ હતો. એને ખબર પડી ગઈ હતી કે થોડી જ વાર પછી વેદનાનો અંત જ હતો અને એ વેદનામાંથી લાંબા કાળ માટે પરમ આનંદ જન્મવાનો હતો. ઉવમ્ પણ એ જોતો હતો. પણ એક ક્ષણે તો એ વેદના એટલી બધી વધી ગઈ અને સૂંહ એટલા તો જોરથી ઊંહકારા લેવા લાગી કે ઉવમને લાગ્યું કે સૂંહ એ જીરવી નહિ શકે. સૂંહનો જીવ જાણે તરફડિયાં લેતો હતો. ઉવમને ભય લાગ્યો કે કદાચ સૂંહ નહિ જીવે. એ એના શરીર પર લળ્યો. ગૂંચળું વળી જતા શરીરને સરખું કરવા લાગ્યો. પણ અચાનક શરીર એની મેળે જ સીધું થઈ ગયું અને એની અંદરથી એક ચેતન પદાર્થ બહાર નીકળી આવ્યો. એ હતું સૂંહનું માનવ–બાળક.

ઉવમે એને પોતાના હાથમાં લીધું અને બાળકે અવાજ કર્યો: ઊંઆં–ઊંઆં !

જંગલની અંદર એ મધુર સ્વરનું ગુંજન પ્રકૃતિની શાખાશાખાએ પથરાઈ ગયું. પ્રકૃતિ એ ગુંજનમાં ડોલી ઊઠી અને બાળકને જોઈને

ઉવમ્‌નું મોં પણ મલકી ઊઠયું. કેટલું રૂપાળું હતું એ! ચાંદા જેવું એ ગોળ અને નિર્મળ હતું.

પણ બાળકનો એ પ્રથમ શબ્દ સાંભળવા સૂંહ શુદ્ધિમાં નહોતી.

એ જ વખતે ઉવમે સામે જોયું તો શીશ મૂઠીઓ ભીડીને દોડતો આવતો હતો.

શીશ નજીક આવ્યો. ખભા પર એક મારેલું પ્રાણી હતું અને હાથમાં ફળ હતાં. તે એણે નીચે નાખ્યાં. આવીને જોતાં એ આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયો. સૂંહ માથું એક બાજુ નાખીને બેભાન પડી હતી. એના બે પગ વચ્ચે લોહી જેવા પદાર્થનું ખાબડું ભરાયું હતું અને ઉવમ્ કોઈક પ્રાણીને હાથમાં લઈને હસતો બેઠો હતો. કોણ છે આ આવડુંક પ્રાણી ? માણસ જેવું જ છે! કયાંથી આવ્યું આ માણસ? ઉવમે કંઈક કર્યું લાગે છે. ઉવમે કંઈક કરીને સૂંહને મારી નાખી લાગે છે. પણ આ પ્રાણી કયાંથી ? એને ઉવમનો ભય લાગ્યો.

એણે બાળકને ઉવમ્ પાસેથી આંચકી લીધું. ઉવમ્ એને આપવાનો જ હતો એટલે એણે તો સ્મિત જ કર્યું, પણ શીશ તો ઊલટો વધુ ગુસ્સે થયો. એણે એને લાત મારીને પાડી દીધો. ઉવમ્ આશ્ચર્ય પામ્યો. એને એક ક્ષણ ગુસ્સો ચડયો પણ પછી તરત એ ગુસ્સાને ગળી ગયો – આવા સુંદર બાળકના પ્રથમ દર્શન વખતે ગુસ્સો ન કરાય એમ એને લાગ્યું.

શીશ તો ઉવમ્ તરફ ફરી જોયા વિના સૂંહ પાસે બેસી ગયો. હાથમાં રહેલ બાળકની આંખો જરા જરા ખૂલતી હતી. એના પલકારા જોઈને શીશને એને પોતાની છાતીએ દાબી દેવાની ઇચ્છા થઈ. બાળકના ઊંઆં–ઊંઆં શબ્દ ઉપર તો એ ગાંડો જ થઈ ગયો. એણે બાળકને બકીઓ ઉપર બકીઓ ભરવા માંડી. એણે એને નવાઈની નાનકડી ચીજની પેઠે હાથમાં ફેરવવા માંડયું અને ધીમે ધીમે ઉલા-

ળવા પણ માંડ્યું. પણ બાળક તો તેમ તેમ મૂંઝવણથી વધુ ને વધુ રોવા લાગ્યું.

થોડીવાર થઈ ત્યાં તો સૂંહનું બેભાનાવસ્થામાં અક્કડ થયેલું શરીર આરામમાં આવવા લાગ્યું અને એણે આંખો ખોલી. એની શ્રવણેન્દ્રિય પણ સમાન થઈ અને એણે બાળકનું ' ઊંઆં ' સાંભળ્યું.

'બા-ઊ ! બા-ળુ !' એણે અવાજ તરફ આંખો ફેરવીને હાથ લંબાવ્યા. સૂંહને જાગેલી જોતાં શીશને આનંદ થયો અને એણે સૂંહને આનંદમાં લાવવા બાળકને એને આપવા ધર્યું. સૂંહે એને તરત પોતાની છાતી સાથે દાબી દીધું, અને બાળક પોતાના હોઠ સાથે સ્તન લાગેલા મળતાં તે બચબચ ધાવવા લાગ્યું. શીશનું સ્મિત સમાતું જ નહોતું.

એમ ને એમ કેટલીયે વાર બેસી રહ્યા પછી શીશને ખાવાનું યાદ આવ્યું. એણે મારેલા પ્રાણીને અને ફળોને નજીક લીધાં. સૂંહે ફળનો કકડો લીધો. એને એ મોંમાં મૂકવા ગઈ ત્યાં એને કંઈક યાદ આવ્યું. "ઉવમ્ !" એ બોલી.

શીશને પણ ઉવમ્ યાદ આવ્યો. એણે ચારે તરફ નજર કરી. ઉવમ્ ક્યાંય દેખાયો નહિ. એને થયું કે ઉવમ્ ચાલ્યો ગયો લાગે છે. પોતે એને લાત મારી હતી તે એને યાદ આવ્યું. એને પોતાના આવા અવિચારીપણા માટે ગુસ્સો આવ્યો અને કંટાળાથી નાકમાંથી છિત્કાર કર્યો.

બાળક તો સૂંહની છાતી પર જ ઊંઘી ગયું હતું અને સૂંહને પણ ધીમે ધીમે ઊંઘ આવતી જતી હતી એટલે શીશ પણ ઊંઘવા માટે સૂતો. એ ઊંઘતો હતો ત્યાં અચાનક એની આંખ ઊઘડી ગઈ. પવન વાતો હતો અને એના શરીરનાં રૂંછાં ધ્રૂજતાં હતાં. ચમક ઉડાડવા એ બેઠો થયો. એણે જોયું કે સૂંહ ટૂંટિયું વાળીને સૂતી

હતી અને એણે બાળકને પોતાના પડખામાં હાથથી દાબી દીધું હતું. એણે જોયું કે બાળકનું શરીર રૂંછાં વિનાનું હતું. એને થઈ ગયું : કમનસીબ બાળક ! રૂંછાં તો શરીર પર છે નહિ! ટાઢ કેમ ઝીલશે ? એણે જોયું કે બાળકની ચામડી સહેજ સહેજ ધ્રૂજી રહી હતી અને આજ તો સૂંઢ પણ ધ્રૂજી રહી હતી.

અહીં શા માટે રોકાયાં ? એને થયું અને તે સાથે જ એમને અહીં રોકી દેનાર ઉવમ્ એને યાદ આવ્યો અને તેની ઉપર એને ગુસ્સો ચડયો. એને એવો તો ગુસ્સો ચડયો કે જો એ અહીં હોય તો એને ગળેથી પકડી એનો દૂર ઘા એ કરી દે. રોફથી એ ઊભો થઈ ગયો અને એના હાથ ચમચમવા લાગ્યા.

ત્યાં તો એના કાને કંઈક ઠક ઠક અવાજ આવ્યો. એને નવાઈ લાગી. આવો અવાજ શેનો ? એને બીક પણ લાગી. એણે સૂંઢ અને સૂંઢના બાળુ તરફ જોયું. કોણ હશે અવાજ કરનાર ? આ સૂતેલાંઓને તો એ કંઈ નહિ કરે ?

એ એ અવાજ તરફ ચાલ્યો. સંધ્યાનું તેજ ઝાંખું હતું છતાં એ દૂરથી જોઈ શકયો કે ઠક ઠક કરનાર ઉવમ્ હતો. ઉવમ્ ? એનો ગુસ્સો એકદમ ઊછળી આવ્યો. એ દોડયો. ઉવમ્ વાંસો ફરીને હાથમાં ફરસી લઈને તે વડે કંઈક કરી રહ્યો હતો. શીશે એને પાછળથી ગરદનથી પકડયો અને ચત્તો ઉથલાવી પાડયો.

ઉવમ્ ચમકયો. ફરસી તો એના હાથમાં જ રહી ગઈ હતી. એ ઊલટી છલાંગ મારીને ઝડપથી ઊભો થઈ ગયો અને સામે કોણ છે તે જોયા વિના ફરસી લઈને સામો ધસ્યો. શીશ એનું વિકરાળ સ્વરૂપ જોઈ ગયો. એને ભય લાગ્યો. એણે કમ્મરેથી દાંતૂડી કાઢી, પણ ત્યાં તો ઉવમે એનો હાથ પકડીને મરડયો. દાંતૂડી નીચે પડી ગઈ. દાંતૂડી નીચે પડતાં ઉવમે એ તરફ જોયું. શીશ ! એને આશ્ચર્ય થયું. એને

આશ્ચર્ય થયું કે શીશ શા માટે એના પર ગુસ્સે થાય છે! 'હાં, શીશ કદાચ મારું કામ નહિ સમજતો હોય, એને હું આફત લાગતો હઈશ.' આવો વિચાર થઈ આવતાં એણે એને ઊંચકીને કેટલાક કલાકોથી પોતે તૈયાર કરી રહ્યો હતો તે લાકડાના માંડવા નીચે લાવીને મૂકયો ને ગુસ્સાથી કે ભયથી ભાગી ન જાય અને એને માંડવાનો લાભ એની મેળે બરાબર સમજાઈ જાય તે માટે પકડીને ઊભો રાખ્યો.

માંડવાની નીચે આવતાં જ શીશને નવો અનુભવ થયો. એને અહીં પવન લાગતો નહોતો. એણે ઉપર નજર કરી. ઉપર આકાશ કે સંધ્યા દેખાતાં નહોતાં. એણે ત્રણ બાજુ નજર કરી. ત્રણે બાજુથી બહારનું કશું દેખાતું નહોતું કે ત્યાંથી પવન આવતો નહોતો. આગલી બાજુ થોડું ખુલ્લું હતું. આ તો માળો! જમીન પર માળો! માળા કરતાંય સરસ! શીશને થયું. ઉવમ્ ઉપર ખુશ થતો હોય તેમ એણે ધીરે ધીરે માથું ડોલાવ્યું.

એ બોલ્યો, "સૂંહ! બાળુ! હુઉઉ!"

ઉવમે એને સમજાવ્યું, "મને ખબર હતી કે એમને ટાઢ લાગશે, તેથી જ હું આ કરવા અહીં દોડી આવ્યો અને જરા પણ ઊંઘ લીધા વિના કરતો રહ્યો છું. જા, તેડી લાવ એમને અહીં, મારે હજી થોડું કામ કરવાનું બાકી છે."

શીશ મૂઠીઓ વાળીને દોડયો. સૂંહ સૂતી હતી ત્યાં તે આવ્યો. ઊંઘતી સૂંહને ઉઠાડવી કે નહિ તેનો વિચાર એણે કરી જોયો, પણ એમ કરવું ઠીક ન લાગ્યું એટલે એને એ જાગી ન જાય તેમ એક હાથે ઊંચકી જ લીધી અને બીજા હાથે બાળકને ઉપાડી લીધું, અને પછી પાછો ઉવમના માંડવા તરફ એ દોડયો.

ઉવમે પોતાનું કામ પૂરું કરી લીધેલું. શીશે એને લાત મારીને પાડી દીધો અને પછી પોતાનો ગુસ્સો એણે શમાવી દીધો ત્યારે

એને પ્રથમ તો થયું કે એ એમને છોડીને ક્યાંક ચાલ્યો જાય. એટલા જ માટે એ ત્યાંથી ખસીને દૂર થયો. પણ એનાથી છેલ્લે એક નજર પાછળ નખાઈ ગઈ અને સૂંહને એણે જોઈ. સૂંહને જોતાં એનો વિચાર બદલાવ્યો અને એ કાપવું અધૂરું મૂકેલ ઝાડની પાસે આવ્યો. એણે ઝાડની અને બીજાં ઝાડોની ડાળીઓ કાપી, થડ કાપ્યાં અને ખૂબ મહેનતને અંતે આ નાની પણ હૂંફાળી કોટડી બનાવી. એનું બારણું બનતું હતું ત્યારે જ શીશે એના કામમાં વિક્ષેપ નાખ્યો અને એને લાગ્યું કે એ જંગલી આ કોટડોની ઉપયોગિતા સમજ્યા વિના કદાચ એને પાડી નાખશે અને સૂંહ ટાઢમાં જ થરથરતી હશે એ આશંકા અને ભયે એણે શીશ સામો સખત પ્રતિકાર કર્યો હતો. પણ બધું સારું થઈ ગયું અને અત્યારે એની બનાવેલી કોટડીમાં સૂંહ, સૂંહનું બાળક, શીશ અને પોતે પણ આરામથી ઊંઘ લેતાં હતાં. બહાર પવન ફૂંકાવા લાગ્યો હતો–જરા જોરથી ફૂંકાવા લાગ્યો હતો. એનો વેગ વધ્યો હતો પણ એની અસર એમને જરા પણ જણાતી નહોતી. શીશ તો ઊંઘમાં પણ ઉવમના કામની પ્રશંસા કરતો એના ઉપકાર માટે કંઈક કહેતો હોય તેમ હોઠ ફફડાવી રહ્યો હતો.

બહાર પવન ફૂંકાવા લાગ્યો હતો, એનો વેગ વધ્યો હતો, પણ કોટડીની અંદર સૂતેલાંઓને બહાર એની અસર કેવી છે તેની ખબર નહોતી, અને આ કોટડી ઉપર પણ એની અસર શું થવાની છે એની એમને ખબર નહોતી.

એમને ખબર નહોતી કે યુદ્ધનો આરંભ થઈ ચૂક્યો હતો.

પૃથ્વી અને આસમાન વચ્ચે ગંભીરપણે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું. આસમાન કડડ અવાજે પૃથ્વી પર તૂટી પડવા લાગ્યું અને પૃથ્વી હુંકાર કરતી પોતાનાં સમુદ્રમોજાં જેવાં હથિયારોને ઊંચે ઉછાળવા લાગી. એણે પોતાના પહાડોનાં શિખરોને જગાડીને યુદ્ધ માટે તૈયાર કર્યાં. પૃથ્વી

હુંકાર કરીને આકાશને ધ્રૂજવતી હતી. પૃથ્વીનાં બેંકાર ઊંચાં થયેલ શિરો એની છાતીમાં વાગતાં એ તૂટું તૂટું થવા લાગ્યું, પણ તૂટતાં તૂટતાં એણે પણ ધરતીને ચિત્કાર પડાવે તેથી ગર્જનાઓ કરી પોતાના પવનોને છોડી પૃથ્વીનાં અંગોનો વિધ્વંસ કરવાની આજ્ઞા કરી.

આ ગોળાર્ધ પર સૂર્ય ઊગ્યો, છ મહિના રહ્યો અને ચાલ્યો ગયો, ફરી પાછો છ મહિને આવ્યો, છ મહિના રહ્યો અને પાછો ચાલ્યો ગયો—એ બધા સમય દરમિયાન પૃથ્વી અને આસમાનનું યુદ્ધ ચાલતું તો હતું જ, પણ તે વચ્ચે વચ્ચે થંભી જતું. સૂર્યે પોતાના છેલ્લા સત્રની શરૂઆતમાં બંનેનું તોફાન જોયું. એ તોફાન ભયંકર હતું. યુદ્ધનો આરંભ નહિ પણ યુદ્ધના વિનાશની એ પરાકાષ્ઠા હતી. પણ એ તોફાન ઘણા વખતથી શાંત બની ગયું હતું—એવું શાંત બની ગયું હતું કે એને તો આશા બંધાઈ કે હવે બીજીવાર એ આવશે ત્યારે પૃથ્વી અને આસમાન વચ્ચે બહુ જ સંપ હશે-સકલ સૃષ્ટિ આનંદ અને શાંતિ ભોગવતી હશે.

પણ એ ગયો કે તરત યુદ્ધ તો શરૂ થઈ ગયું. આ શરૂઆત હતી અને ભયંકર શરૂઆત હતી.

સુ ઉ ઊ ઊ...પવનનો સુસવાટો આવ્યો. કડડ એક ઝાડની મોટી ડાળી તૂટી. ઉવમ્‌ની કોટડીનાં પાટિયાં ખખડ્યાં ઉવમ્ જાગી ગયો. બીજો સુસવાટો આવ્યો અને ભટાક સરખું કોટડીનું બારણું ખૂલી અને સુઉઊઊ...કરતો પવન અંદર ઘૂસ્યો. 'સૂંહ ! સૂંહનું બાળક !' ઉવમ્‌ને વિચાર આવી ગયો અને એમને પવનથી બચાવવા બારણું બંધ કરવા એ દોડ્યો. પણ એ બારણા પાસે પહોંચે ત્યાં તો પવનનો બીજો સુસવાટો આવ્યો અને બારણું પોતાની મેળે બંધ થઈને ફરી જોરથી અવાજ કરીને ઊઘડ્યું અને નજીક આવેલા ઉવમ્‌ના માથાને થપાટ મારતું ગયું. ઉવમ્ એક ડગલું આગળ ખસી આવ્યો. એ જરા

માથું દબાવવા રહ્યો ત્યાં તો ફરી બારણું બંધ થવા પાછળથી જોશ કરતું આવ્યું અને વાંસેથી એને ધક્કો મારીને એને બહાર ફેંકી દીધો.

ભટાક–ભટાક બારણું બંધ–ઉઘાડ થયું. આ અવાજ સૂતેલાંઓની ઊંઘ બગાડી મૂકશે–એમને પવન તો લાગશે જ એમ લાગતાં ઉત્તમ્ ઝડપથી ઊભો થયો, પણ એ બારણાને પકડે તે પહેલાં તો બારણું છૂટું થઈ ગયું અને એની ઉપર આવી પડ્યું. એ ઘાથી એ ફરી પડી ગયો. આ વખતે એને સખત વાગ્યું. એ બેભાન થઈ પડ્યો.

આસમાને હવે પવનનું ચક્ર બનાવીને પૃથ્વીનો ચારે તરફથી વિનાશ કરી નાખવાનો નિરધાર કર્યો. પવન હવે ફૂદરડી ફરવા લાગ્યો. કોટડીની આગલી બાજુથી વાવો શરૂ થયેલો પવન દિશા પલટીને પાછલી બાજુથી વધુ જોરથી વાવા લાગ્યો અને એક મોટો ઝપાટો મારી એણે કોટડીનાં પાટિયાંને ઉડાડી મૂક્યાં. કોટડીના ઉંબરમાં જ તૂટેલા બારણા નીચે દબાઈને પડેલા ઉત્તમ્ ઉપર જ એ પાટિયાંઓનો ખડકલો થયો. ઉત્તમ્ તો બેભાનાવસ્થામાં જગતને જોતો નહોતો, પણ હવે તો એ પણ જગતને દેખાવો બંધ થઈ ગયો હતો. પવન ખુલ્લો થઈ જતાં શીશ જાગી ગયો. સૂંહ પણ તરત જાગી ઊઠી. કોટડીને પડી ગયેલી જોતાં એમને આશ્ચર્ય થયું. બીને તેઓ ત્યાંથી ખસીને દૂર ગયાં. પવન વિશેષ જોરથી વાવા લાગ્યો. ઊંઆં–ઊંઆં કરતું બાળક જાગી ગયું. સૂંહે એને છાતી સાથે દાબ્યું પણ એનું રોવું બંધ ન થયું. શીશ અને સૂંહ બંનેએ એમને દબાવવા માંડયું છતાં બાળક શાંત ન પડ્યું શીશ બાળકને ઠૂઠવાતું જોઈ રહ્યો–એની પાસે કોઈ ઉપાય નહોતો કે જેથી એ એને ઢાંકી શકે.

“ આવો માળો ! ” એને પોતાને નિરાશ્રય કરી મૂકનાર તૂટી ગયેલા માળા પ્રત્યે રોષ આવ્યો. ‘ ઉત્તમ્...ઉ ! ’ એને થયું કે એ માળાનો બનાવનાર ઉત્તમ્ નાસી ગયો. એટલે એને ઉત્તમ્ ઉપર પણ

રોષ ચડયો. હવે મળે તો તો છોડું જ નહિ એવું પણ એના મનમાં નક્કી થયું.

પણ અત્યારે શું કરવું? બાળકને કેમ બચાવવું? ફેંકી દો એને! કોણ જાણે ક્યાંથી આવ્યું છે? છેય કેવું નમાલું! શરીર ઉપર રૂંછાંનું તો નામ પણ નથી. શું કરવું છે આને? એણે રોષથી બાળકનું કાંડું પકડયું પણ ત્યાં સૂંહે ચિત્કાર નાખ્યો. પણ પછી તરત એનું સ્વરૂપ રૌદ્ર બની ઊઠયું. શીશ એ સ્વરૂપ જોઈને એક ડગલું પાછળ હઠી ગયો, પણ સૂંહને તરત એક બાબત સૂઝી આવી. એની કમ્મર ઉપર એણે ચામડું લપેટયું હતું. ઉવમે એ આપ્યું હતું. તે એણે કાઢી નાખ્યું અને બાળકને તેમાં લપેટી લીધું. શીશે એ જોયું. એને એ ગમી ગયું.

સુ ઉ ઊ...પવન તો જોરથી ફૂંકાતો જ હતો. એ પવનમાં એમનાં અંગો બહેર મારી જતાં હતાં. આમાં રહેવું કઈ રીતે? 'ઉવમ્–ઉવમ્નો જ દોષ! એ મળે તો એને મારી જ નાખું.'

બાળકને ભૂખ લાગી હતી. એ સૂંહના સ્તનને ચોંટી ગયું. શીશને પણ પોતાનું ખાવાનું યાદ આવ્યું. આજે તો ખાવાનું મળશે કારણ કે એ હાજર છે, પણ પછી?

યુદ્ધનો આરંભ થઈ ગયો હતો. એમાં કેમ જીવવું અને જીતવું એનો શીશને વિચાર થઈ પડયો.

૧૨

# નિહારિકાનો વિસ્તાર

શીશો કદી કંઈ વિચાર્યું નહોતું. વિચાર કરવાની એને ટેવ પણ નહોતી પણ આજે જીવનને જોખમમાં જોઈને એને વિચારો આવવા લાગ્યા. ગયે વર્ષે એણે આવું તોફાન જોયું હતું. આ વર્ષે એ ફરીને આવ્યું. ગયે વર્ષે તોફાન આવ્યું ત્યારે એ ઊંઘતો હતો. સૂંઢ એને પકડે હતી. એ એના સુંદર ઝૂલામાં હતો. ત્યાંથી જમીન પર પડ્યો હતો અને રાફડામાં દટાયો હતો. એ તોફાન એણે જોયું નહોતું પણ એ કંઈ જેવું તેવું નહિ હોય એમ એને લાગ્યું હતું. આ વર્ષે તો તોફાનમાં એ ખુલ્લા મેદાનમાં છે. તોફાનનું આ સ્વરૂપ શું કરી નાખશે? શા માટે આ તોફાન થાય છે? કોણ મોકલે છે એને?

એને બીચારાને ખબર નહોતી કે વિશ્વની ઉત્પત્તિ કેમ થઈ, પૃથ્વી શુંમાંથી શું બની અને છેવટ આવી કેમ બની અને હજી એનાં કેવાં રૂપો બદલવાનાં હશે! એ તો આશ્ચર્યવિમૂઢ ઊભો હતો. પવન આસમાનમાંથી આવતો હતો. એ ક્યાંથી શરૂ થાય છે તે જોવા એણે ઊંચું જોયું, પણ ઊંચે તો કશું દેખાતું નહોતું. સંધ્યા પણ ઝાંખી બની હતી અને તારાઓ પણ ક્યારેક ક્યારેક જ આછા આછા ઝબૂકતા હતા.

એને લાગ્યું કે પવન એને પાડી નાખશે એટલે એ બેસી ગયો. એણે સૂંઢને પણ બેસવા કહ્યું. નીચે બેઠા પછી એણે વધુ ધ્યાનથી આકાશ તરફ જોવા માંડયું. એણે જોયા જ કર્યું.

વચ્ચે થોડીવાર આકાશ ખુલ્લું થયું. આકાશમાં એણે ચકચકતી આંખો જેવા તારાઓને વેરાયેલા દીઠા. ઝૂમખાંબંધ ઝૂલતાં તારામંડળોને જોયાં. ત્યાંથી તો કંઈ પવન ન આવે. આવો પવન મોકલીને લોકોને હેરાન કરે એવાં નિર્દય તેઓ નથી લાગતાં. એની નજર કેટલાંક સફેદ ધાબાંઓ પર પડી. એ ધાબાંઓ કંઈ વાદળાં નહોતાં. એ કંઈ સંધ્યાના ગોટા નહોતા. એ તો ચમકતાં હતાં. એમના ચમકારામાં લુચ્ચાઈ દેખાતી હતી. ત્યાંથી જ પવન આવતો હશે. ને આવી કલ્પના આવતાં એકાએક એક વિચારથી એનું અંગ ધ્રૂજી ઊઠયું: ઓહ! કદાચ એ ધાબાં જ પોતે અહીં તૂટી આવે તો? તો શું થાય આ ધરતીનું?

એ હતો શેકયા વિનાનું માંસ ખાનાર માણસ. એને બીચારાને કશી ખબર નહોતી કે એની આ ધરતી એકવાર એવા જ એ ધાબાના પિતરાઈ ભાઈમાં સમાયેલી હતી અને તેમાંથી જ પોતાનું કિસ્મત પોતાને હાથે ઘડવા છૂટી પડી હતી!

એ વાત એવી છે કે:

એકવાર પ્રકાશનું એક ધાબું હતું. એની પહેલાં શું હતું તે કંઈ કહી શકાય નહિ. એ કયારે હતું એ ચોક્કસ ન કહી શકાય. કદાચ પરાર્ધોપરાર્ધ વર્ષ પહેલાં. સમય જતાં—કેટલો સમય જતાં એ કહી ન શકાય—કદાચ પરાર્ધો વર્ષ પહેલાં એ પ્રકાશનું સ્વરૂપ તેજસ્વી વાયુમાં પલટાયું. એમાં ગતિ આવી અને એ ગોળ ગોળ ફરવા લાગ્યું. વાયુનું સ્વરૂપ ઘટ્ટ બનતું ગયું. એની ગતિ વધવા લાગી અને એમ કરતાં એ ધાબું તેજ અને વાયુનો પ્રચંડ વેગે ઘૂમતો

એક ગોળો બન્યું. એનું નામ વાયુગોળો–નિહારિકા, પણ તેનું સ્વરૂપ હતું તો દૃશ્ય ઘટ્ટ વાયુના રૂપમાં જ. આકાશમાં આ એક નિહારિકા ઘૂમતી હતી. એ નિહારિકાને ખબર નહોતી કે એના જેવી કેટલીયે નિહારિકાઓ આકાશના વિસ્તારમાં દૂર દૂર, ગણાય નહિ એટલા યોજનો દૂર, ફરતી હતી.

જેમ જેમ નિહારિકા ફરતી ગઈ તેમ તેમ એનામાં વધુ ગરમી આવતી ગઈ અને પ્રકાશવાન વાયુ ગરમ વાયુ બનવા લાગ્યો. નિહારિકા ગલોલમાંથી છૂટેલા કાંકરાની પેઠે ક્યાંકથી છૂટેલી હોવાથી તે ગલોલના કાંકરાની પેઠે પોતાની આસપાસ તો ચકરડી–ભમરડી લેતી જ હતી, પણ ઉપરાંત કોઈક અગમ્ય શક્તિને આંટો મારી લેવા માટે પણ અતાગ વેગથી ગોળ ફરવા માટે આકાશમાં આગળ ધસતી હતી.

આકાશના જુદા જુદા પટની નજીકનાં જુદા જુદા પ્રકારનાં તેજ–વાયુ અને પરમાણુઓથી અને એની ઘૂમવાની ગતિથી એનો ગરમ થયેલો વાયુ ભડકા બની ઊઠ્યો. કરોડો યોજન ઊંચી એની જ્વાળાઓ ચડવા લાગી. પણ એનું ઘૂમવું તો ચાલુ જ હતું અને વિધવિધ પ્રકારના પરમાણુઓના સંસર્ગમાં પણ આવવું ચાલુ હતું એટલે એક કાળથી એના ભડકાઓએ શાંત થતાં જવું પડ્યું. પણ એ ભડકાઓ નીચે બેસતાં બેસતાં પણ પોતાના ખોળામાં વિશ્વના અનેક પદાર્થોને સમાવતા ગયા અને જ્યારે એ નિયમમાં આવ્યા કહેવાય તેટલા નીચા થયા ત્યારે નિહારિકાનું સ્વરૂપ ઠીક ઘટ્ટ થઈ ગયું હતું અને એની ઘૂમવાની ગતિ પણ કંઈક અંકુશમાં આવી હતી. પણ તોય હજી પણ એ વેગ કંઈ જેવો તેવો નહોતો. આંખનું મટકું મારીએ એટલી વારમાં એ પોતાની આસપાસ હજારો આંટા પૂરા કરી લેતી હતી અને આકાશમાં કરોડો યોજનનો પ્રવાસ કરી લેતી હતી.

પણ, તોપણ એનો વેગ ઘટ્યો તો હતો જ. એ ઘટેલા વેગ પર હવે આકાશનાં બીજાં તત્ત્વો વધુ અસર કરવા લાગ્યાં. એની

ઉપર ગુરુત્વાકર્ષણનો નિયમ લદાયો અને એણે ધમકી સાંભળી કે એ નિયમની બહાર જવાનો એ પ્રયત્ન કરશે તો એના ભુક્કા થઈ જશે.

આ ધમકીને એણે પોકળ માની અથવા એ એક ભ્રમ માન્યો અને પરિણામે આ પૃથ્વી, આ સૂર્ય, આ ચંદ્ર અને પૃથ્વી અને સૂર્યની વચ્ચેના આકાશમાં દેખાતા મંગળ, બુધ આદિ ગ્રહોની ઉત્પત્તિ થઈ. એક આ જ નિહારિકા વિષે નહિ પણ અનેક નિહારિકાઓનું આવું બન્યું હશે અને ભવિષ્યમાં અનેકનું એમ જ બનવાનું હશે.

નિહારિકા ફરતી હતી અને તેની ઉપર બીજાં અંતરીક્ષનાં બળોની અસર થતી હતી. એ પરિસ્થિતિમાં એકવાર નિહારિકા નિયમ બહાર ગઈ, અને પાણી ભરેલો લોટો દોરીથી ચક્કર ચક્કર ગમે તેટલું ફેરવીએ છતાં તેમાંથી છાંટો પણ પાણી ધરતી ઉપર ન પડે પણ એના વેગમાં જરાક ખચક આવતાં પાણીનાં ટીપાં બહાર ઊલટી આવે તેમ, તે રીતે કે કોઈ બીજી નિહારિકા સાથે અકસ્માત અથડાઈ જતાં આપણી આ નિહારિકામાંથી એક કકડો ઊડી પડયો. આ કકડો તે આપણો સૂર્ય.

ગતિમાન પદાર્થમાંથી બીજો નાનો પદાર્થ ગતિ કરે તો તેને પણ તેની સ્વતંત્ર ગતિ મળે તે નિયમે ફરીથી નિહારિકામાંથી છૂટેલ સૂર્ય પણ ફરતો રહ્યો. કાળક્રમે એ સૂર્યમાંથી પણ કકડાઓ કોઈ કારણે છૂટા પડયા. એ કકડાઓ તે ગ્રહો, ચંદ્રો. ફરતા સૂર્યમાંથી નીકળેલા આ ગ્રહો અને ચંદ્રો પણ ફરતા જ હતા.

હવે આ નાના કકડાઓમાં નિહારિકાની લાખો યોજન ઊંચે પહોંચતી જ્વાળાઓ નહોતી, છતાં સૂર્યમાં જે જ્વાળાઓ હતી તે કંઈ જેવી તેવી નહોતી. આજે પણ એ જ્વાળાઓ આકાશમાં બધી દિશામાં વીસ પચ્ચીસ હજાર માઈલ ઊંચે ચડેલી છે. એનાથી માઈલોના માઈલ દૂર પડેલી પૃથ્વી આડે જો હવાનું વાતાવરણ ન હોત તો પૃથ્વી એની ગરમીમાં શેકાઈ જ જાત.

સૂર્યમાંથી છૂટેલી પૃથ્વીમાં પણ ભડકા તો હતા જ, અને ચંદ્રમાંયે હતા પણ એ બહુ નાના પ્રમાણમાં હતા. કાળક્રમે તેઓ પર આકાશનાં વાયુઆદિ તત્ત્વોની અસર થઈ અને ભડકાઓ શમવા લાગ્યા. ચંદ્ર ઉપર તો ભડકાઓ જલદી શમી ગયા અને તેનાં પડ પણ બહુ જલદી બંધાયાં અને તે જલદી ઠરી પણ ગયો, કારણ કે એ બહુ નાનો છે. પૃથ્વીના બચ્ચા જેવો–પૃથ્વીના ભડકાઓ તો શાંત થયા પણ તેનું પડ બંધાતાં અને પડ ઠરતાં તો કરોડો વર્ષો વીત્યાં. સૂર્યથી છૂટી પડતાં એની ગતિ વાંકી રહી ગયેલી એટલે એની એક બાજુ આખી એકી સમયે સમાન અસર કરનારાં તત્ત્વો સામે ન રહી શકી એટલે એના કોઈક ભાગ ઉપર વહેલું પડ બંધાયું, કોઈક ઉપર મોડું. પણ આખરે ભડકા બધે જ શમી ગયા અને આખી પૃથ્વી પર પડ બંધાયું. વહેલામોડા બંધાવાને કારણે પડમાં ક્યાંક પોપડા ઊપસી આવ્યા અને કયાંક ઊંડી વિશાળ ખાઈઓ બની ગઈ. ઠંડા પડ ઉપર આકાશના બીજા પદાર્થોનું આવરણ વીંટાયું અને એ બન્યું વાતાવરણ. વાતાવરણમાં ભિન્ન ભિન્ન પ્રકારના વાયુઓ ભેળા મળ્યા અને તેમાંથી સર્જાઈ ભીનાશ. એ ભીનાશ પૃથ્વી પર ઊતરી. વરસાદો થયા. જગત આ પૃથ્વી પર ભવિષ્યમાં કદી નહિ જુએ એવા પ્રચંડવેગી વરસાદો થયા અને ધરતી ઉપરના ખાડા પાણીથી પુરાયા. એ પાણી વાતાવરણ અને ધરતી ઉપરનાં તત્ત્વોની અસરથી ખારું બન્યું અને સમુદ્ર એવા નામનું સર્જન થવાનો યોગ આવ્યો.

પૃથ્વી ઉપર વાતાવરણ બંધાયું. એમાં પહાડો થયા, સમુદ્રો થયા. સમુદ્રમાં અને વાતાવરણમાં જીવસૃષ્ટિ ઉત્પન્ન થઈ. પરંતુ એ બધું તો પૃથ્વીના પડ ઉપર. બાઝેલા પડની નીચે તો મોકળી જગ્યા હતી અને તેમાં ધગધગતો અગ્નિ પુરાઈ રહ્યો હતો. બાળકના હાથમાંના ગોળ દડા ઉપર માટી લાગીને કયાંક પડ ઊંચું થાય, કયાંક નીચું થાય, પણ દડાની અંદરની ખાલી જગ્યા તો હવાથી ભરેલ જ રહે, તેમ પૃથ્વીની અંદર અગ્નિ ભરાઈ રહ્યો.

એ અગ્નિ અંદર મૂંઝાતો હતો. બહાર આવવા એ તલસતો હતો અને તોફાનો મચાવતો હતો. થોડાંક હજાર વર્ષ ઉપર એવું એક તોફાન ચંદ્ર ઉપર મચી ગયું હતું અને ચંદ્રમાંથી એક ટુકડો પૃથ્વી ઉપરના એક મોટા સાગરમાં પડ્યો હતો. એ સાગરને સ્થાને નક્કર જમીન થઈ ગઈ અને સાગરને ખસવું પડ્યું, સાગરના એ હડેલા પાણીએ ક્યાંક સમાવાનું તો હતું જ—કેટલુંક તો શોષાઈ ગયું, કેટલુંક કોઈક બીજી ધરતીઓ ઉપર ફરી વળ્યું પણ પાણી હજી વધારે હતું. તે પોતાની સપાટી મેળવવા અહીંથી તહીં હડસેલાતું હતું. એ તોફાને ધરતીની અંદરના અગ્નિને ખૂબ ખળભળાવી નાખ્યો હતો. એણે એનો વિરોધ કરવા પોતાનું તોફાન જગવ્યું. એ તોફાનને કારણે પૃથ્વીનો ઘણો ભાગ નાશ પામી ગયો—ના, પલટાઈ ગયો. આ વાતને પણ હજારો વર્ષ થઈ ગયાં. એ પહેલાં તોફાનમાં નાશ પામેલી જીવસૃષ્ટિ અને એ જીવસૃષ્ટિમાંથી કોઈની પાસેની સંભવિત સંસ્કૃતિ, પૃથ્વીના વિકાસની કેટલીયે ઊંચી આવેલી શ્રેણી, એ બધું જે નાશ પામ્યું હતુ તે ફરીથી આજે એવું જ—એનાથી પણ એક ડગલું આગળ વધીને નવું – સર્જાયું હતું.

આજે ફરી આકાશમાં કંઈક વિરોધી તત્ત્વો ભેળાં થઈ આવ્યાં અને પૃથ્વી પર પહેલાં જેવા તોફાનની શરૂઆત થઈ. પૃથ્વીની અંદરનો અગ્નિ સળવળવા લાગ્યો અને ભારે પલટાઓની આગાહીઓ પૃથ્વી ઉપર જણાવા લાગી.

બીચારો શીશ! એને આ કશા વિષે ક્યાંથી સમજણ હોય! એ તો સ્થિર આંખે આકાશમાં ચમકતી નિહારિકાઓને બેઠો બેઠો જોતો હતો. તોફાનો આવશે ને જશે પણ સંસ્કૃતિ તો નવે નવે જન્મે આગલા જન્મ કરતાં આગળ જ વધતી રહેશે તે વાતનું આશ્વાસન એને આપનાર કોઈ નહોતું—એ આપવાનો કશો અર્થ પણ નહોતો.

"શીશ!" ચુંદ બોલી.

શીશ આકાશ તરફ જોતો ઊંડા ધ્યાનમાં બેઠો હતો ને સૂંહે એકાએક એને વળગી પડીને એને ધ્યાનભંગ કર્યો. શીશે ચમકીને એની તરફ જોયું. શીશનું બાળક બન્નેની છાતી વચ્ચે દબાતું સૂતું હતું.

"આહ!" સૂંહે આંગળી ચીંધીને કંઈક બતાવ્યું. શીશે દૂર નજર કરી. આકાશમાંથી ઉલ્કાઓ પડવા લાગી હતી. એટલી બધી ઉલ્કાઓ પડવા લાગી હતી કે એમના ઝબકારાઓની એક તેજસ્વી માળા બની ગઈ હતી અને આકાશથી પૃથ્વી સુધી તેજનાં પગથિયાંની સીડી હોય તેમ લાગતું હતું. આ ઉલ્કાઓ પૃથ્વી પર પડીને પૃથ્વીને ભાંગી નાખશે અથવા સળગાવી મૂકશે એવી બીક લાગે એવું હતું. શીશે એ જોયું. એ પણ ડર્યો. પણ તેની સામે ઉપાય શો? એણે સૂંહ સામે નિરુપાયની નજરે જોયું.

પણ સૂંહને તો એણે ખૂબ જ અસ્થિર દીઠી. "ઉહ્–ઉહ્આ–ઓ" એ વિચિત્ર ઉદ્‌ગારો કાઢતી હતી. છેવટે એ ઊભી થઈ ગઈ અને શીશને પણ હાથ પકડી ઊભો કરી દીધો. એ દોડી અને સાથે શીશને પણ દોડાવવા લાગી.

ત્યાં તો કંઈક વિચિત્ર પ્રકારની એક સિસોટી જેવી સિસકારી સંભળાઈ અને શીશનું એ તરફ ધ્યાન ગયું. જિરાફ કરતાંયે લાંબી ગરદનવાળો અને કાચબાને હોય તે કરતાં કંઈક મોટા અને કાંગારુને હોય તેવા પગવાળા એક મોટા કાચબાને એણે એ દિશામાં દોડતો દીઠો. સૂંહના મનમાં ખરેખર ભય શેનો હતો તેની તેને હવે જ ખબર પડી. તેના પગ પણ ભયથી થીજી ગયા. એનામાંથી હાલવાચાલવાની શક્તિ જ નાશ પામી ગઈ. એની તમામ ઇન્દ્રિયો સ્તબ્ધ બની ગઈ.

પણ સૂંહ આકળવિકળ બની ચતી અને બચવા માટે આશ્રય શોધવા આમતેમ જોતી હતી. એકાએક એના ખ્યાલમાં પડી ગયેલી કોટડીનાં લાકડાંનો ઢગલો આવ્યો અને એ શીશને ખેંચીને એની

નજીક લઈ ગઈ. એ જ ક્ષણે પેલો કાંગારુ – કાચબો નજીક આવી ગયો. એના નાકમાંથી નીકળતા શ્વાસ સાથે પાણીના છાંટા ઊડતા હતા. સૂંહે એકદમ નીચી નમીને લાકડાંના ઢગલાની ઓથ લઈ લીધી. શીશ પણ નમી ગયો. કાચબો એમની તરફ જોયા વિના ઝડપથી ચાલ્યો ગયો.

શીશને હવે અહીંથી જલદી ભાગીને ક્યાંક સારો આશ્રય શોધી લેવાની જરૂર લાગી. તેઓ ઊભાં થયાં. કાચબો દેખાતો બંધ થયો હતો. તેઓ દોડયાં. ગુરુત્વાકર્ષણના એક તત્ત્વથી છૂટી પડી ગયેલી કોઈ નિહારિકા લથડિયાં ખાતી, પણ ક્યાંક ગોઠવાઈ જવાને જેમ ભટકે તેમ તેમણે ભટકવું શરૂ કર્યું.

પણ એક દિવસ એમનું દોડવું એકાએક થંભી ગયું. એમની સામેની દિશામાં એમણે એક જબરો જંગ મચેલો જોયો. બેચાર કાંગારુ–કાચબા, બેચાર મોટાં બગલાં જેવાં પક્ષીઓ અને એક વરાહ એક માણસને અને કેટલાંક ભૂંડોને પીંખતાં એમણે જોયાં એ જંગલી પશુપક્ષીઓની ચીસોથી, તેમના પગના અને પાંખોના ફફડાટથી અને પીંખાતા પ્રાણીના આર્તનાદથી હવા ચિરાતી હતી. સૂંહે બાળકને બે હાથ અને છાતી વચ્ચે છુપાવી દીધું અને પછી શીશનો હાથ પકડી એ પાછળ હઠી.

એમની એક તરફ એક નાની ટેકરી હતી. એ ટેકરીને સૂંહે જોઈ લીધી. શીશને એ એ તરફ દોડવી ગઈ.

ટેકરીમાં નાનીસરખી ગુફા હતી. ગુફામાં અને ટેકરીના ઢોળાવ પર એમણે પુષ્કળ રાખ જોઈ. એ રાખ ક્યાંથી આવી તેનો વિચાર તેમને અત્યારે સૂઝે એમ નહોતો. અત્યારે તો તેઓ ગુફામાં સંતાઈને દૂર એમની સામે એક માનવી અને થોડાં ભૂંડ સાથે ભયંકર પ્રાણીઓના ચાલતા યુદ્ધ તરફ જ ભયથી જોઈ રહ્યાં હતાં અને તેમનું અને પછી પોતાનું પણ શું થશે તેનો ભયથી વિચાર કરતાં હતાં.

એ યુદ્ધનું પરિણામ શું આવત તે તો કોણ જાણે, કદાચ એ જંગલી પ્રાણીઓ પેલા માણુસને અને ભૂંડોને મારી નાખત, એની ઉજાણી કરવા બેસત અને પછી કોઈ ક્ષુલ્લક કારણે અંદર અંદર લડી પડત, એકમેકને ઘાયલ કરત, કોઈને મારી નાખત અને પછી પોતે પણ પોતાને મળેલા ઘાથી રિબાઈ રિબાઈને મરત – અને એ રીતે એમના સર્જનનો વિસ્તાર એટલા પૂરતો આ દુનિયામાં તો પૂરો થાત.

પણ એ વિસ્તાર એ રીતે પૂરો નહિ થવાનો હોય એમ એકાએક પૃથ્વીના પડની નીચેથી એક ધડાકો થયો. ધરતી ધ્રૂજી ઊઠી. શીશ અને સૂંહ જે ટેકરીની ગુફામાં હતાં તે ગુફાની અંદર મોટી ગર્જનાઓ સાથે ઊંચેની શિલાઓ તૂટીને નીચે પડી. શીશ અને સૂંહ જરામાં જ બચી ગયાં. તેઓ પણ હવે એક ક્ષણ પણ ત્યાં રહી શકે તેમ નહોતું. કૂદીને તેઓ બહાર આવ્યાં અને ત્યાંથી દૂર ભાગી જવા દોડયાં.

લડતાં પ્રાણીઓ એક ક્ષણ થંભા ગયાં અને બીજી ક્ષણે મોં ફેરવીને જુદી જુદી દિશાઓમાં નાઠાં. શીશ અને સૂંહને માટે સામેની જ એક દિશા હતી. તે તરફ તેઓ દોડયાં. થોડીવારમાં તેઓ ઘાયલ માણુસની પાસે આવી ગયાં. તે જમીન પર દુ:ખની ચીસો પાડતો પડયો હતો. તેને પડખે ભૂંડો પણ ભયથી કે જખમથી ચત્તાંપાટ પડેલાં હતાં.

ધણુણુણુ! ફરી ધડાકો થયો. પૃથ્વી ડોલી ઊઠી. ઊભી રહેલ સૂંહ લથડીને શીશ સાથે અથડાઈ. શીશ પણ ડોલી તો ગયો હતો, સૂંહનો ધક્કો લાગતાં એ નીચે પડયો અને એની ઉપર સૂંહ પડી.

સામેની પેલી ટેકરી આખી ધ્રૂજી ઊઠી. તેનું ઉપલું પડ ખળભળી ઊઠયું. એનું શિખર ડોલી ઊઠયું. ટેકરીની ગુફાઓ અને બખોલોમાં હજી રહેલાં પશુપક્ષીઓ ફફડી ઊઠયાં અને બહાર નીકળી આવ્યાં.

ત્રીજો ધડાકો થયો અને મોટા અવાજે ટેકરીનું શિખર આકાશમાં ઊડ્યું. આકાશમાં એના ટુકડેટુકડા થઈ ગયા અને નાનામોટા પથ્થરો થઈને તેઓ ધરતી ઉપર પાછા ફેંકાયા.

શિખર ઊડ્યું અને તેની પાછળ રાખ અને ધુમાડાનો મોટો ગોટો ઊંચો ઊડયો. આકાશનો એક ભાગ એનાથી ધૂંધળો થઈ ગયો. એ રાખ નીચે જ્યારે ઊતરી ત્યારે તેનાથી ટેકરી અને જમીન મેલાં બની ગયાં.

ધણુણુ! ધણુણુ! ધરતીની અંદરથી અવાજો હજી ઊઠતા જ હતા. ધરતીનું ઉપરનું પડ ડોલી જતું હતું અને નીચેનાં પડો ખળભળી જતાં હતાં. છેક અંદર – ઉપરના પડથી ચાર હજાર માઈલ અંદર – ઊતરી પૃથ્વીના ગોળાના મધ્યબિંદુએ પહોંચીએ ત્યાં આગળ એક નાનું અગ્નિચક્ર ઉત્તરદક્ષિણ લંબગોળ આકારે એક બિંદુને મધ્યમાં રાખીને ફર્યા કરતું હતું. એ અગ્નિચક્ર આગળથી છૂટતો અગ્નિરસ લાવા દૂર દૂર સુધી ફેંકાતો હતો અને ત્યાંથી તે પૃથ્વીની ઉપર આવવા ધસતો હતો.

પૃથ્વી ઉપર અહીં ખાડો છે. એ ખાડામાં પાણી છે. એ એક સમુદ્ર છે. આ સમુદ્રનું તળિયું પોચું છે. લાવારસ ત્યાં પહોંચે છે. સમુદ્રની નીચેનું ધરતીનું પડ લાવાની ગરમી, લાવાનું જોશ અને લાવાનો ધક્કો લાગતાં તૂટી જાય છે. ગરમ લાવા પાણીમાં ખળભળાટ મચાવે છે. દરિયો માઝા મૂકી ધરતીને ડુબાડી દે છે. લાવા પાણીને ગરમ મૂકે છે. પાણીની વરાળો ઊંચે આકાશમાં ચડે છે, ઘોર વાદળાં અને વરસાદ મંડાય છે. ગર્જનાઓ થાય છે. પવનનાં તોફાનો શરૂ થાય છે. પહાડો, જંગલો અને જીવો તૂટી પડે છે.

લાવારસ કોઈક પહાડની નીચે આવી જાય છે. પહાડ અગ્નિનો નથી બન્યો પણ અહીંતહીંથી ઊડી આવીને ભેળા થયેલ પૃથ્વીના

ઉપરના પદાર્થો અને રજકણોનો કે પૃથ્વીના ઊપસી આવેલા પોચા પડનો બન્યો છે, એટલે એનું તળિયું પોચું છે. અગ્નિની શક્તિ તો પ્રચંડ છે જ. લાવારસ પણ પ્રવાહી અગ્નિ જ છે. એ એ પહાડના તળિયાને હચમચાવી મૂકે છે, પહાડ છેક શિખરની અંદરથી ધ્રૂજી ઊઠે છે અને એનો વચલો ભાગ ખરી પડે છે. વચ્ચે તળિયાથી શિખર સુધીનો એક માર્ગ બની જાય છે. પછી એક બીજા પ્રસંગે લાવા ત્યાં ફરી આવે છે. પહાડ ઘણો્ણી ઊઠે છે. લાવા વચ્ચેના માર્ગમાંથી ઊંચે ચડે છે અને શિખરને ઉડાડી મૂકી હક કરતો બહાર નીકળી જાય છે. પહેલાં આવે છે ધૂળ, માટી, પથ્થર અને રાખ – જે એના આગલા હુમલા પછી એના સ્મરણ તરીકે પડી રહેલાં, અને પછી આવે છે પોતે – એના ધગધગતા સ્પર્શથી પહાડની લીલોતરી અને નાનામોટા તમામ જીવો બળી જાય છે પહાડના ઢોળાવ પરથી એ ઊકળતો રસ વેગથી નીચે ઊતરે છે અને ધરતી પર ફેલાતાં એના માર્ગમાં આવતાં તમામને પોતાના પ્રવાહમાં ઝડપી લે છે.

ધરતીકંપનો આંચકો લાગતાં પડી ગયેલી સૂંઢ તો પાછી તરત બેઠી થઈ ગઈ, એને તો જલદી ભાગવાનો જ વિચાર હતો, પણ સહેજ પાછું વળીને પહાડ તરફ જોતાં એણે ધગધગતા લાવાના લાલપીળા રસને ઝેરી અજગરની પેઠે પોતાની તરફ ધસતો આવતો દીઠો અને એણે બાવડું ઝાલીને શીશાને એકદમ ઊભો કરી નાખ્યો. “ આ ! ” એણે ગરમ ગરમ લાવાનો રસ દેખાડયો. શીશ ઊભો થઈ ગયો.

બે ડગલાં હજી દોડયાં નહિ ત્યાં જ સૂંઢ એક વિચારથી અટકી ગઈ અને પાછી ફરી. ઘાયલ થઈને પડેલા પેલા માણસને એણે ઊંચો કરવાનો પ્રયત્ન કર્યો. શીશ સમજી ન શકયો કે એ શું કરવા માગે છે? તોપણ એ એની નજીક આવી ગયો. એણે પેલા માણસને એકલે હાથે જ ઊંચો કરી લીધો. સૂંઢે એક ભૂંડને પૂછડી ઝાલી ઊભું

કર્યું અને તેની ઉપર એ માણસને બેસાડવાની ઈશારત કરી. શીશે એ પ્રમાણે કર્યું અને પછી સૂંહે ભૂંડને પાછળથી લાત મારી. ભૂંડ ઝબકીને દોડતું ચાલતું થયું.

થોડીવારે અચાનક શીશના ખ્યાલમાં આવ્યું કે સૂંહ આ માણસને બચાવીને પોતાની સાથે લેવા માગે છે. એ ખ્યાલમાં આવતાં એ એકદમ ઊભો રહી ગયો. સૂંહ આશ્ચર્યથી એની સામે જોઈ રહી. એણે પાછળથી આવતી લાવાની ગરમી અને ધરતીની ધણેણાટીની યાદ આપીને કહ્યું, "શીશ!"–એંહ, કેમ ઊભો રહી ગયો?

શીશે ભૂંડ પરના માણસને બતાવ્યો. સૂંહે નીચા નમીને જોયું. એ માણસ તદ્દન જડ હતો. 'હું સમજી' એવો ભાવ એણે મોં પર પ્રગટ કર્યો. શીશે માણસને ભૂંડ પરથી નીચે ફેંકી દીધો અને ભૂંડને આગળ દોડાવતાં દોડવા માંડ્યું. ભૂંડ તો એમનો ખોરાક પણ થઈ શકે તેમ હતું, પણ મરેલું માણસ શું કામ આવે?

ધરતીનો ધણેણાટ વધ્યો. સૂંહના વાળમાંથી ધ્રુજારી પસાર થઈ ગઈ. કેટલાંય મુડદાંઓને એણે માર્ગમાં પડેલાં જોયાં હતાં. એમનું પણ એમ જ થશે!

પણ સૃષ્ટિના વિનાશનો વિસ્તાર છે તો નવસર્જનનો પણ વિસ્તાર છે, ભયનો વિસ્તાર છે તો આશ્રયસ્થાનનો પણ વિસ્તાર છે—એનું જ નામ સાચો નિહારિકાનો વિસ્તાર.

દૂર દૂર કોઈ માનવીઓનાં અને પ્રાણીઓનાં ટોળાં ચાલ્યાં જતાં એમણે જોયાં. સૂંહે હર્ષથી શીશને કહ્યું: "શીશ! એહ!"–જો પણે, આપણે બીવાનું નથી.

# ગણુદેવની ભૂલ

તુકુ પુનુખુ પાસેથી નીકળી. એ વસ્તીમાં આવી. એને ઇચ્છા થતી હતી કે રોષથી એ બધું બાળી નાખે, પણ પુનુખુ પાસેથી નીકળ્યા પછી એ રોષ એટલો ઉગ્ર બનતો નહોતો—એની ઇચ્છા છતાં ઉગ્ર બનતો નહોતો. ધૂંધવાઈ ને એ રસ્તાની વચ્ચે જ ઊભી રહી ગઈ.

“ઓ! તુકુ! રસ્તામાં?”

તુકુએ સામે જોયું. ગુડુમી એને ત્યાં ઘણીવાર આવતો. એ ભારે લુચ્ચો માણસ હતો. એ જ એની સામે ઊભો હતો. એની પાછળ બેત્રણ સરસ ભૂંડ હતાં.

“ચાલ, નવી ભૂંડણનું દૂધ પી. સરસ લાગશે!”

“કોની છે ભૂંડણ?” તુકુ બોલી.

“હવે તો મારી જ. બાગુની હતી પહેલાં. મારી પાસે પથ્થર કેવા સરસ છે! મારી પાસે ખાવાનું કેટલું છે! બાગુને મેં એ આપ્યું. બાગુએ માગ્યું ને મેં આપ્યું. એણે મને આ ભૂંડ આપ્યાં. ભૂંડ સરસ છે. મારું કામ કેવું!” ગુડુમી હસતો હસતો બોલ્યો.

“બાગુને તેં આપ્યું તે તો બાગુ જલદી ખલાસ કરી નાખશે.

એની પાસે ભૂંડ હોત તો એને દૂધ અને માંસ ઘણો વખત મળત."

"એણે જ માગ્યું." ગુડુમી ફરી હસીને બોલ્યો. "એ એવો !"

"એ એવો !" ગુડુમીના જ શબ્દો બોલીને તુપુએ જોરથી ગુડુમીના મોં પર થપ્પડ લગાવી દીધી. ગુડુમીનું મોં ફાટી રહ્યું. તુકુ ચાલતી થઈ ગઈ.

"બહુ ખરાબ !" બોલીને ગુડુમીએ આગળ ચાલવા માંડ્યું.

ગણદેવના શાંતિના પાણીથી ઠરવા જતો તુકુનો રોષ ગુડુમીને જોઈને ફરી પ્રજ્વલિત થઈ ગયો. એ થોડાં ડગલાં આગળ ચાલી અને એણે કેટલાક લોકોને એક માણસની આસપાસ ટોળે વળેલા જોયા. એ એકદમ ત્યાં આવી. પાછળ ઊભેલા માણસોને ધક્કા મારી વચ્ચે ઊભેલા માણસની પાસે પહોંચી અને એના ખભા પર પોતાનો પંજો જોરથી ચાંપીને બોલી, "શું છે ?"

"હું આ લોકોને મારું ઘર ચણવા લઈ જવાનો છું. હું એમની સાથે વાત કરું છું." પેલાએ કહ્યું.

"તું નથી ચણી શકતો ? તારા હાથ-પગ તૂટી ગયા છે ? તારું માથું ખોવાઈ ગયું છે ? શું જવાબ આપે છે, નાલાયક ?" તુપુ બોલી.

"જા, જા !" પેલો બોલ્યો.

"જા ?" તુકુનો ક્રોધ ફાટતો હતો.

"તોફાન કરશે તો અમે બધા મળીને તને મારશું."

"મને બધા મારશો ?" તુપુ ક્રોધથી બોલી. એના શબ્દો તો બોલતા હતા કે એનામાં એ બધા સામે ઊભા રહેવાની શક્તિ છે, પણ અચાનક એના મોં પરના ભાવો બદલી ગયા. એણે અવાજ બદલીને કહ્યું, "પણ તારું કામ તું કર, એમનું કામ એ લોકો કરે."

"તારું કામ તું કરે છે ?" પેલાએ સામો પ્રશ્ન પૂછ્યો.

"આ તો હું પણ ફસાઈ છું. પુનુખુએ તો આપણને બધાંને

ફસાવ્યાં છે. આપણે આપણું કામ બીજા પાસે કરાવીએ એવાં નબળાં થઈ ગયાં છીએ. આપણને તો કંઈ આવડે જ નહિ. પુનુખુએ જ આ કર્યું છે."

"એમને આ સારું લાગે છે. તને સારું લાગતું હોય તેમ તું કર. ઠીક જા, અમને અમારું કામ કરવા દે."

"પણ તું આ બધાને ખાવાનું આપશે? એટલું બધું ખાવાનું તું ક્યાંથી લાવશે?" તુકુ બોલી.

"એનું તારે શું? મારી પાસે ઘણું છે."

"પણ તું એ ક્યાંથી લાવ્યો?"

"લાવ્યો ગમે ત્યાંથી, તું અહીંથી હવે જા." કહીને પેલાએ એને હાથ લગાડીને જવાની સંજ્ઞા કરી.

તુકુ અહીં પાછી પડી પણ એના મગજમાં ધૂંધવાટ તો વધ્યો. એને વિચાર થયો, આ માણસ આટલું બધું ખાવાનું ક્યાંથી લાવ્યો હશે? એ પોતે તો કંઈ કામ કરતો નથી.

ચાલતાં ચાલતાં એને પોતાનો વિચાર આવી ગયો. એણે પોતે પણ નોકરોને રાખેલા છે, એ નોકરોને એ પોતે કેમ રાખી શકે છે? નોકરો એને કેમ નથી રાખી શકતા? પણ એની પોતાની વાત તો એને ઝટપટ સમજાઈ ગઈ. એની પાસે કેટલા બધા પુરુષો આવતા હતા! એ બધા એને કેટલી કેટલી વસ્તુઓ આપી જતા હતા!

વસ્તુ તો માણસ પાસે હોય, પણ રોજ ને રોજ વધારે હોય? કોઈક દિવસ વધારે હોય, પણ કોઈક દિવસ કંઈયે ન હોય એવું ન બને?

આ બધી ગડબડ છે. આ ગડબડ પુનુખુએ કરી છે. હું બધા લોકોને કહીશ કે, "પુનુખુ ગડબડ વધારશે. એને ગણુદેવ ન રાખો. એને મારીને કાઢી મૂકો. જુઓ, મેં તો મારા ઘરમાંથી ગડબડ કાઢી મૂકી. મને હવે શાંતિ છે."

એને છેલ્લા વાક્યમાંનો વિચાર આવી જતાં એ એકદમ પોતાના ઘર તરફ વળી. એ ઘરમાં આવી. એણે પોતાના નોકરોને બૂમ મારી. કોઈ નોકર પાણી લઈને, કોઈ મધ લઈને અને કોઈ ખાવાનું લઈને– એમ સૌ એકદમ દોડી આવ્યા. એ નજીક આવ્યા કે તરત તુકુ ઊભી થઈ અને એણે હાથની ઝપટ મારી એમના હાથમાંની વસ્તુઓ નીચે પાડી નાખી અને બૂમ મારીને કહ્યું, "જાઓ, ઘરમાંથી જાઓ!"

નોકરો અવાક્ થઈને ઊભા રહ્યા.

"જાઓ, ઘરની બધી ચીજો લઈને ભાગી જાઓ." એણે બીજીવાર બૂમ મારી અને એમને ધક્કો મારીને બહાર કાઢવા હોય તેમ એમની વધુ નજીક આવી. નોકરો એકદમ ભાગ્યા.

નોકરો ચાલ્યા ગયા, પણ કંઈ ચીજ ન લઈ ગયા. તુકુએ દાંત કચકચાવ્યા. "વસ્તી બંધાઈ એટલે આવા બીકણ લોકો થયા. એકલા રહેતા ત્યારે હિંમત હતી."

એણે રોષમાં ને રોષમાં ઘરમાંની તમામ વસ્તુઓ બહાર ફેંકી દીધી.

બીજા દિવસથી એણે પોતાનું ખાવાપીવાનું પોતાને હાથે મેળવવા માંડયું. એની પાસે કોઈ આવતું તો તેને એણે કાઢી મૂકવા માંડયું અને વસ્તીમાં જ્યાં ત્યાં ફરીને પુનુખુની વ્યવસ્થા ખરાબ છે એમ એ બોલવા લાગી.

આ દરમિયાન પુનુખુનું મગજ એક બીજા વિચારમાં રોકાઈ ગયું હતું. એને લાગ્યું હતું કે મોટું તોફાન આવવાનું છે. એ વિષે એ શાંતિથી વિચારવા એકધ્યાન થવા માગતો હતો. એને દેવની પાસેથી જવાબ જોઈતો હતો. ગામ વચ્ચેના મેદાનમાં એક મોટા ઝાડ નીચે એક મોટા પથ્થર સામે એ બે હાથ ઊંચા કરીને ઊભો હતો. એની પાસે જિજ્ઞાસાથી ઘણા માણસો ટોળે વળીને રોજ

રહેતો પણ એનું એને ભાન નહોતું. કોઈ એને કંઈ પૂછતું તો એ એનો જવાબ ન આપતો, કોઈ વધુ પૂછતુ તો હાથ આડો કરીને એને ખસી જવાનું કહેતો. વુકુ ઘણીવાર અહીં આવીને એની વિરુદ્ધ મોટે મોટેથી લોકોને કહ્યા કરતી પણ ત્યારે એ સ્થિર થઈને ઊભો જ રહેતો હતો. ટોળાની બીકથી વુકુ વિશેષ કંઈ કરી ન શકતી. એથી વુકુ ખૂબ ધૂંધવાતી હતી. એ કંઈક કરવાનો માર્ગ વિચાર્યા કરતી હતી.

એક વખત વુકુ પોતાના આંગણામાં આડી પડીને સૂતી હતી. કોઈ ગોળમટોળ લાલ ઉંદર દીવાલ પર ચાલતો હોય તેમ સૂર્ય એના ઘરની દીવાલ ઉપરથી ખસતો હતો. દીવાલની પાછળ થોડાં છુટ્ટાં ઝાડો હતાં. ઝાડોની પાછળ મેદાન હતું. ઉપર ખુલ્લું આકાશ હતું. વુકુ સૂર્યને, મેદાનને અને આકાશને જોઈ રહી હતી. અચાનક એને એના મનમાં કંઈ સૂઝી આવ્યું અને એ બેઠી થઈ ગઈ. ઘરમાં જઈને એ કેટલાક પથ્થરો લાવી. પથ્થરો ગોળ હતા, ત્રિકોણ હતા, સીધા હતા, ત્રાંસા હતા, પારદર્શક હતા, પોલા હતા – વિવિધ જાતના હતા. એણે પથ્થરોમાંથી આકાશને જોવા માંડયું. એ વળી પાછી ઘરમાં ગઈ. ઘરની એક ભીંત પર એણે કેટલીક આકૃતિઓ દોરી હતી તે તરફ એ ક્યાંય સુધી જોઈ રહી. એને આવેલી કલ્પના ખરી છે એવી એને ખાતરી થઈ. પુનખુ એ જ જાણવા દેવની પાસે જવાબ માગે છે. એ કૂદી અને એ પથ્થરો લઈને બહાર દોડી.

એ ગામના મેદાનમાં આવી. ઝાડ નીચે પથ્થરના દેવ સામે પુનુખુ હજી ઊભો જ હતો. એની આસપાસ થોડાક લોકો હતા. વુકુએ ઓટલા પર ચડીને પુનુખુનો ખભો હલાવ્યો અને પૂછ્યું, "બોલ, તોફાન આવવાનું છે?"

એકવાર તો પુનુખુએ એને ખલેલ ન કરવા હાથેથી આઘી

કરી પણ તુકુએ ફરીથી બૂમ મારીને એ જ પ્રશ્ન પૂછ્યો એટલે એ બોલ્યો, "તોફાન આવવાનું છે."

તરત જ તુકુ લોકો તરફ વળી, "તોફાન આવવાનું છે. બહુ તોફાન આવવાનું છે. આપણાં ઘર ખલાસ થઈ જવાનાં છે, આપણું ખાવાનું ખલાસ ગઈ જવાનું છે, આપણાં ભૂંડ ખલાસ થઈ જવાનાં છે, પણ આ પુનુખુ આપણને એ કહેતો નથી—એ જાણે છે છતાં આપણને કહેતો નથી. એ ગણદેવ છે? એવો ગણદેવ ન જોઈએ. એને બીજું પૂછું."

આમ કહીને અગ્નિની ઝાળની પેઠે તુકુ પુનુખુ તરફ વળી અને બોલી, "ક્યારે આવવાનું છે તોફાન?"

પુનુખુની છાતી આ પ્રશ્નથી ટટાર થઈ ગઈ. એણે પોતાના હાથ નીચા કરી દીધા. એના મોં પરના ભાવો કડક થઈ ગયા—"તું જા!" એણે ત્રાડ મારીને કહ્યું.

"હું જાઉં?" તુકુએ સામે એવડી જ મોટી ત્રાડ ગારી અને પછી લોકોને કહ્યું, "ભાગો, તોફાન મોટું આવવાનું છે, પુનુખુ તમને કંઈ કહેશે નહિ. પુનુખુને છોડીને તમે ભાગો. પુનુખુ જાણતો હતો છતાં કંઈ બોલ્યો નહિ. એ બધાંને ખલાસ કરવા માગતો હતો. એને જ ખલાસ કરો! એને ખલાસ કરો! એને ખલાસ કરો!"

આટલી વારમાં તો ત્યાંથી આવતાં—જતાં લોકો ઊભાં રહીને ટોળું વધી ગયું હતું. તુકુની આવી જોરદાર વાત સાંભળીને સૌ બોલ્યાં, "હા, પુનુખુને ખલાસ કરો! આપણે ભાગો!"

થોડા વખતમાં આખી વસ્તીમાં આ બૂમ ફેલાઈ ગઈ. લોકો મેદાનમાં ટોળે વળ્યાં. પુનુખુ સ્થિર જ ઊભો હતો. તુકુ ત્યાંથી દૂર ખસી ગઈ હતી. લોકો પુનુખુની આંખ જોઈને, એનો ચહેરો જોઈને, એના ઉપર પથ્થર કે કોઈ બીજું હથિયાર ન ફેંકી શક્યાં પણ સૌ

ઝાડની એકાદ ડાળખીનો ઘા કરતાં ગયાં. ઝાડની ડાળીઓનો ઢગલો થયો એટલે કેટલાક જાળાં – ઝાંખરાં નાખ્યાં અને બેચાર જણ ઊબાડિયું પણ મૂકતાં ગયાં. ઓટલાની ચારે પાસ આગના ભડકા ઊંચા થયા.

અને લોકો જે ચીજ – વસ્તુ લઈ શકાય તે લઈને ફાવે તે દિશામાં ભાગવા લાગ્યાં.

ગામ ખાલી થઈ ગયું. તુકુ એકલી ઓટલાથી દૂર ઊભી હતી. ભડકા ઊંચે ચડતા હતા. ઉપરના મોટા ઝાડની નીચી ડાળીઓને એ લાગતા હતા અને એ ડાળીઓ સળગતી હતી. તણખા ઊંચા ચડતા હતા અને ઊંચેની ડાળીઓ પણ સળગતી હતી: અગ્નિનો એક ગોળ ગુંબજ બની ગયો.

આગના તણખા તડતડ થતા હતા, ઉપર સળગતી ડાળીઓ તૂટીને નીચે પડતી હતી: તેના અવાજો થતા હતા પણ આગની અંદર ઊભેલા માનવીના ગળાની એક આછી પણ ચીસ સંભળાતી નહોતી.

તુકુ સ્થિર થઈને થોડીવાર તો એ જોઈ રહી. પણ પછી એકાએક એ આગની વચ્ચે કૂદી પડી અને બળતી ડાળીઓને હાથથી ખસેડી માર્ગ કરી એ અંદર ધસી. પુનુખુ ઓટલા પર દેવના પથ્થર સામે શાંતિથી જ ઊભો હતો. તુકુ ઠેકડો મારીને ઓટલા પર ચડીને એને ભેટી પડી. એનો હાથ ખેંચીને એ ઓટલાની નીચે ઊતરી અને બોલી, “બહાર ચાલ!”

પુનુખુએ ઇચ્છા કે અનિચ્છા કંઈ જ ન બતાવ્યું. તુકુએ એને ખેંચ્યો: અને એ ખેંચાયો.

તુકુ એને આગની બહાર લાવી. પુનુખુ જાણે હતચેતના થઈ ગયો હતો. એની આંખો બંધ હતી. તુકુએ એને જમીન પર સુવાડયો. પુનુખુ શાંતિથી સૂઈ રહ્યો.

મંદ મંદ પવન વાતો હતો. થોડીવારમાં પુનુખુની આંખો ખૂલી.

"પુનુખુ!" ડૂસકું મૂકીને તુકુ એને ગળે બાઝી પડી. "પુનુખુ! મેં બહુ ખરાબ કર્યું."

પુનુખુ શાંત રહ્યો.

"પણ પુનુખુ, હું ખરાબ નહોતી. તું મારી સાથે એકવાર બોલ! જો, હવે હું ખરાબ નથી. તારો હાથ તું મારે ખભે મૂક. મને તું તારી સાથે રાખ, હું ખરાબ નથી."

પુનુખુ એની આંખો સામે જોઈ રહ્યો. એની આંખો જોઈને એની પોતાની પણ આંખો ભીની થઈ ગઈ. એણે હળવેથી પોતાનો હાથ ઊંચો કરી તુકુના ખભા પર મૂક્યો. પૂરા પ્રેમથી મૂક્યો.

તુકુ ધ્રુસકે ધ્રુસકે રડતાં પોતાનું માથું એની છાતીમાં ઢાંકી રહી.

"તું ગણુદેવ છો, પુનુખુ!" એ બોલી.

પુનુખુએ નકારમાં માથું હલાવ્યું.

"તું ગણુદેવ છો જ. તું બરાબર જાણ્યા પછી તોફાનના ખબર લોકોને આપવાનો જ હતો. મને એ ખબર હતી, પણ હું મારું માથું ખોઈ બેઠી ને મેં તને ખરાબ દેખાડ્યો – મેં લોકોનું ખરાબ કર્યું."

ગણુદેવે એ વાતની સંમતિમાં માથું હલાવ્યું.

"તારામાં જોર છે!"

ગણુદેવ ચૂપ રહ્યા.

"તારામાં જોર છે જ. તું ઊઠ. તારે ઘેર જા. બરાબર જો અને તોફાન ક્યારે આવવાનું છે, તોફાન ક્યાં ક્યાં હશે એ બધું જો અને લોકોની પાછળ દોડ. લોકો આથડશે, મરી જશે. લોકોને રસ્તો બતાવવા તું આગળ ચાલ."

ગણુદેવનું મગજ થોડા વિચારમાં પડ્યું.

"હું લાવું તારી ચીજો." તુકુ બોલી.

"હું જાઉં છું. મને ખબર પડી ગઈ. મને દેવે કંઈક કહ્યું. હું જાઉં છું." કહેતો પુનુખુ એકદમ ઊભો થઈ ગયો અને ઘર તરફ તે દોડ્યો.

એ ઘર સુધી પહોંચીને મેદાન આગળ તરત પાછો વળ્યો. આવીને જુએ તો ત્યાં તુકુ નહોતી.

"આ હું ભૂલી ગયો." પુનુખુ પસ્તાવાના સૂરે બોલ્યો અને નીચે મોંએ અને હળવી ચાલે એ ઘર તરફ પાછો વળ્યો.

# વણજાર ક્યાં જશે?

શીશ અને સૂંહે જે માણસોનું ટોળું જોયું તે પુનુખુનું જ ટોળું હતું. પુનુખુએ પોતાનાં સાધનોની મદદથી જ્યારે જાણ્યું કે તોફાન તો બહુ મોટા ભાગમાં આવવાનું છે, એના પ્રદેશમાં તો આવવાનું જ છે દક્ષિણથી આવશે અને એકસરખું ઉત્તર તરફ આગળ વધશે. એ બધી ધરતીને રોળી નાખશે. એ બધા દરિયાઓને ડહોળી નાખશે અને એ બધા પહાડોને તોડી નાખશે. પહાડોમાંથી અગ્નિ નીકળશે અને આકાશમાંથી બરફ અને વીજળીઓ વરસશે – ત્યારે એ ધ્રૂજી ઊઠયો એણે વિશેષ જોવાનું માંડી વાળી મુઠ્ઠીઓ વાળી દોડવા જ માંડયું.

એ આ બાજુ દોડયો, એ તે બાજુ દોડયો. એને થોડા લોકો એક ઠેકાણે મળ્યા, થોડા લોકો બીજે ઠેકાણે મળ્યા. લોકોને એણે સમજાવ્યા, સમજ્યા એટલાને સાથે લીધા અને પછી એ સૌને લઈને પોતાની માન્યતાની સલામત દિશામાં ચલાવવા લાગ્યો. ગુડુમી જેવા કેટલાક લોકોને લાગ્યું કે સૌની સાથે એ હશે તો સૌનું ખાવાનું ખૂટતાં એણે પોતાના ખાવામાંથી સૌને ભાગ આપવો પડશે. કોઈને લાગ્યું કે પુનુખુ છેતરે એવો છે – એવા લોકો પોતાને ઠીક પડતું

દિશામાં જુદા ચાલ્યા. નવું ટોળું બંધાયું. તેણે તો પુનુખુને પોતાનો ગણુદેવ પણ કરી લીધો.

પુનુખુએ નવા ટોળાને પોતાની વાત સમજાવી દીધી. સૌએ પોતાનો માલ એને જ સોંપી દેવો અને એ કહે તે પ્રમાણે જ સૌને માલ વહેંચાય; રસ્તામાં શિકાર થાય કે બીજું કંઈ મળે તે પણ કોઈ એકલાનું નહિ, એ પણ એની પાસે રહે અને એમાંથી જ સૌને રીતસર મળે—આ વાત પુનુખુએ બધાને કરી.

બધાએ આ વાત કબૂલી અને એમ એમની વણુજાર વ્યવસ્થિત રીતે ચાલવા લાગી. શીશ અને સૂંહ એમાં ભળી ગયાં.

સૌ ચાલતાં હતાં. કોઈ ઉતાવળે, કોઈ ધીમે. ગણુદેવ આગળ પાછળ એમ ફરી ફરીને સૌને ટોળામાં રાખતો હતો. એ પાછળ આવીને પાછલી દિશાઓનું નિરીક્ષણ કરી લેતો, આગળ જઈને આગળની દિશાને જોતો, અવારનવાર પોતાના પથ્થરોમાંથી આકાશને જોતો, જમીન પર સૂઈને જમીન સાથે કાન માંડીને ધરતીની અંદરની અસરોને તપાસતો, દૂર દૂર થતા અવાજને સાંભળતો અને એમ એ સૌને દોરતો હતો.

એકવાર એ પાછળ આવ્યો. અચાનક એનું ધ્યાન પાછળ ચાલ્યાં આવતાં શીશ-સૂંહ અને તેની સાથેના ઝૂંડ તરફ પડી ગયું. એ એમની નજીક આવ્યો. સૂંહના ખભા પર હાથ મૂકી એક હાથે એની હડપચી પકડી એનું મોં પોતાની તરફ કર્યું અને એને જોઈ રહ્યો.

શીશ એ જોઈ રહ્યો, એના મગજમાં લોહી જરા ત્વરાથી દોડવા લાગ્યું, પણ એ જરા દૂર ખસીને ઊભો રહ્યો. એને અત્યારે ઝઘડો કરવો એ ઠીક ન લાગ્યું.

“ કોણ છો ? ” ગણુદેવે પૂછ્યું.

સૂંહે કંઈ જવાબ ન આપ્યો. એ સમજી જ નહોતી.

"શીશ!" સૂંહ ભવાં સંકોચીને કંટાળાથી બોલી. એણે ગણુ-દેવનો હાથ પોતાના ખભા પરથી ખેસવી નાખ્યો.

ગણુદેવ આશ્ચર્યથી એના મોંને જોઈ રહ્યો. એણે ભૂંડને જોયું. "આને બધાં પ્રાણીઓ સાથે રાખવાનું." એ બોલ્યો અને પછી એક માણસને હાકલ મારી ભૂંડને આગળ લઈ જવાનું કહ્યું. પેલો આવીને ભૂંડને તગડી ગયો. શીશને કે સૂંહને ભૂંડની કંઈ જરૂર નહોતી. એ કંઈ બોલ્યાં નહિ. ગણુદેવ ત્યાંથી ચાલ્યા ગયા.

આરામ લેવાય એવું એક સ્થળ આવ્યું એટલે ગણુદેવનો હુકમ છૂટયો: "થોભો!"

વણજાર અટકી. સૌ બેસી ગયાં.

સંધ્યાનું તેજ બધાંનાં મોં પર પથરાતું હતું. એ તેજમાં બેક માણસો બધાંને કંઈક વહેંચતા ફરતા હતા. શીશની પાસેથી એ લોકો પસાર થયા. શીશે જોયું કે એ લોકો ખાવાનું વહેંચતા આવતા હતા. પેલા માણસો એની પાસે આવ્યા કે શીશ જરા ઊંચો થયો. એ અર્ધું ડગલું આગળ પણ આવ્યો. પેલાઓ એની સામે જોયા પણ વિના આગળ પસાર થતા હતા કે શીશ એમની ઉપર તૂટી પડયો, પેલા-ઓના હાથમાંથી ખાવાનું નીચે પાડી દીધું અને એકદમ એણે એ ઉઠાવી લઈને ખાવા માંડયું, એક કકડો સૂંહ તરફ પણ ફેંકયો.

પણ ત્યાં તો ખાવાનું વહેંચનારાઓ અને બીજાઓ એની તરફ ધસી આવ્યા. એમને ધસી આવતા જોઈને એક હાથમાં ખાવાનું મજબૂત રીતે પકડી તેને બટકાવતાં જઈને બીજા હાથની મજબૂત મુઠ્ઠી વાળીને ઊંચી કરી ડોળા ફાડીને શીશ આગળ આવ્યો. આવનારા સહેજ પાછા હઠયા અને 'મારો મારો'નું ગુમરાણ મચાવ્યું.

તરત જ એક મોટી ત્રાડ પડી : ' હેય ! ' અને 'હટો, હટો, હેય !' કરતો ગણુદેવ ત્યાં આવી પહોંચ્યો. એણે હાથથી સૌને દૂર ખસેડ્યા, શીશની સામે એ આવી ઊભો. શીશ તો આરામથી પોતાનું ખાવાનું ચાવતો હતો.

" કેમ તોફાન કર્યું ? " ગણુદેવે બૂમ મારી. શીશ એ કંઈ સમજ્યો નહોતો. એ તો પોતાના ધ્યાનમાં રહીને ખાતો જ રહ્યો. ગણુદેવને એનું આશ્ચર્ય થયું. એણે ધારી ધારીને એની સામે જોયું. એને સમજાયું કે એ તો તદ્દન જંગલી છે. એણે સૂંહને જોવા આમ તેમ જોયું. સૂંહ બાજુમાં જ હતો. ગણુદેવે જોયું કે એના હાથમાં ખાવાનું નહોતું. એણે ખાવાનું વહેંચનારને બોલાવ્યો.

"આને ખાવાનું કેમ ન આપ્યું ?"

" એ આપણી જાતિનાં નથી." પેલાએ જવાબ આપ્યો.

" પણ એ આપણી સાથે છે." ગણુદેવે મોટેથી કહ્યું.

પેલો ચૂપ રહ્યો.

" એને ખાવાનું આપ. હવેથી બરાબર આપવાનું." ગણુદેવે કહ્યું.

પેલાએ સૂંહને ખાવાનું આપ્યું. સૂંહે શીશ અને ગણુદેવની સામે વારેવારે જોતાં જોતાં એ લીધું. પેલાએ શીશને આપવા માંડ્યું. શીશે એ લીધું પણ તરત જ પાછું આપી દીધું. એને હવે વધારેની જરૂર નહોતી.

ખાવાનું વહેંચનારો આગળ ચાલ્યો. ગણુદેવ અહીં જ ઊભા રહ્યા. એ સૂંહની નજીક ગયા. એને બરાબર જોવા માંડ્યા. એનું શરીર તો રૂંછાંવાળું હતું. એમણે એના શરીર પર હાથ ફેરવવા માંડ્યો. એના મોં સામે એક નજર કરી. નાનકડી આંખોમાંથી નિર્દોષ કરુણ

ભાવો નીતરતા હતા. ગણુદેવે એના માથા પર હાથ મૂકયો. ગણુદેવનું ધ્યાન ગયું કે એણે પોતાના એક હાથમાં એક બાળકને પેટ સાથે દાબીને પકડી રાખ્યું હતું. એણે બાળકને પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો. સૂંહે ડરતાં ડરતાં લેવા દીધું. ગણુદેવે બાળકને હાથમાં લઈ થોડીવાર એનું માથું થાબડીને પાછું આપી દીધું અને પછી એક વાર શીશ તરફ નજર કરી લઈને એ ચાલતા થયા.

એના ગયા પછી શીશ સૂંહની નજીક આવ્યો "સૂંહ!"–એ સારો માણસ નથી. એ બોલ્યો. સૂંહે માથું હલાવ્યું. એ કહેવા માગતી હતી કે એમ નથી. શીશે ફરીથી 'સૂંહ' એમ કરીને 'ઉ–વં' એવો ઉચ્ચાર કર્યો. સૂંહે એનો જવાબ પણ માથું હલાવીને આપ્યો, 'ના, એમ નથી, ઉવમ્ પણ ખરાબ નહોતો.' એના કહેવાનો આ ભાવ હતો.

સૌ આરામ લેતાં ઊંઘતાં પડયાં હતાં. ચોકીદારો જ ચોકી કરતા જાગતા હતા. ના, ગણુદેવ પણ જાગતા હતા. ઊંઘ લેવા માટે જ એ જમીન પર પડયા હતા પણ એમને ઊંઘ આવતી નહોતી. એમની સામે બે ભોળી કરુણાભરી આંખો વારેવારે આવતી હતી. એ આંખો કયારેક ખસી જઈને તેને સ્થાને એક તોફાની છોકરી એને પજવવા આવતી હોય તેમ સામે નાચતી ઊભી રહેતી. એ બીજી છોકરી તો વુકુ હતી એ ગણુદેવ સમજી ગયા. પહેલા દેખાતી આંખો – એ આંખો વણજારમાં નવી દાખલ થયેલી રૂંછાંવાળા શરીરવાળી સ્ત્રીની છે એ પણ તેઓ કળી ગયા.

વુકુ તો એમને યાદ આવે, જીવનભર હવે તો એ યાદ આવશે, પણ આ વાંદરી જેવી સ્ત્રીની આંખો સાથે એને શું? એ કેમ એની સામે વારેવારે આવે છે? ગણુદેવે ભવાં સંકોચ્યાં, કપાળ પર જોરથી હાથ ધસ્યો, આંખો મીંચીને ઊંધા પડીને એ સૂઈ ગયા.

પણ એ થોડીવારે પાછા ચત્તા થઈને સરખા સૂતા કે તરત એ આંખો દેખાઈ. એ બેઠા થઈ ગયા.

ક્યાંય સુધી બેસી રહ્યા. પછી કંટાળીને ઊભા થયા. ચોકીદારો ચોકી કરતા હતા તેમની પાસે જઈ આવ્યા અને “બરાબર જોજો!” એવી સૂચના આપીને એમની પાસેથી પાછા વળ્યા. સૂતેલાંઓ બધાંને બરાબર ઊંઘ આવે છે ને, કોઈ કણુસતું તો નથી ને, એ જોવા તેઓ નીચા નમી નમી દરેક ઊંઘનારને જોતા ચાલ્યા. સૌને છેલ્લે બે જણાં સૂતાં હતાં. એમણે કંઈ જ ઓઢ્યું નહોતું.

“ઓહ, કેવી ભૂલ વ્યવસ્થાની!” એ ગણગણ્યા અને પોતાની છાતીએ લપેટેલ ચામડું કાઢી એણે એમને ઓઢાડવા નીચું ધર્યું. ઓઢાડતાં પહેલાં એમણે ઊંઘતાંઓને બરાબર જોઈ લીધાં. એકના પડખામાં નાનું બાળક હતું. એ સ્ત્રી હતી અને બીજો પુરુષ હતો.

“બે ચામડાં જોઈએ.” ગણુદેવ વળી ગણગણ્યા. “પણ આમનાં શરીર ઉપર રૂંછાં છે એટલે એમને ઓઢવાની ખાસ જરૂર નહિ. આ નાના છોકરાને વાળ નથી લાગતા, એને જરૂર છે.” એમણે વિચાર્યું અને ચામડું બાળક અને બાળકની માતા બંને ઢંકાય તેમ તેમની ઉપર હળવેથી નાખ્યું.

સૂરજ નહોતો એટલે ટાઢ તો હતી. અચાનક પવનનો એક ઠંડો સુસવાટ આવ્યો અને શીશનું શરીર ધ્રૂજ્યું. ટાઢથી શીશની આંખ ઊઘડી ગઈ. એણે સામે જ ગણુદેવને જોયા.

“ટાઢ વાય છે? આને ઓઢાડ્યું, તને ઓઢાડવા બીજું લાવું.” ગણુદેવે કંઈક શબ્દોથી અને કંઈક ઈશારતથી કહ્યું અને ત્યાંથી ચાલી નજીકમાંના ચોકીદારનું ઓઢવાનું લાવી શીશ ઉપર નાખ્યું. શીશે એ પોતાની છાતી ઉપર લઈ લીધું.

"સૂંઠ!" ગણુદેવ ચાલતા થયા એટલે શીશ્ન એમની પાછળ બોલ્યો.

ગણુદેવ પોતાને સ્થાને જઈને ફરી સૂતા. ઊંઘવાનો પ્રયત્ન કર્યો પણ એમને ઊંઘ આવી નહિ – અને ત્યાં તો ફરી બધાંને જાગવાનો વખત થયો.

વણજાર આગળ ચાલી.

ચાલતાં ચાલતાં એકાએક ગણુદેવ એક વખતે સ્થંભી ગયા. "આ વણજાર ક્યાં જશે?" એમને અચાનક પ્રશ્ન થઈ ગયો.

૧

# પિતા-પુત્ર

**એ**ક સુંદર નાનો બાળક 'દાદા–દાદા' કરતો એક ઘરમાંથી દોડતો બહાર નીકળ્યો. બહાર આવીને એણે ચારે બાજુ નજર ફેરવી. એને એના દાદા દેખાયા નહિ. 'ક્યાં ગયા એટલા વારમાં?' એને પ્રશ્ન થયો—'બા તો એને જવા દેતી હતી પણ બાપુ એને જવા દેતા નહોતા. બાપુ કેવા છે સાવ! એમના શરીર પર રૂંછાં કેવાં છે, જાણે વાદરું! ડાચું લંબાવીને જોયા કરે, ઝીણી ઝીણી આંખોથી જોયા કરે, બોલ્યા વિના જોયા જ કરે. રમાડે ખરા. વાંસા પર કૂદકા મારીએ તો તેય એમને ગમે, પણ એ તો આપણને ખોળામાં લેવા માગે—એ કેમ થાય? બાનો ખોળો હજી કાંઈક ઠીક, જો કે હવે તો એનાય ખોળામાં બેસતો નથી. શું કામ બેસું? દાદા કેવા મજાના છે! પણ દાદા એટલી વારમાં ગયા ક્યાં? દાદા – દાદા!'

નજીક, દૂર, સામે, પડખે અને વચ્ચે વચ્ચે જરાક પાછળ જોતો એ પોતાની ચકોર આંખોને દાદાની શોધ માટે ફેરવતો હતો. સૂર્યના તેજમાં એનો દેહ એવી રીતે બહુ શોભતો હતો – એકલો ઊભો હતો, લાગતું હતું જાણે સરોવરમાં એકલું ઊભેલું પોયણું! હૃષ્ટપુષ્ટ સ્નાયુઓ અને લીસી ચામડીથી ચમકતો એનો નાનો દેહ નિર્મળ ચંદ્રકુમાર જેવો લાગતો હતો. એના લોહીમાં વહેતો તરવરાટ એનાં બાળ અંગોમાં ઊપસી આવતો હતો. એની પેનીઓ ધરતી ઉપરથી ઊંચે ઊડું ઊડું થઈ રહી હતી.

'જોઈ લીધા – જોઈ લીધા!' એકાએક એણે બૂમ પાડી અને મુઠ્ઠીઓ વાળીને દોટ મૂકી. 'હાં, સંતાઈ જાઓ, સંતાઈ જાઓ ત્યાં ઝાડ પાછળ, પણ અમે આંખ બંધ નથી રાખી હોં!' બોલતો બોલતો એ એક તરફ દોડ્યો અને ઝાડ પાછળ સંતાઈ રહેલા એક મોટી વયના પુરુષને પકડી એની કમ્મરે હાથ ભીડી દઈ એના પગમાં લપેટાઈ ગયો. એ પુરુષ એકદમ હસી પડ્યો, 'આખરે પકડી પાડ્યો ખરો!' એ બોલ્યો.

'ના, ના! સંતાઈ જાઓ ને! ભાગી જાઓ ને! તમારે ક્યાં પકડાવું છે? અમને મૂકીને ચાલ્યા જવું છે ને? ત્યારે જાઓ, આ છોડી દીધા! કેમ ઊભા રહ્યા? જાઓ ને, જાઓ, મેં તો છોડી દીધા છે, સાચેસાચ!' એમ કહીને બાળકે પોતાના હાથ છુટ્ટા કરી દીધા અને પગ આગળથી ખસી ગયો. પણ પછી તરત જ ચપ સરખા હાથ કમ્મરે પાછા વીંટી દીધા. 'ના ભઈ, માંડ પકડાયા છો. એમ શેના જવા દઉં? અમને તેડી જાઓ સાથે, તેડી જવા જોશે."

પુરુષ તો હસતો જ હતો, "પણ તું છોડ તો ખરો, નહિ ભાગી જાઉં, છોડ જોઈએ."

"નહિ, તમારો ભરોસો નહિ." બાળક બોલ્યો.

"નહિ? જોજે હાં!" એમ કહીને એણે બાળકના બે પગ પકડી ઊંધે માથે કર્યો. પણ બાળકે કમર છોડી જ નહિ. પુરુષે એના પગ પોતાના ખભા આગળ અડાડી દીધા તો એણે ચપ સરખા પગોને ગરદન ફરતા વીંટાળી દીધા. "હાં, છોડાવો – છોડાવો! જેમ છોડાવવા મહેનત કરશો તેમ વધુ ભિડાશો."

પુરુષનું તો આથી હસવું જ માતું નહોતું. એણે એના બે હાથોને પકડી છૂટા કરી નાખ્યા કમરની આંકડી છૂટી કરી નાખી. નાના બાળકનું જોર કેટલું! અને પછી એને ઊંચો કર્યો.

પણ બાળક એનાથી ગાંજ્યો જાય તેવો નહોતો. એણે તો ઊંચા થતા ખભા ઉપર એકદમ બેઠક જમાવી દીધી અને પગ ગળા ફરતા વીંટાળી રાખ્યા.

"ભારે લુચ્ચો તું તો ભાઈ!" પુરુષ બોલ્યો.

"બોલો, અમને સાથે લઈ જાઓ છો કે નહિ?" બાળક બોલ્યો.

"પણ તારા બાપુને ગમતું નથી."

"પણ અમને ગમે તેનું શું? અમને બાપુ જ ગમતા નથી. તમે જ અમને ગમો છો."

"નહિ, એવું ન કરાય. બાપુ કહે પછી તું કહેશે ત્યાં તેડી જઈશ."

"બાપુ તો કહેવાના જ નહિ. એ તો કહે છે, 'મારા ખોળામાં જ બેસી રહે.' કહે છે, 'મારી પાસે જ રમ.'"

"તને ઘરમાં નથી ગમતું?"

"અમને ખેતરમાં જ ગમે છે."

"તો બાપુને ખેતરમાં મારી સાથે ફેરવું."

"ના, બાપુ નહિ. બાપુ સામે અમને રમતું જ ગમતું નથી. હું બાપુ પાસે આજથી જવાનો જ નહિ."

"પણ બાપુ ના પાડે છે અને મારાથી તને તેડી ન જવાય. તું તોફાન કરશે તો આ ઝાડ સાથે બાંધી દઈશ, પછી તો ક્યાંય રમવા નહિ મળે." પુરુષ જરા રોષ કરીને બોલ્યો.

"પણ તમારી સાથે આવું તેમાં શું વાંધો? બાપુ શા માટે ના પાડે છે?"

"એ મને ખબર નથી. તું નીચે ઊતરી જા, નહિતર હું પરાણે ઉતારીને ઝાડ સાથે બાંધી દઈશ." પુરુષ બોલ્યો, પણ બોલતાં બોલતાં એના કંઠમાં કાંચકી બાઝી ગઈ. એના કહેવાનો બાળકે શું જવાબ

આપ્યો તે સાંભળવામાંથી એનું ધ્યાન ખસી ગયું અને તે કોઈ બીજી જ વાતના વિચારમાં પડી ગયા.

એમને વિચાર થયો કે પોતાનું કમનસીબ છે કે એ બાળકના પોતે ખરેખર દાદા નથી, અમસ્થી માયા જ બાળકને લાગી ગઈ. એમને પોતાને પણ એવી જ એની માયા લાગી ગઈ અને પોતે બાળકના દાદા બની ગયા. બાળક એમને માટે રાતદિવસ ઝંખતો જ રહેતો. આમાં મોટી તકલીફ એ ઊભી થઈ હતી કે બાળકના પિતાને આ વસ્તુ ગમતી નહોતી.

બાળક એમને પૂછતો, "પણ શા માટે બાપુ ના પાડે છે?" એમને પણ એ જ પ્રશ્ન થતો હતો, "શા માટે શીશ એમ કરે છે?"

એક વાત એમની સમજમાં આવતી હતી: પહેલે જ દિવસે, દક્ષિણખંડના પેલા સાહસભર્યા પ્રવાસમાં, જ્યારે વણજાર મરણ અને જીવન વચ્ચે પ્રવાસ કરતી હતી ત્યારે, પહેલે જ દિવસે જ્યારે એમણે સૂંહને ખભે હાથ મૂક્યો ત્યારે, શીશની આંખો ચમકી ઊઠી હતી. જ્યારે જ્યારે એ સૂંહની નજીક જતા ત્યારે એ એમ કરતો. કોઈ વાર તો એ જોતા કે એથી શીશનું આખું અંગ ધણધણી ઊઠતું પણ એ પોતે ગણુદેવ હતા, એમની ઓથે એણે ચાલવાનું હતું, એ વિચારે કે ગમે તે કારણે પણ શીશ બીજું કંઈ કરતો નહોતો. સૂંહની વાત સમજાય તેમ હતી. એમને પોતાને પણ એનો ડર લાગ્યો હતો અને તેથી જ એ ડર સત્ય હકીકત ન થઈ જાય એ માટે વુકુને યાદ કરીને પણ એમણે આ નવા ભૂખંડમાં આવીને, નવી વસ્તી વસાવ્યા પછી, બધું એકવાર થોડું ગોઠવાયું કે તરત, એક સ્ત્રીને ખાસ પોતાને માટે પોતાના ઘરમાં રાખી લીધી. એણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હતો તે એ એક જ વાતે. પણ આ બાળકની બાબતમાં એવું શું છે?

ગણુદેવને સમજાતું નહોતું કે શીશ શા માટે બાળક પોતાની પાસે આવે તેમાં નારાજ થાય છે? એમનું મન વિચારે ચડી ગયું.

દક્ષિણખંડમાંથી અનેક મુશ્કેલીઓમાંથી ઊગરતાં ઊગરતાં તેઓ આ નવા ખંડમાં આવ્યાં. અહીં તો ગીચ જંગલો અને પહાડો હતાં, પરંતુ મોટા ખાડાઓ હતા અને તેમાં મીઠું પાણી હતું અને નદીનો એક પટ હતો, ટેકરાઓ વચ્ચે થોડી સપાટ જમીન હતી અને ટેકરાઓ ઉપર પણ નાનકડાં સપાટ મેદાનો હતાં એટલે અહીં વસ્તી કરવાનું ગણુદેવને સારું લાગ્યું. અહીં હવે છમાસી દિવસ – રાત્રિના પ્રહરો નહોતા. અહીં તો માણુસ કામ કરીને થાકે અને એને આરામ લેવાની ઇચ્છા થાય તેટલો વખત સૂર્ય રહેતો અને પછી એનો થાક ઊતરી જાય – એ નિરાંતે ઊંઘ લઈ લે – એટલે રાત ઊતરી જાય ને ફરી સૂરજ આવે. આ સ્થળ એમને બહુ ગમ્યું. પાંચ વર્ષમાં એમણે નવાં ઘરો ઊભાં કર્યાં, કુટુંબો બાંધી આપ્યાં, જંગલ સાફ કરાવ્યું, નવાં ઝાડ વવરાવ્યાં, જંગલોમાંથી પાળી શકાય તેવાં પ્રાણીઓ આણ્યાં અને એમ આ એક સુંદર વસાહત બની ગઈ.

આ બધાં પાછળ ગણુદેવને શ્રમ ઓછો પડતો હતો? છતાં એમણે સૂહના બાળકની સતત ચિંતા રાખી હતી. બીજાંઓ તો પોતાની તકલીફ બોલીને કહી શકે તેમ હતાં પણ આ મૂંગાં માનવોનું શું? એટલે એમની સંભાળ ગણુદેવે પોતે લીધા કરી હતી.

અને એમાંથી બાળકને ગણુદેવની માયા લાગી ગઈ. પછી તો ગણુદેવ એકાદ દિવસ ન આવે તોપણુ બાળકને ચેન ન પડે. બાળક સુંદર હતું, ભરાવદાર હતું, હસમુખું હતું એટલે ગણુદેવને પણુ એને રમાડવાની ઘણી ઇચ્છા રહેતી અને એકાદ દિવસ એને રમાડવાનું ન થાય તો એમને ચેન ન પડતું.

આમાં કંઈ ખોટું હતું? છતાં શીશ શા માટે બાળકને એમની પાસે જવા દેવા નહોતો માગતો? ઘણીવાર તો એ તદ્દન જંગલીની રીતે બાળકને એમની પાસેથી ઝૂંટવીને દૂર ચાલ્યો જતો. ઘણીવાર બાળકને એ બાંધી રાખતો. ઘણીવાર ગણુદેવ આવે ત્યારે એ બારણાં

બંધ કરી દેતો. કોઈ વાર દાંતિયા પણ કરી લેતો – અને આમ થતું ત્યારે ગણુદેવનું હૃદય ચિરાઈ જતું.

"કેમ ઊભા છો?" બાળકે કહ્યું.

ગણુદેવ જાગ્રત થયા. એમણે નીચા વળી એની સામે જોયું અને પછી કહ્યું, "જો, બાપુ!"

અને ખરેખર શીશ પાછળ ઊભો હતો.

ગણુદેવે બાળકનાં બંને બાવડાં પકડી એને ઊંચો કરી લીધો અને ગુલાંટ ખવરાવીને પાછો નીચે ઉતારીને કહ્યું, "હવે જા. કહું છું, હવે જા, મને છોડ. નહિ જા તો ઝાડ સાથે બાંધી દઈશ અને હું ચાલ્યો જઈશ."

બોલતાં બોલતાં ગણુદેવને ગળે ડૂમો બાઝી ગયો. એમણે મોંના રસોને છોડીને તરત ડૂમો દૂર તો કરી નાખ્યો પણ પછી વિશેષ કંઈ ન બોલી શક્યા. એમની આંખો ભીની થઈ ગઈ હતી એ તરફ તો એમનું ધ્યાન પણ ન રહ્યું.

બાળકનું એ તરફ ધ્યાન ગયું. દાદાનો ચહેરો પણ એને ઊતરી ગયેલો લાગ્યો. એ આશ્ચર્યથી એ તરફ જોઈ રહ્યો. એના મનમાં એને કંઈ ન સમજાય તેવા ભાવ જાગ્યા.

"દાદા તમે –" એ કંઈક બોલવા માગતો હતો પણ એને સમજાયું નહિ કે શું બોલવું, એ ત્યાં જ અટકી ગયો.

"જા, જો બાપુ ઊભા!" ગણુદેવે કહ્યું અને હળવેથી એને પોતાનાથી અળગો કર્યો. બાળકે વિના આનાકાનીએ પોતાની પકડ છોડી દીધી. દાદા જરા નીચા નમ્યા અને એના માથાને પોતાના ગાલ અડાડ્યા. 'હવે કાલે' એમ કહીને એ ચાલતા થયા. એમની ચાલમાં જરા પણ ઉત્સાહ નહોતો.

બાળક એમની પાછળ જ જોઈ રહ્યો. એની આંખો દાદાને જતા જોઈને ભીની થઈ આવી. એ સ્થિર જ ઊભો રહ્યો.

ગણુદેવને ચાલ્યા ગયેલા જોઈને શીશ ઘરમાંથી દોડીને એની પાસે આવ્યો અને એને પોતાની બથમાં લઈ લીધો. એના વાળના બરછટપણાનો સ્પર્શ બાળકને લાગ્યો, પણ એનું ધ્યાન હજીયે દાદાની તરફ જ હતું એટલે વાળ તરફ એનું બહુ ધ્યાન ન ગયું. એણે શરીર-ને સંકોચીને એ સ્પર્શનો થોડો વિરોધ જ કર્યો. શીશ એને ઉપાડીને ઘરમાં લઈ ગયો છતાં તેનો વિરોધ કરવાનું પણ એને સૂઝયું નહિ – એનું ધ્યાન તો હજીયે દાદા ગયા એ દિશાએ જ રોકી લીધું હતું.

બાળકે આજે વિરોધ ન કર્યો એટલે શીશે માન્યું કે એનું મન એની તરફ વળ્યું છે, એટલે એ એને વિશેષ ખુશ કરવા એની સામે ચિત્રવિચિત્ર ચાળા અને રમતો કરવા લાગ્યો, પણ બાળક તો ભીંતને અઢેલી શાંત બેસી જ રહ્યો – જાણે એનામાંથી ચેતન જ હરાઈ ગયું હતું.

પાણી ભરવા ગયેલી સૂંઠ બહારથી અંદર આવી ત્યારે બાળકની શૂન્યતા જોઈ એ એકદમ એની પાસે દોડી આવી અને શીશને આઘો કરી બાળકને પોતાના પડખામાં લઈ લીધો. એણે શીશ સામે ઠપકાની નજરે જોઈને કહ્યું, "શીશ! ઉ–આ! આ–!" શીશને વિચાર થઈ પડયો કે સૂંઠ એને આમ કેમ કરે છે? એણે બાળકને શું કરીને બિવડાવી મૂકયો છે? ગણુદેવે જ બાળકને બિવડાવ્યો છે, એ તો એને આનંદ કરાવતો હતો.

એ સૂંઠ ઉપર પણ ગુસ્સે થયો ને દૂર જઈને બેઠો. એના મનમાં થતું હતું: 'સૂંઠ પણ ગણુદેવને જાણતી નથી. એ તો ઊલટી મને ખરાબ માને છે – હું તો કેવું સારું કામ કરું છું?'

એના મનને માઠું લાગી ગયું, પણ સૂંઠનું એ તરફ ધ્યાન જ કયાં હતું?

## ૨

# નવું કામ

ગણુદેવ ઘેર ગયા. એમનું મન બહુ ઉદાસ થઈ ગયું. ઓસરીમાં એ નીચું જોઈને આંટા મારવા લાગ્યા.

એમની સ્ત્રી આવી: "કેમ?"

ગણુદેવે કંઈ જવાબ ન આપ્યો.

"વાંદરીને ઘેર ગયો હતો? જાતિમાં તો પાંચ મરદને એક સ્ત્રી મળી છે, તને એકને જ હું એક મળી, છતાં વાંદરીને ઘેર જાય છે, નાલાયક!"

"તું ચૂપ કર!" ગણુદેવ ગુસ્સાથી બોલ્યા. સ્ત્રી ચાલી ગઈ.

'સૂંઢને માટે હું જાઉં છું? સૂંઢને માટે હું જાઉં છું? ખરેખર?' એમણે નકારમાં જોરથી માથું હલાવ્યું.

એ બહાર નીકળી ગયા.

ટેકરાની તળેટીમાં નાના મેદાનની વચ્ચે મોટા ઝાડને ફરતા ઊંચા ઓટલા ઉપર એક મોટો પથ્થર હતો. તેની સામે જઈને એ ઊભા રહ્યા. એમણે આગલી વસ્તીમાં જેવું બનાવ્યું હતું તેવું અહીં પણ બનાવ્યું હતું. અહીં આવીને ઊંચા હાથ કરીને એ ઊભા રહ્યા.

બેચાર લોકો ત્યાંથી નીકળ્યા: "ગણુદેવ શું કરે છે?" એમણે પૂછ્યું.

"કામનો વિચાર કરવો છે." ગણુદેવે જવાબ આપ્યો.

ગણુદેવે વિચાર કર્યો, કંઈ સખત કામ વિચારી કાઢું. રાત ને દિવસ મનને અને શરીરને રોકી રાખે તેવું કામ શોધી કાઢું. એમ કરતાં સૂંઢ અને સૂંઢનો છોકરો યાદ કરવાનું ભુલાઈ જશે.

વસ્તીમાં તરત વાત ફેલાઈ ગઈ કે ગણુદેવ દેવ સામે ઊભા છે. શીશે એ સાંભળીને હર્ષ અનુભવ્યો. પછી એને અચાનક એક વિચાર આવ્યો અને એ વધારે આનંદ પામ્યો.

'હુ-હા-હાલો! ગણુદેવનો હુકમ, હાલો!'

હાથમાં મશાલ લઈને બારણે બારણે બૂમ નાખતો જતો એક માણસ ચાલ્યો જતો હતો. શીશને બારણે એ આવ્યો ત્યારે ઘરમાં એણે કોઈને દીઠું નહિ. બૂમ મારીને એ બહાર આમતેમ જોતો ઊભો રહ્યો. બહાર પણ કોઈ દેખાયું નહિ એટલે એણે ફરી બૂમ મારી: 'હાલો! ગણુદેવનો હુકમ, હાલો!'

દરેક ઘરે કાંઈ માણસો હાજર જ હોય એવું નહિ પણ એકાદ બાળક, સ્ત્રી કે પુરુષ કોઈક તો હોય જ. ઘરમાં ન હોય તો સીમમાં હોય; ઘણાં માણસોએ ભેગાં થવાનું હોય ત્યાં હોય કે બધાંને માટેના ઠેકાણાએ હોય. સાદ આ બધે ઠેકાણે પડે એટલે હુકમની જાણ બધાંને થઈ તો જાય જ. હુકમ બોલનાર થોડીવાર ઊભો રહીને ચાલ્યો જાય.

સૂંઢ એ વખતે જંગલમાં ગઈ હતી. પાછી વળતાં એને મોડું થયું હતું. એને માથે સૂકાં લાકડાંની ભારી હતી. રસ્તામાં જ એણે સાંભળ્યું કે દેવસ્થાનમાં સૌ ભેળાં થાય છે. એને થયું કે શીશ પણ અહીં આવી ગયો હશે, બાળુ એની સાથે હશે. ઘેર જવું કામનું નહોતું એટલે એ ત્યાંથી જ દેવસ્થાન તરફ લાકડાંની ભારી સાથે વળી.

દેવસ્થાન એક ટેકરીની નીચે આવેલું હતું. ત્યાં આગળ એક

તળાવ હતું અને તળાવના કાંઠા ઉપર ઊંચી જમીનને સરખી કરીને એક સભા બેસી શકે તેટલું સપાટ મેદાન જેવું બનાવ્યું હતું. કાંઠા પર ઝાડ વાવ્યાં હતાં તે હવે ઠીક ઠીક મોટાં થઈ જવા આવ્યાં હતાં. એક તરફ ચારપાંચ ઝાડનું ઝુંડ હતું. ત્યાં ઊંચો ઓટલો બનાવ્યો હતો. ઓટલા ઉપર રંગના ચિત્રવિચિત્ર લપેડા લગાડેલ એવા પથ્થરો ઊભા હતા. એ એમના દેવો હતા. દેવો આગળ ઊભો રહીને ગણદેવ પોતાની રૈયતને કહેવાની વાતો કહેતો. એની સામે સૌ બેસતાં.

સૂંઠ દેવસ્થાન આગળ આવી. રૈયતનાં બધાં માણસો આવી ગયાં હોય તેમ લાગતું હતું. સૌ શાંત બેઠાં હતાં. મશાલોનું અજવાળું સૌનાં મોં ઉપર ઝગારા મારતું હતું. સૂંઠ સૌનાં મોં જોવા લાગી. શીશ આ બધાંમાં સ્પષ્ટ રીતે જુદો તરી આવે એવો હતો છતાં એને એ આમાં ક્યાંય દેખાયો નહિ. શીશ કદાચ ન દેખાય પણ બાળુ પણ ન દેખાય તે વાત એના માન્યામાં આવે એવી નહોતી. એણે બાળુને જોવા પોતાની આંખો બધે ફેરવવા માંડી. નાનાં છોકરાં ઘણાં હતાં; તેમાં કોઈ ઊંઘતાં હતાં, કોઈ ચૂપ બેઠાં હતાં. સૂંઠને ખબર હતી કે એનો બાળુ એની સામે એના 'દાદા' હોય અને એમનાથી જુદો બેસી રહે નહિ, એ નીચે બેસી પણ ન રહે, એને તો ઊભા જ રહેવું ગમે. આ પહેલાં પણ સભામાં બેસવાના પ્રસંગો આવ્યા હતા. બાળુ સભામાં ક્યારેય નીચે બેસે જ નહિ. એ તો એના 'દાદા' પાસે બેસે પરંતુ જો સભાની વચ્ચે રહેવાનું હોય તો તો ઊભો જ રહે. સૂંઠે ફરી ફરી બધે સ્થળે નજર નાખી. કોઈ બાળક ઊભું તો હતું જ નહિ, ગણદેવ પાસે પણ કોઈ બાળક નહોતું, પણ બેઠેલાં બાળકોમાં પણ ક્યાંય બાળુ દેખાયો નહિ. સૂંઠને બીક પેઠી: કદાચ ઘેર જ હશે. પણ ઘેર તો ન રહે. ગણદેવનો હુકમ થાય એટલે બધાંની પેઠે શીશ પણ સભામાં આવે, ઘેર બાળુ એકલો રહે નહિ! પણ અહીં તો શીશ પણ ક્યાં છે? ઘેર જ જાઉં. એના મનમાં થયું. એણે લાકડાંનો અવાજ ન થાય એમ ભારી માથા પર પાછી ચડાવી.

એ ઊભી થવા જતી હતી તે જ સમયે ગણુદેવ ઓટલા પરથી 'ઊભાં થાઓ, પોતાના હાથ પોતે બાંધો.' એના હુકમ પ્રમાણે બોલ્યો: સૌ ઊભાં થયાં અને સૌએ પોતાના બે હાથ ઊંચા કરી એની આંટી મારી, કોઈએ હાથ બાંધી લટકાવ્યાં હોય તેમ ઊભાં રહ્યાં.

આછું અજવાળું, પડછાયાઓની રમત અને બધાંનું ઊભું થવું—એની વચ્ચે સૂહ ઊભી થઈ અને ભારી લઈને પાછી વળી ચાલતી થઈ તે તરફ કોઈનું ધ્યાન ન ગયું. એ ઉતાવળી ઘરભણી ચાલી.

ગણુદેવે તો પછી પૂજાની વિધિઓ કરાવવા માંડી. એક પથ્થર પર કાળા રંગની આડી રેખાઓની લહરો ચીતરી હતી તેને એણે સમુદ્રનું સંબોધન આપ્યું. લાલ રંગની ઊભી રેખાઓની લહરો એક બીજા પથ્થર પર હતી તેને એણે જ્વાળામુખીનું સંબોધન આપ્યું. વાદળી રંગના ત્રાંસા જાડા લીટાઓ એક ત્રીજા પથ્થર પર કર્યા હતા તેને એણે તોફાનનું સંબોધન આપ્યું. એ રીતે બીજા પથ્થરો પર પણ જુદી જુદી સંજ્ઞાઓ સૂચવતા જુદા જુદા રંગનાં લીટા, વર્તુલો, ચોરસો, ચોકડીઓ અને આડા–ઊભા એકમેકને કાપતા લીટા કરેલા પથ્થરો હતાં. એ બધાંને સંબોધન આપતાં બોલ્યો, "ઓ પવન, ઓ પાણી, ઓ અગ્નિ, ઓ ધરતી, ઓ સૂરજ, ઓ અંધકાર! તમારા ક્રોધમાંથી અમને બચાવો! તમારાં મીઠાં કૃત્યોથી અમને લાભ કરો! અમને તમે બચાવો! અમને તમે મદદ કરો! અમે તમને પૂજીએ છીએ! અમે તમારી આજ્ઞામાં છીએ! અમે તમારા કેદી છીએ! તમે અમને છોડો! અમારે આજે એક નવું કામ કરવું છે!"

પછી એણે બધાંને હાથ નીચા પણ બંધાયેલા જ રાખી માથું નમાવી રાખીને નીચે બેસવા કહ્યું. સૌએ એનો હુકમ માન્યો. એ પોતે પણ પથ્થરો સામે એ રીતે હાથ જોડીને અને માથું નીચું નમાવીને બેઠો.

થોડીવાર સુધી આમ ને આમ જ બેસી રહ્યા પછી એકાએક જાણે કંઈ અવાજ આવ્યો હોય તેમ એ હાથ પહોળા કરીને ઊભા થઈ ગયા અને સૌને એ રીતે ઊભાં થઈ જવાનો હુકમ કર્યો. "દેવે આપણને છૂટાં કર્યાં છે. દેવે આપણને મદદ કરવાની કબૂલાત આપી છે. હાથ છૂટા કરો, દેવનો હુકમ સાંભળો."

પછી ગંભીર મોં કરીને શાંત ઊભા રહ્યા. એણે કંઈક વિચાર કરી લીધો અને બોલ્યા, "ચાલો, આપણે અત્યારે જ જઈએ. આપણે માટી ખોદવા લાગીએ. પછી આપણે ઈંટો બનાવીશું અને આ ટેકરાઓ ઉપર ફરતી દીવાલ બાંધશું. જાઓ, ઘેર જાઓ, પાવડા લાવો, ટોપલા લાવો, મશાલ લાવો, જલદી આવો."

હુકમ થતાં સૌ એકદમ વીખરાયાં.

સૂંહ ઘેર આવી. બારણામાં લાકડાની ભારી ફેંકી, 'બા–જુ! શીશ! બા–જુ!' કરતી ઘરમાં દોડી. ઘરની વચ્ચે જઈને ઊભી ચારે ખૂણે નજર નાખી–કોઈ દેખાયું નહિ. ઘરમાં અંધારું હતું એટલે અગ્નિ પાસે ગઈ અને ઝાડની એક ડાળીનો કૂચો હતો તેની ઉપર થોડી ચરબી મૂકી અગ્નિ પાસે કૂચો ધરી રાખ્યો. ચરબી સળગી. તેમાંથી પ્રકાશ નીકળતાં સમય તો કંઈ બહુ ગયો જ નહોતો, પણ સૂંહને તો લાગ્યું કે જાણે કેટલોય વખત ચાલ્યો જાય છે. એની અધીરાઈ સમાતી નહોતી. કૂચડાને અગ્નિ પાસે રાખીને એ વારેવારે આજુબાજુ જોઈ લેતી હતી, કદાચ ને બાળુ દેખાઈ આવે, પણ કોઈ દેખાયું નહિ. આખરે ચરબીનો દીવો થયો અને એના પ્રકાશમાં ઓરડીનો ખૂણેખૂણો સ્પષ્ટ દેખાવા લાગ્યો, છતાં એણે છેક દીવાલ પાસે પ્રકાશ લઈ જઈને ફરી ફરીને ચારે ખૂણે જોયું પણ ઓરડામાં એના સિવાય કોઈ જીવતાળું પ્રાણી દેખાયું નહિ.

શાશ ચીડવવા માટે ક્યાંય સંતાઈ તો નથી રહ્યો ને, એમ માની

એણે બહાર પણ બરાબર જોયું, ઘરના છાપરા પર નજર નાખી જોઈ, પણ તે ક્યાંય દેખાયો જ નહિ. શીશ ન દેખાય તો બાળુ તો ક્યાંથી જ દેખાય? ગભરાયેલા જેવી એ બહાર નીકળી. એનો વિચાર હતો ગણુદેવને જઈને આ બધી વાત કહેવાનો અને શીશની તપાસ કરવાનો. બહાર નીકળી થોડે છેટે આવી ત્યાં આજુબાજુનાં ઘરમાંથી માણસોને મશાલો લઈને બહાર નીકળતાં જોયાં. એ એમની પાસે પોતાની વાત કહેવા દોડી ગઈ, પણ પેલાંઓએ તો એ પાસે આવતાં જ આશ્ચર્યથી એની સામે જોઈને હાવભાવથી અર્થ સમજાવીને કહ્યું, "મશાલ તો લીધી પણ પાવડો–ટોપલો ક્યાં? પાવડો–પાવડો! માટી ખોદવી! ટેકરી ઉપર દીવાલ કરવી! ક્યાં પાવડો? માટી કેમ ખોદશે? ભૂલી ગઈ? જા, જા!"

સૂંહની પોતાની વાત રહી ગઈ. એ મશાલ લઈને પાછી ઘર તરફ દોડી. ઘરમાં આવીને એણે ચારે ખૂણે નજર કરી. પછી એમ જ પાછી બહાર નીકળી આવી. રસ્તામાં કોઈને મળ્યા વિના એ સીધી ગણુદેવના ઘર તરફ ગઈ. ગણુદેવના ઘર આગળ આવીને જુએ તો ઘરમાં કોઈ નહોતું. ગણુદેવના ઘરમાં પાંચ પુરુષો અને બે સ્ત્રીઓ રહેતાં હતાં પણ તેમાંથી કોઈ જ હાજર નહોતું. થોડીવાર ઊભી રહીને એણે વિચાર કર્યો. માટી ખોદવા જવાનો હુકમ થયો છે. બધાં તે માટે ગયાં હશે. એને સમજણ પડી. એણે ઘરમાં અને ઓસરીમાં જોયું. એક બાજુ પાવડા અને ટોપલા પડ્યા હતા તેમાંથી એક પાવડો અને એક ટોપલો ઉઠાવી લીધા અને માથે મૂકી તે દેવસ્થાન તરફ દોડી.

અહીં આવીને પણ એનો વિચાર તો એવો હતો કે ગણુદેવ પાસે જ જવું અને શીશના ગુમ થઈ ગયાની વાત કરવી, પણ અહીં તો ગણુદેવનું એની તરફ ધ્યાન જાય તેમ નહોતું. લોકો એકઠા થઈ ગયાં હતાં અને સૌ પહાડ પર ચડવા તૈયાર થઈ ગયાં હતાં.

ગીતો ગાતાં, અવાજો કરતાં, મશાલો નચાવતાં સૌ પહાડ ચડવા લાગ્યાં. ગણુદેવ સૌની આગળ ચાલતા હતા. એમના મોં પર આજે રોજ કરતાં વધારે ગંભીરતા હતી. સૂંહ એની પાસે પહોંચવા ઉતાવળે ચાલતી હતી પણ ગણુદેવની નજીક પહોંચીને એની પાસે જતાં એની હિંમત ન ચાલી. રોજ એને ઘેર આવતા ગણુદેવ તો હસતા અને રમૂજ કરતા એના દાદા હતા, આજે તેઓ કોઈ બીજા જ માણુસ લાગતા હતા. એમનું ગંભીર મોં જોઈને જ એ એમનાથી દૂર રહી ગઈ. એના મનની વાત મનમાં દબાઈ રહી. એ ગણુદેવની પાછળ પાછળ બે જ ડગલાં દૂર રહીને ચાલતી રહી પણ ગણુદેવની તદ્દન નજીક ન જઈ શકી. એકવાર હિંમત કરીને નજીક ગઈ તો મોંમાંથી ઉચ્ચાર સરખો પણ ન નીકળી શકયો.

આખી રાત તેઓએ ચાલ્યા જ કર્યું. એક પહાડ ચડયાં અને ઊતર્યાં, બીજો પહાડ અર્ધો ચડી બીજી બાજુ નીચે ઊતર્યાં, ત્યાંથી ત્રીજો પહાડ ચડયાં અને ઊતર્યાં. આ પહાડની તળેટીમાંથી માટી ખોદવાની હતી. આ માટી ખૂબ ચીકણી હતી. જમીનમાં ઊંડે સુધી હતી અને ખૂબ લાંબે સુધી પથરાયેલી હતી.

ગણુદેવે અહીં ઊભા રહીને પોતાની મશાલ ઊંચે કરી અને પાવડો–ટોપલો નીચે નાખ્યા, એટલે જેણે જેણે એ જોયું તેણે એ પ્રમાણે કર્યું. એકનું જોઈને બીજાએ એ પ્રમાણે બધાંએ મશાલો ઊંચી કરી અને હથિયારો નીચે મૂકયાં.

ગણુદેવે ઊભા રહીને પીઠ ફેરવી કે એને પોતાની નજીક જ સૂંહ ઊભેલી દેખાઈ. એ ચમકયા–વિકળ થઈને માથું હલાવવા લાગ્યા.

સૂંહ એમની સ્થિતિ કંઈ સમજી નહિ એ તો એમના સામું જોઈને બોલી, " બાળુ ! શીશ ! મા ! "

" બાળુ નથી ? શીશ નથી ? ક્યાં ગયા ? " ગણુદેવે આશ્ચર્ય પામીને પૂછ્યું. એ પોતાના દિવસના વિચારોને ભૂલી ગયા.

" આ – મા ! " સૂંહે ફરીને નિરાશાસૂચક ઉદ્ગારે કહ્યું.

" ઘરમાંયે નથી ? " ગણુદેવે પૂછ્યું.

" મા ! " સૂંહે માથું હલાવીને ના પાડી. જવાબ આપતાં એની આંખમાં પાણી આવી ગયાં. ગણુદેવ હસી ગયા. એમનો હાથ એના વાંસા પર મુકાઈ ગયો. વાંસા પર હાથ મૂકી એમણે સૂંહને ધીરજ આપી.

" ક્યારથી નથી ? "

" મા ! "

" તને ક્યારે ખબર પડી ? "

સૂંહે હાવભાવથી સમજાવ્યું કે એ તો જંગલમાં લાકડાં લેવા ગઈ હતી.

" મને હમણાં જ કેમ કહ્યું ? "

" આ – ! " સૂંહે કહ્યું. ગણુદેવ સમજ્યા કે એને કહેવાનો જોગ જ હમણાં મળ્યો.

એ વિચારમાં પડી ગયા. એમની આંખ સામે બાળુની મૂર્તિ હવામાં ચિત્રિત થઈ, પણ તરત એમને ખ્યાલ આવ્યો કે રૈયત ઊંચી મશાલો ધરીને ઊભી રહી છે એટલે એણે સૂંહને વાંસો થાબડી જરા શાંતિથી બેસવા કહ્યું અને પછી રૈયતને મોટા અવાજે કહ્યું : " થોડીવાર આરામ, પછી કામ શરૂ ! "

સૌ આરામ માટે બેઠાં ત્યારે ગણુદેવ દિવસે કરવાનાં બીજાં કામોની વહેંચણી માટે તે તે કામને માટે વધુ લાયક એવી વ્યક્તિઓ પાસે જવા લાગ્યા. અહીં માટી ખોદવાની હતી, એને પાણીમાં પલાળવાની હતી, ગૂંદવાની હતી, અગ્નિ કરવાનો હતો, એમાં નરમ માટીનાં

ચોસલાં શેકવાનાં હતાં અને પાકેલી માટી-ઈંટોને ગોઠવવાની હતી. ત્યારપછી દીવાલ (કોટ) ચણવાની હતી. આ કામ કરવા માટે માણસો વહેંચવાનાં હતાં. તે ઉપરાંત બધાંને માટે ખાવાનું લાવવું, પકાવવું અને પાણી લાવવાનું હતું. ઘાસ અને લાકડાં લાવવાનાં હતાં. આમ ઘણાં કામો હતાં તે બધાં કામો કામવાર ટુકડી પાડ્યે જ થાય તેમ હતાં એટલે એ ટુકડીઓ ગોઠવવા ફરવા લાગ્યા. એ ફરતા હતા, કામ ચીંધતા હતા પણ વચ્ચે વચ્ચે કોઈક બીજા ધ્યાનમાં પણ ચડી જતા હતા. એ બીજું ધ્યાન તે બાળુનું હતું બાળુ ક્યાં જાય? શીશ ક્યાં જાય? એમને કોઈ જંગલી પ્રાણી તો નહિ ખાઈ ગયું હોય?

વિચાર પૂરો કર્યા વિના, એમનો પત્તો મેળવવાની કોઈ રીત શોધ્યા વિના, સૂંહને મોઢું દેખાડતાં પણ એમને શરમ આવતી હતી. એ સૂંહ હતી તેનાથી તદ્દન ઊલટે છેડે જઈને વિચાર કરતા ઊભા રહ્યા. કામ શરૂ કરવાનો હુકમ આપવાનું પણ એમને યાદ ન રહ્યું.

સૂંહ વિચાર કરતી બેઠી કે, દાદા કેમ હજી સુધી એની પાસે આવ્યા નહિ?

3

# મશાલ વિના

કામ તો શરૂ થઈ ગયું. એમણે પોતે પણ પોતાનો પાવડો ને ટોપલો લીધા, પણ માટી ઉપર જ પાવડો રહી ગયો હતો, માટીની અંદર પેસી તેને ઊંચકતો નહોતો. ઊંડા વિચારમાં ખોવાઈ જઈને એ વાંકા વળીને ઊભા જ રહ્યા.

ગણુદેવ વિચાર કરતા હતા કે શીશની તપાસ કઈ રીતે કરવી? આ સ્થાને આવ્યાને એમને પાંચ વર્ષ થયાં. આ પાંચ વર્ષમાં એમણે ઘણું કરવાનું કર્યું. રહેવાને ઘર બનાવ્યાં, ફળ માટે ઝાડ ઉગાડયાં, અનાજ માટે જમીન તૈયાર કરી. આજે બહાનું જડી ગયું-બાળુમાંથી ચિત્તને ખસેડી પ્રવૃત્તિમાં જોડવાનું. અને એમને લાગ્યું કે હવે વખત આવ્યો હતો ગામને કોટ કરી લેવાનો. એમને અનુભવ હતો કે કોટ વિના ગામ સુરક્ષિત ન રહે. જંગલી પ્રાણીઓનો ભય રહે અને બીજી જાતિના લોકો એકાએક ગામમાં ઘૂસી આવે અને તોફાન મચાવે એનો પણ ભય હતો. કોટ વિના કોઈ ગામનું જીવન સદા શાંતિમય ન રહે. કોટ તૈયાર થઈ ગયા પછી પશુઘરો બનાવવાં હતાં, પશુઓ લેવા દૂર પ્રદેશમાં પણ જવાની જરૂર હતી. નવાં ઝાડો ઉગાડવા માટે પણ દૂર દૂરથી બીજો લાવવાં હતાં. હથિયારો બનાવવા માટે ખૂબ લોખંડની અહીં અને દૂર દેશમાં શોધખોળ કરવાની હતી. આ બધું થઇ ગયા પછી વધુ સારાં નવાં ઘરો અને નવું તળાવ

બનાવવું હતું. કામ કેટલું બધું હતું અને વખત કેટલો ઓછો હતો! માણસો પણ ઓછાં હતાં. હજી કેટલાંકને તો આ નવી હવા, નવું પાણી અને નવી ઋતુઓ ફાવતાં નહોતાં એટલે માંદલાં રહેતાં હતાં ને બરાબર કામ કરી શકતાં નહોતાં. આટલી ચિંતામાં શીશની તપાસ–?

એમને શીશની ચિંતા નહોતી. એમને તો નાનકડો બાળુ જ ખૂબ યાદ આવતો હતો. એનો 'દાદા દાદા'નો શબ્દોચ્ચાર કાન પર અથડાયા કરતો હતો પણ શું થાય? અત્યારે શું થાય? ક્યાં શોધાય?

આમ લાગવા છતાંયે બીજું કંઈ સૂઝે તો સારું, એમ મનમાં વિચાર કરતા એ સૂંઢની તરફ ધીમે પગલે આવ્યા. સૂંઢે એમના મોં સામું જોયું. એને એની ઉપર નિરાશા જ લાગી. એણે એમની સામે ઊંચું જોયું – 'આ –?' એણે જિજ્ઞાસાથી પૂછ્યું. ગણુદેવથી એની આર્દ્ર આંખો સામે જોઈ ન શકાયું. એણે નિરાશામાં માથું ધુણાવ્યું.

"આ – ઉ – આ આ – આ" કરીને સૂંઢે એમને સમજાવ્યું કે, ગામમાં ચાલો, મારી સાથે ફરો, આપણે બધે જોઈએ, કદાચ હવે ઘેર આવ્યા પણ હોય.

"ચાલો." ગણુદેવે કહ્યું.

માણસો કામે લાગી ગયાં હતાં. માટી ઉપર પાવડા પડતા હતા. માટીનાં પોડાં ઊખડતાં હતાં. ટોપલા ભરાતા હતા. ઢગલા થતા હતા. ઝાડની જાડી છાલના ટોપલાઓની કાવડોમાં પાણી ભરાઈને આવતું હતું. માટી ગુંદાતી હતી. કામ યંત્રની જેમ ચાલુ થઈ ગયું હતું. સૌને કામનું જ એક ધ્યાન મગજમાં હતું, બીજો કોઈ વિચાર નહોતો. ગણુદેવને થયું કે પોતાની હવે જરૂર નથી. એમણે પણ માટી ખોદવાની હતી પણ એને બદલે તે શીશની તપાસ કરવા જશે.

પાવડો અને ટોપલો ત્યાં જ મૂકી દીધા અને મશાલ હાથમાં રાખીને એણે સૂંઢને કહ્યું, "ચાલ!" સૂંઢ આનંદમાં આવી ગઈ.

એનો પગ જોશથી આગળ જવા માટે ઊપડ્યો. પાછળ વિચાર કરતા ગણુદેવે પગ ઉપાડ્યો.

ગણુદેવે સૂંઢની પાછળ હજી એક જ ડગલું ભર્યું ત્યાં એમના કાન પર 'હાહાહા – હીહીહી' એવો કર્કશ હસવાનો અવાજ આવ્યો. એમણે એકદમ પાછળ જોયું. એમની આંખમાં ક્રોધ વ્યાપી ગયો હતો. 'કોણ છે આમ ખરાબ રીતે હસનાર?' એમના મગજમાં પ્રશ્ન થયો.

એમની ગરદન પાછળ ફરતાં જ એમણે જોયું કે એક છોકરી પોતાનો ટોપલો માથે ઓઢી ગઈ. એ છોકરીની પાસે એક બીજી છોકરી હતી તેનો હાથ પેલીના મોં આગળ ગયો હોય તેમ એમને લાગ્યું. એણે મોઢું ફેરવી લીધું હતું.

ગણુદેવ એમની તરફ વળ્યા. સૂંઢ થોડી આગળ ગઈ હતી. તેણે પાછળ નજર નાખી. ગણુદેવને પાછા જતા જોઈ ને એને આશ્ચર્ય થયું. એ મોઢું ફાડીને ઊભી રહી ગઈ.

પેલી છોકરીઓ ગણુદેવને પોતાની તરફ આવતા જોઈને ભયથી થીજી જ ગઈ. બીજીએ હોઠ દાબીને દબાતે અવાજે પેલી તરફ કહ્યું, "આટલી વાર ચૂપ રહી શકી, જરાક વાર વધુ ન રહેવાયું? હવે મારી નાખશે!"

"ભલે મારી નાખે! એ એમ કરે છે ત્યારે હસવું આવે છે કે અમસ્થું?" પહેલી બોલી.

"પણ મને માર પડે તે મને નથી ગમતું."

"હસી તો હું ને! તને શું કામ મારે?" પહેલી બોલી. ગણુદેવ નજીક આવ્યા અને જેણે માથે ટોપલો ઓઢી લીધો હતો તેના ટોપલાને હાથ મારીને દૂર ઉડાડી મૂક્યો અને એના વાળ પકડીને ગુસ્સાથી એને જમીન પર પછાડી અને પછી બીજી તરફ વળીને પૂછ્યું, "કેમ હસી?"

"હું નથી હસી."

"આ કેમ હસી?"

"મને ખબર નથી." છોકરીથી બોલાઈ ગયું.

"તને ખબર નથી?" ગણુદેવે એના માથા પર મુક્કો માર્યો. એ રાડ પાડીને જમીન પર બેસી ગઈ. એની રાડથી બેચાર જણાનું એ તરફ ધ્યાન ગયું. તેઓ દોડતા નજીક આવ્યા.

"કેમ આવ્યા? કામ કરો, જાઓ!" ગણુદેવે આવેલા માણસને ત્રાડ મારીને હુકમ કર્યો. આવનાર ડરીને પાછા હટયા અને મામલો સમજવા થોડે છેટે ઊભા રહ્યા.

ગણુદેવે પહેલીને વાળ પકડીને ફરી ઊભી કરી. પોતાના હાથમાંની મશાલ એના મોં સામે ધરી. એ છોકરી એની સાથે રહેનારી છોકરી હતી એ તો એમને ખબર જ હતી, મશાલનું તેજ તો એમણે એના મોં પર એને બિવડાવવા જ નાખ્યું હતું, પણ પેલી કંઈ ડરી નહિ. એણે તો કહ્યું, "વાળ કેમ પકડો છો? મારો છો કેમ?"

"કેમ? મને પૂછે છે, દુષ્ટ?" કહીને એમણે એને લાત મારી. છોકરી દૂર જઈ પડી પણ નીચે પડતાં એની સામે એણે જીભ કાઢી. "તારા ઉપર દેવ કોપ કરશે. તું વહેલો મરી જઈશ." એણે ગણુદેવને મોટેથી કહ્યું.

ગણુદેવનો રોષ આથી વધ્યો. એ એની તરફ દોડયા પણ એમની થોડે જ છેટે ઊભા રહેલા પેલા માણસોમાંથી એક જણ વચ્ચે દોડી આવ્યો અને એણે ગણુદેવ સામે પોતાનો પાવડો ધરી રાખ્યો.

"કેમ મારો છો?" એણે પૂછ્યું.

ગણુદેવની સામે કોઈ કંઈ બોલવાની હિંમત પણ કરી શકતું નહિ, કોઈને આજ સુધી બોલવા જેવું પણ કંઈ લાગ્યું નહોતું, ગણુદેવને આ અનુભવ નવો હતો. એમણે ત્રાડ મારી, "મને સવાલ? મારી સામે આવે છે?"

"કેમ મારો છો ?" પેલાએ ફરી પ્રશ્ન પૂછ્યો.

"હડી જા !" ગણુદેવે બૂમ મારી.

પેલો ન હડ્યો. ગણુદેવે પોતાના હાથમાંની મશાલનો પેલા ઉપર ઘા કર્યો. મોં ઉપર મશાલ આવતાં પેલો દાઝ્યો, હડી ગયો. ગણુદેવ એની ઉપર તૂટી પડ્યા. એના હાથમાંથી પાવડો આંચકી લીધો.

ગણુદેવે એક હાથમાં પાવડો ધરી રાખ્યો અને બીજો હાથ લાંબો કરીને પેલાને દિશા બતાવતાં બોલ્યો, "ચાલ્યો જા! મારા રૈયતમાં ફરી દેખાશે તો મારી નાખીશ." બીજા જે બે જણા ઊભા હતા તેમને હુકમ કર્યો, "કામ કરો! એકવાર કહ્યું છતાં તમે કેમ ઊભા રહ્યા ?"

એ લોકો ચાલ્યા ગયા.

ગણુદેવ રોષથી પાછા ફર્યા. એમણે હવે છોકરીઓ સામે જોયું નહિ. મશાલ વિના હાથમાં પાવડો જ લઈને એમણે ચાલવા જ માંડ્યું. ક્યાં જવાનું છે તેનો પણ ખ્યાલ નહોતો રહ્યો. એ ખ્યાલ જ્યારે સૂંઠ નજીક આવી ત્યારે જ આવ્યો. "ચાલ" એમણે કહ્યું. એ આગળ થયા ને સૂંઠ પાછળ ચાલી. સૂંઠના ધ્યાનમાં હતું કે મશાલ સાથે નથી, પણ એણે જે મામલો મચી ગયેલો જોયો તેથી ડરીને એ કંઈ બોલી જ ન શકી. જરા આગળ જતાં ગણુદેવને મશાલ યાદ આવી. સાથે હોય તો ઠીક એમ થયું, પણ પછી 'કંઈ નહિ, ચાલશે' એમ મનમાં લાવીને વિના મશાલે જ માર્ગ શોધી લેવાનો નિર્ણય કરીને એમણે ચાલ્યે રાખ્યું.

# એક સસલાની વાત

સાથે મશાલ નહોતી છતાં ગણુદેવની છ મહિનાના એક-ધારા અંધારાથી ટેવાયેલી આંખને એથી બહુ મુશ્કેલી ન પડી. સૂંઢને પણુ મુશ્કેલી પડે તેમ નહોતું, પણુ તેનું તો મગજ જ બહાવરું બની ગયું હતું એટલે એ અજવાળે પણુ કદાચ બરાબર ન ચાલી શકત, એટલે ગણુદેવે એનો હાથ પકડી રાખ્યો અને સંભાળપૂર્વક એને પહાડની ચડ-ઊતર કરાવતા હતા.

બંને જ્યારે ઊતરીને તળાવની પાળ પાછળ ગામમાં ઊતર્યાં ત્યારે ગામમાં સંપૂર્ણ અંધકાર હતો. પહાડ ઉપર અને જંગલમાં તો ઝાડવાંઓની પણુ વસ્તી હતી, ત્યાં પાંદડાં અને પવનના અવાજથી બધું ભરેલું ભરેલું લાગેલું હતું, જ્યારે અહીં તો ગાઢ નીરવતા હતી. ગામની એકેએક વ્યકિત માટી ખોદવા ગયેલ હતી. માટી ખોદવાની શકિત જેમનામાં નહોતી તેઓને ત્યાં બીજું કામ કરવાનું હતું. કંઈ જ કરવાને જેઓ શકિતમાન નહોતા તેઓએ તો ત્યાં રહેવું જ પડે કારણુ કે કંઈક કરી શકનાર એવું દરેક જણુ અહીંથી ચાલ્યું જાય તે પછી એમને ખવડાવે કોણુ? એટલે ગામ નિર્જન બની ગયું હતું.

તળાવની પાળ ઊતરતાં ગણુદેવને આ નીરવતાનો એકદમ ખ્યાલ

આવ્યો. પાણી પણ તદ્દન શાંત હતાં. ગામમાં શેરીઓ હતી. શેરી-ઓમાં ઘર સૂનાં હતાં. માટી અને ઘાસનાં ઘરમાં તો સંચાર જ શેનો હોય કે એમાં અવાજ હોય!

ગણુદેવે શાંતિ તોડવા સૂંઢને કહ્યું, "ક્યાંય અવાજ નથી આવતો. બધાં ઘર ખોલીને અંદર જોતાં જઈએ, કોઈક ઘરમાં કદાચ શીશ સંતાઈ રહેલ હોય."

વસ્તીને કોઈના ઘરમાંથી કંઈ લઈ જવાપણું તો હતું નહિ, એ ખ્યાલ પણ એનામાં નહોતો જાગ્યો, એટલે તાળાની શોધ થઈ નહોતી. શિયાળવાં અંદર પેસીને બગાડી ન મૂકે એટલા માટે કમાડ અમસ્થાં વાસેલાં રહેતાં. સૂંઢ અને ગણુદેવ બંને એક પછી એક ઘર ખોલી અંદર જોતાં ગયાં.

બધાં જ ઘરો જોઈ વળ્યાં. કોઈમાં કોઈ જ નહોતું.

"કામ ઉપર તો સાથે નહોતો આવ્યો." ગણુદેવે કહ્યું.

સૂંઢે માથું ધુણાવીને કહ્યું, "મને ખબર છે."

"હવે ક્યાં જોશું?" ગણુદેવે પૂછ્યું.

ગામ બહાર નાની ટેકરીઓની પાછળનાં નાનાં મેદાનોમાં અને નાનાં જંગલોમાં એમણે રખડપાટ આદરી પરંતુ ક્યાંય શીશનો આવાજ સંભળાયો નહિ.

ચાલી ચાલીને બંનેના પગનાં તળિયાં બળતાં હતાં ત્રીજા દિવસની સાંજ ઢળી એટલે ગણુદેવે કહ્યું, "આ ઝાડ નીચે બેસીએ."

સૂંઢ બેઠી.

"આ ઝાડનાં ફળ સારાં લાગે છે. ઉપર ચડીને થોડાં તોડી લઉં." ગણુદેવ બોલ્યા.

સૂંઢને તો કંઈ ઇચ્છા જ નહોતી થતી. એની આંખ સામેથી એના બાળુનું ચિત્ર ખસતું નહોતું એટલે એ કંઈ જોઈ શકતી નહોતી.

એના મગજમાંથી બાળુનો આવાજ જતો નહોતો એટલે બીજી લાગણીઓને ત્યાં સ્થાન મળતું નહોતું. પણ ગણુદેવ તો એનો જવાબ સાંભળવા ઊભા ન રહ્યા. એ તો એકદમ ઝાડ ઉપર ચડવા જ લાગ્યા. ફળો ખાઈ શકાય તેવાં લાગ્યાં – સરસ લાગ્યાં. ટેકરી ઉપર તેઓ અગાઉ એકવાર આવ્યા હતા, પણ આ ઝાડ એમના જોવામાં નહોતું આવ્યું. આવું સરસ ઝાડ આટલો વખત ધ્યાન બહાર રહી જવા માટે એમને અફસોસ થયો. એમણે મનમાં નક્કી કરી લીધું કે અહીંથી જતાં આનાં થોડાં ફળો તેઓ વસ્તીમાં લઈ જશે અને જઈને તરત જ તળાવ પર એનાં બી વાવી દેશે.

તે નીચે ઊતર્યા. ફળોનો ઢગલો સૂંહ પાસે કર્યો પણ સૂંહનું એ તરફ ધ્યાન જ ન ગયું. એમણે કહ્યું, "ખા!" સૂંહે જાણે એ સાંભળ્યું જ નહિ. ગણુદેવને થયું, 'સૂંહ ઊંઘતી તો નથી?' એમણે એનું મોં પોતાના હાથથી પોતાની તરફ ફેરવ્યું. સૂંહની આંખો તો ખુલ્લી જ હતી. "એય, ખા!" એમણે ફરી કહ્યું. સૂંહનું જરા ધ્યાન ગયું પણ આંખોમાં હજી આશ્ચર્ય જ હતું. એને બાળુક સિવાયનું બીજું બધું આશ્ચર્ય જ લાગતું હતું.

ગણુદેવે ત્રીજીવાર કહ્યું, "ફળ બહુ સરસ છે, જો હું ખાઉં! ખા!" એમણે એના મોંમાં એક કકડો મૂક્યો. કકડો હોઠ વચ્ચે જ રહ્યો, દાંત વચ્ચે એ ગયો જ નહિ. ગણુદેવને હવે મૂંઝવણ થઈ.

"એ તો નહિ મળે. તું ખાઈશ જ નહિ તો મરી જઈશ. તારે મરી જવું હોય તો મને તકલીફ શા માટે આપે છે? તું જો બધે ઠેકાણે, હું જાઉં છું—વસ્તીમાં."

કહીને ગણુદેવે ઊભા થવાનો ઢોંગ પણ કર્યો પણ સૂંહે જાણે એ સાંભળ્યું કે જોયું જ ન હોય તેમ એ સ્થિર જ બેસી રહી. ગણુદેવને હવે કંટાળો ઊપજ્યો. એ ખરેખર ઊભા થયા અને "બસ, હું તો જાઉં છું" કહીને ચાલવા લાગ્યા.

એમને ચાલ્યા જતા જોઈને સૂંઠ એકદમ ઊભી થઈ અને એમને પકડી લીધા, "મા! મા!" – નહિ, નહિ, હું સાથે આવું છું, કહીને એ રડી પડી.

"ખા!" ગણુદેવે ફળ એના હાથમાં આપ્યું.

સૂંઠ એ ખાવા લાગી પણ એના મોઢા પર ખાવાનો રસ દેખાતો નહોતો. ગણુદેવને દયા આવી.

એ ફરીથી નીચે બેઠા. સૂંઠ પણ બેઠી. સૂંઠ તો એક બટકું ભરીને પછી ખાવાનું ભૂલી ગઈ. ગણુદેવે હવે એને બહુ આગ્રહ ન કર્યો, એમણે જ ફળ ખાધાં કર્યાં. પણ એમના મનનાં એના વિચારો ઘોળાયા કરતા હતા. સૂંઠને જો જલદીથી એનું બાળક નહિ મળે તો એ જરૂર મરી જશે એમ એમને લાગ્યું.

અચાનક એમણે થોડે દૂર એક સફેદ સસલાને દોડી જતો જોયો. સસલો એમને બહુ સરસ લાગ્યો. એ ખોળામાં હોય તો એની ઉપર બાળક જેવું હેત ઊપજે એવી એમને કલ્પના થઈ. એ જરા પાછળ ખસીને ઊભા થયા. સૂંઠ પોતાના વિચારમાં મગ્ન – કે શૂન્ય – થઈને બેઠી હતી, એને આ વાતની ખબર ન પડી.

ગણુદેવ જે બાજુ સસલો દોડી ગયો હતો તે તરફ ચાલ્યા. થોડેક દૂર સસલો ઊભો હતો. ગણુદેવ એક ઝાડની પાછળ છુપાઈ ગયા. એમણે જોવા માંડયું કે સસલાની નજર કઈ તરફ છે – એ શું જોતો ઊભો છે? એમને નવાઈ લાગી કે સસલાની સામે કશું હતું નહિ, છતાં એ કેમ ટગર ટગર જોતો એકમન ઊભો હતો! પણ એનો વિચાર કરવો કંઈ જરૂરી ન લાગ્યો એટલે એમણે દબાતે પગલે આગળ પગલાં ભરવા માંડયાં.

પણ નવાઈ! જેમ એમણે દબાતે પગલે આગળ પગલાં ભરવા

માંડ્યાં તેમ સસલો પણ દબાતે પગલે ચાલતો હોય તેમ બેચાર ડગલાં ચાલી, વળી સ્થિર ઊભો રહી, વળી બેચાર ડગલાં ચાલી, વળી સ્થિર ઊભો રહી – એમ આગળ વધતો હતો.

ગણુદેવને લાગ્યું કે હવે એણે ઝડપ કરવી જોઈએ, નહિતર જો સસલાને એકાએક દોડવાનું સૂઝી આવશે તો પછી એ પકડાશે નહિ. એટલે એમણે બેસી જઈને આવાજ કર્યા વિના દેડકાની પેઠે ઠેકીને સસલા તરફ વધવા માંડ્યું.

એમની અને સસલાની વચ્ચે થોડું જ છેટું રહ્યું ત્યાં સસલો જાણે એકાએક વિચારમાં પડી ગયો હોય તેમ ઊભો રહી ગયો અને પછી એકદમ દોડી જવાને કાન ઊંચા કરી છાતીને જમીન સાથે અડાડી એ દોટ મૂકે તે પહેલાં તો ગણુદેવે લાંબો કૂદકો મારી એના પર પોતાનો પંજો થાપી દીધો. સસલાનું રૂંવેરૂંવું એથી ધ્રૂજી ઊઠ્યું અને એણે કૂદીને નાસી જવાનો પ્રયત્ન કર્યો, પણ ગણુદેવે એને પોતાના બેય હાથમાં બરાબર પકડી લીધો હતો એટલે તે છટકી શક્યો નહિ. એણે પગ ખૂબ ઉલાળવા માંડ્યા પણ ગણુદેવે એને પોતાની છાતી સાથે જ દાબી રાખ્યો એટલે એનાથી પગ ઉલાળવાનું પણ અશક્ય બન્યું. પછી ગણુદેવે સસલો જ્યાં આગળ છેલ્લે અટક્યો હતો તે જગ્યાએ જોયું. ત્યાં એક નાનો ગોળ સફેદ પથ્થર જ હતો. છેટેથી એ પથ્થર નાના સસલા કે બિલાડી જેવો જ લાગે એવો હતો.

ગણુદેવ હસી પડ્યો. બીચારો સસલો! કદાચ એની સસલી ખોવાઈ ગઈ હશે એટલે એને શોધતો એ આમ બહાવરો બનતો લાગે છે!

સસલાને લઈ એ પાછો સૂંઢની પાસે આવ્યો. સૂંઢ તો જેમ હતી તેમ જ બેઠી હતી. ગણુદેવ પાછળથી એને ખબર ન પડે તેમ આવીને પડખે બેસી ગયા અને ધીમેથી કહ્યું, "બાળુ!"

સૂંઢે બાળુ શબ્દનો ઉચ્ચાર થતાં જ ગણુદેવ તરફ જોયું.

ગણુદેવે એને રૂપાળો સસલો બતાવ્યો અને સ્મિત કરીને કહ્યું, "લે!"

સૂંઢ સસલા સામે જોઈ રહી. એની આંખમાં પણ એ ધીરે ધીરે વસવા લાગ્યો હોય તેમ ગણુદેવને લાગ્યું. એણે બે હાથે સસલાને પકડી રાખીને સૂંઢના ખોળામાં મૂક્યો અને કહ્યું, "બરાબર પકડજે, નહિ તો ભાગી જશે." અને પછી પોતાનો એક હાથ ખેસવી લઈ ત્યાં સૂંઢનો હાથ દબાવ્યો. જ્યારે એને લાગ્યું કે સૂંઢે સસલા ઉપર બરાબર હાથ રાખ્યો છે ત્યારે જ એણે પોતાનો બીજો હાથ લઈ લીધો.

સસલાને દબાણ ઓછું થયું લાગતાં એણે કૂદકો મારવા અંગોને જરાક સંકોડયાં ત્યાં ગણુદેવે બૂમ મારી : "સૂંઢ! પકડ!" અને પછી પોતાનો જ હાથ સસલા ઉપર પાછો દાબી દીધો. પણ ત્યાં તો સૂંઢનો હાથ પણ સસલાને દબાવવા સસલાના શરીર પર પડયો એટલે એણે પોતાનો હાથ ખેસવી લીધો.

સૂંઢને સસલાનો સ્પર્શ બહુ સરસ લાગ્યો. એણે ધીરે ધીરે રુવાંટી ઉપર પોતાનો હાથ ફેરવવા માંડ્યો. એનો ચહેરો આનંદમાં આવી ગયો. ગણુદેવે હવે પાસે પડેલા ફળમાંથી પોતાના મોંએથી એક કકડો તોડીને એના મોંમાં આપ્યો. સૂંઢે એ આનંદથી ખાવા માંડયો, એટલું જ નહિ પણ એ કકડાને હાથની મદદ વિના મોંમાં બરાબર સમાવવો ફાવ્યો નહિ એટલે સસલાને એક હાથે પકડી બે પગની વચ્ચે બરાબર દબાવ્યો અને પછી બીજે હાથે ફળ ખાવા માંડયું.

"ઘેર જઈએ." ગણુદેવે કહ્યું.

એ ઊભો થયો એટલે સૂંઠ પણ સસલાને હાથમાં પકડી છાતી સાથે દબાવીને ઊભી થઈ.

બંને ગામ તરફ આવવા લાગ્યાં. રસ્તામાં સૂંઠ સસલા ઉપર હાથ ફેરવતી જ ગઈ અને ગણુદેવ પાસેથી ફળ લઈને એને ખવડાવતી ગઈ.

ગણુદેવ ત્રાંસી આંખે એ જોતાં આનંદ પામતા હતા. પણ એના મગજમાં એક વસવસો રહી ગયો : સૂંઠને તો એનો બાળુ મળી ગયો. પણ એને પોતાને એના 'દાદાનો દીકરો—બાળુક' ન મળ્યો.

# લુચ્ચા લોકો

ગામ તરફ પાછાં વળતાં ગણુદેવના મનમાં તો હતું કે રૈયત હજી માટીના કામે જ હશે, પણ ગામની નજીક આવતાં કંઈક કોલાહલ સાંભળીને એને આશ્ચર્ય થયું. કામ પૂરું થયા વિના, ગણુદેવના હુકમ વિના, રૈયત કામ છોડી દઈ જ કેમ શકે ? એ વિચાર આવતાં એમના મનમાં જરા ક્રોધ પણ આવી ગયો. પણ ગામમાં ગયા પછી જ મનમાં કંઈ પણ લાવવું એવો વિચાર કરી એમણે પોતાની એ લાગણી દબાવી રાખી અને ગામ તરફ જ આગળ વધવા માંડયું.

ટેકરીઓ વટાવતાં તેઓ ગામની નાનકડી ખુલ્લી સીમમાં આવ્યાં ત્યારે એમને કોલાહલ મોટો હોય એમ લાગ્યું. આટલો કોલાહલ શેનો ? એમને પ્રશ્ન થયો. સીમમાં ઢોર રેઢાં રખડતાં હતાં, તેમની રક્ષા કરનાર કોઈ માણસ નહોતો એટલે પણ ગણુદેવને આશ્ચર્ય થયું. બધા લોકો ગામમાં જ છે ? બધા ભેગા મળીને કંઈ તોફાન મચાવે છે ? શું છે ?

તેઓ ગામમાં આવ્યાં. પહેલી શેરીને નાકે રોજ બાતમીદાર બેસતો તે આજે ન દેખાયો. શેરીમાં ચાલ્યાં. ઘર બધાં વાસેલાં,

ઘરોમાંથી કોઈનો અવાજ ન આવે. કોલાહલ ગામલોકનો જ હતો પણ તે તળાવની પાસેથી જ આવતો હોય એમ લાગ્યું. ગણુદેવને વિસ્મય થયું કે સભા શા માટે મળી હશે? જિજ્ઞાસા વધતાં તેઓ દેવસ્થાનના મેદાન તરફ જ ચાલ્યાં.

મેદાનમાં ગામ સમસ્ત મળ્યું હતું. દેવના ઓટલા ઉપર લોકો તરફ મોં કરીને એક જણ આંખો મોટી કરીને કંઈક બરાડા પાડતો હતો. એની બાજુમાં અને પાછળ પણ કેટલાક જણ લોકોને ઉદ્દેશીને બરાડાના સૂરે કંઈક કહી રહ્યા હતા. લોકો પણ કોઈનું કંઈ બોલ્યું સંભળાય કે ન સંભળાય પણ તેઓ સામસામા ફરીને બેઠા, ઊભા કે ઉભડક પગે બેઠા મોટેમોટેથી પોતાનો અભિપ્રાય બોલતા હોય તેમ એકબીજાને કંઈ કહી રહ્યા હતા.

ગણુદેવને તો આનું ભારે આશ્ચર્ય થયું. એને આ ઘોંઘાટથી ગુસ્સો ચડ્યો. એ સૂંઢને પાછળ રહેવા દઈને જ એકદમ દોડ્યો, વચ્ચે બેઠેલા લોકોમાંથી કોઈને પાડીને રસ્તો કરીને એ ઓટલા નજીક પહોંચ્યો અને ઓટલા પર ચડીને 'હો – ચૂપ! એય ચૂપ – ચૂપ કરો!' બોલ્યો. એનો અવાજ બહુ મોટો અને કર્કશ પણ હતો. લોકોને કાને એ અવાજ ગયો અને સૌનો અવાજ શાંત પડી ગયો. સૌ મોઢું ફાડીને સામે જોઈ રહ્યા. ઓટલા પર ઊભીને બધાને સંબોધી રહેલાઓ પણ 'શું થયું' એ વિસ્મયમાં ચૂપ થઈ ગયા.

"ગણુદેવ!" લોકોમાં ભય વ્યાપી ગયો.

"આજ કેમ અહીં ભેળા થયા છો? દીવાલનું કામ પૂરું થઈ ગયું? હુકમ પહેલાં ગામમાં કેમ આવ્યા?" એ રોષથી ત્રાડ્યો.

ત્યાં તો અચાનક એના કપાળ પર સામેથી કેંકાઈને એક મોટો પથ્થર આવ્યો. "તેં મને મારી'તી!" ગણુદેવના કપાળમાંથી લોહી વહેવા માંડ્યું.

"આપણી જાતિની એક છોકરી એની પાસે છે છતાં વાંદરીને એ લઈ જાય છે! બીજાઓને પાંચ વચ્ચે એક છોકરી મળે છે અને એને એકને એક છોકરી છે છતાં એ વાંદરીને સાથે ફેરવે છે! એ વાંદરી આપણી જાતિની નથી છતાં એ એની સાથે જાય છે! મારો એને! કાઢો એને!"

ગણુદેવની બાજુમાં જ ઘોઘરા અવાજે બૂમ પડી. ગણુદેવે પાછું જોયું. પેલો જ માણસ એ હતો કે જેના મોં પર એણે મશાલ ફેંકી હતી.

"ઓહ, તું? તેં બધાને ભેળા કર્યા છે? તારે મને મારવો છે? આવ!" કહીને ગણુદેવે પાછળ પેલા તરફ ફર્યા વિના જ પોતાનો હાથ પાછળ લંબાવ્યો અને એની બોચી પકડમાં લઈ લીધી. પેલો ફરસી ફેરવવા જાય ત્યાં તો ગણુદેવે ધક્કો મારી એને ઓટલા નીચે ફેંકી દીધો. એનું માથું નીચેના એક ધારદાર પથ્થર સાથે અફળાવ્યું અને એ ઊથલીને એક બાજુ ચત્તોપાટ થઈ ને પડયો. "આવો!" ગણુદેવ તાડૂકયો. સૌ સ્તંભિત બની ગયા.

અને પછી એમણે એને પથ્થર મારનાર સામે ઊભેલી છોકરીને જોઈ લીધી. કૂદકો મારીને એ ઓટલાથી નીચે ઊતર્યા પણ ત્યાં તો છોકરીએ સામેથી એક ફરસીનો છૂટો ઘા કર્યો. પથ્થરના ઘાથી કપાળ પરથી ટપકતા લોહીથી ઝાંખેલી આંખે એમને ફરસીની નોંધ કયાં છે તે દેખાઈ નહિ અને ફરસી બરાબર એમના કપાળ પર ચોંટી. "ઓહ!" ચીસ નાખીને એ પડી ગયા અને એમના પડતાં જ ઓટલા પર ઊભેલા જુવાનિયા અને લોકો એમની ઉપર તૂટી પડવા કૂદ્યા.

"આહ!" સૂંઢે એમને પડતા જોયા અને એ પોતાના હાથમાંના સસલાને જમીન પર ફેંકીને એમની પાસે દોડી. સસલો જયાં ને ત્યાં જ ઊભો રહી ગયો.

સૂંઠ 'આહ – આહ – હુ – હુ – ઓ ... ઓહ મા! મા!' નહિ મારો – નહિ મારો એમ બૂમો મારતી દોડી. લોકોને માથું મારીને તે આગળ દોડી. લોકોની ફરસીઓ ગણુદેવ પાસે પહોંચે તે પહેલાં એ ગણુદેવ પાસે પહોંચી ગઈ.

શું કરવું એ એને સૂઝે તે પહેલાં તો લોકો લાલ લાલ આંખો કરીને એની નજીક આવી ગયા. લોકોની લાલ આંખ અને ક્રોધથી ફૂલેલા ચહેરા જોઈને એ ધ્રૂજી ઊઠી. 'મા–મા!'–નહિ નહિ, એવી એણે બૂમો મારી પણ એનો ભય ઓસર્યો નહિ. એકાએક પ્રેરણાથી એ નીચી વળી, નીચે ગણુદેવની ફરસી પડી હતી તે એણે ઉઠાવી લીધી અને ભયથી કંપતાં પહેલો જે નજીક આવ્યો તેના માથા પર તેનો ઘા કર્યો. ફૂલ સરખી ફરસી એ માણસના માથામાં પેસી ગઈ અને ખોપરીના બે ભાગ થઈ ગયા.

એ જોતાં તો એનામાં શૂરાતન આવી ગયું. ઝડપથી ફરી ફરસી ઊંચકીને બીજાના માથા પર લગાવી અને એ રીતે જાણે ધમેડતી હોય તેમ અને આંધળાની પેઠે એણે ફરસી ગમે તેના માથા પર પછાડવા માંડી. એનું જોશ અને વિકરાળ સ્વરૂપ જોઈને સૌ પાછા હઠી ગયા. સૌને ડર લાગ્યો કે ગણુદેવની અંદર દેવ હોય છે તે ગણુદેવની રક્ષા કરવા માટે એનામાં આવી ગયો છે. 'દેવ–દેવ–દેવ!' એમ આશ્ચર્યથી એકબીજાના કાનમાં કહેતા તેઓ સૌ ડરીને પાછળ હઠવા લાગ્યા.

કોઈ નજીક ન રહ્યું એટલે સૂંઠ શાંત બની. એની આંખોમાંથી એકાએક આંસુની ધારા ચાલવા લાગી. પછી એ હળવેથી નીચી નમી. ગણુદેવના ઘાયલ દેહને પોતાની કાંધ પર એણે ઉપાડી લીધો અને કોઈનાયે સામું જોયા વિના એ ચાલવા માંડી. સૌએ ખસીને એને માર્ગ આપ્યો.

સૂંઠ નીચું જોઈને જ ચાલી જતી હતી, પણ પોતાના મૂળ સ્થાન આગળ આવતાં એની નજર ત્યાં ઊભા રહી ગયેલ સસલા ઉપર ગઈ. સસલો એને પસાર થઈ જતી જોઈને એના સામું જ ઊંચું જોયા કરતો હતો. સૂંઠ વાંકી વળી. સસલો પાછલા બે પગ ઉપર ઊભો થયો. સૂંઠે એને પોતાના હાથ ઉપર લઈ લીધો.

એ ગામમાં ન ગઈ. તળાવની પાછળ ઊતરી પહાડની તળેટીના જંગલ તરફ એ ચાલી ગઈ અને ગામ આખું મૌન બની એને જતી જોઈ રહ્યું.

રાત્રે જ્યારે પહાડની કાળી શિલાઓનો જ પ્રકાશ દિશાઓમાં હતો, મૌન પથ્થરના જ ઘોષના પડઘાથી જંગલ ભારે ભારે લાગતું હતું અને અસીમ શૂન્યાકાશ જ કરુણાનાં નીર વરસાવતું હતું ત્યારે એક નાની શિલાની ઓથે સૂંઠ સ્તબ્ધ બની બેઠી હતી. એની બાજુમાં ગણુદેવ સૂતા હતા. ખોળામાં સસલો લપાઈને ઊંઘતો હતો. ગણુદેવના ઘામાંથી લોહીને વહેતું અટકાવવા તે ઉપર ઘાસ દબાવી તે ઉપર ઝાડની છાલો સખત રીતે બાંધી હતી, પણ તેનાથી અણધાર્યો બીજો લાભ એ થયો હતો કે ઘાની વેદના પણ કમી થઈ ગઈ હતી. ગણુદેવ અત્યારે શુદ્ધિમાં હતા. તે ગત બનાવને યાદ કરી રહ્યા હતા. લોકો કયા કારણે એમની વિરુદ્ધ થઈ ગયા હતા? પેલી છોકરી શું કહેતી હતી? એને એની સામે શા માટે રોષ હતો?

કમઅક્કલો! સૂંઠની સાથે હું ગમે તેમ રહું તેનું તેમને શું? હરામખોરો મરવા જોઈશે. આવો વિચાર આવતાં એમનું મગજ ઉશ્કેરાઈ ગયું. ગુસ્સાથી એમના હોઠ જોરથી પિસાયા અને દાંતની સખત કચેડાટી બોલી. એના કચરડ એવા અવાજે સૂંઠના શરીરમાં એક ધ્રુજારી પ્રસરાવી દીધી. ભયથી ગણુદેવના શરીરને એ વળગી પડી. "બાબા!" એ બોલી.

ગુસ્સો આવવાથી ગણુદેવના જખમને પણ વેદના પહોંચી હતી પણ સૂંહનો ભય જોઈ પોતાની વેદનાની અસર તેઓ ભૂલી ગયા અને સૂતાં સૂતાં હાથ ઊંચો કરી સૂંહના વાંસા પર હાથ ફેરવી તેમણે એને ધીરજ આપી. "ડરી ગઈ ?" એ બોલ્યા.

સૂંહ શાંત બની.

ગણુદેવનો હાથ સૂંહની પીઠ પરથી સરતો સરતો નીચે આવ્યો અને સૂંહના સાથળ ઉપર પડીને અટકયો.

રાત વધતી હતી. શાંતિ ગાઢ બનતી હતી. આંખોમાં નિદ્રા ઘેરાતી હતી. ગણુદેવની આંખો શાંતિમાં મિચાઈ. સૂંહે પણ પાછળની શિલાનો ટેકો લીધો અને આંખોને મિચાઈ જવા દીધી. સસલો તો એમની પહેલાંનો જ ઊંઘી ગયો હતો.

વચ્ચે એકવાર કંઈક ખળભળાટ મગજમાં લાગ્યો અને ગણુદેવ ઝીણી ઝણઝણાટી અનુભવતા જાગી ગયા હતા, પણ પછી તરત શાંતિથી એમની આંખો મિચાઈ ગઈ હતી. આંખ મિચાતાં પહેલાં એમણે જોઈ લીધું હતું કે સૂંહ બાજુમાં જ છે.

# બિલાડાની દોસ્તી

જ્યારે સૂંઢ ઘરથી બહાર જંગલમાં લાકડાં લેવા ગઈ હતી અને શીશને લાગ્યું કે હવે સાંજ સુધી તે પાછી આવવાની નથી ત્યારે ઘણા દિવસથી જે તક મેળવવા એ તલસતો હતો તે તક એને આવી મળી. ગણદેવ પણ આજે એમને ઘેર આવે તેમ નહોતા, કેમકે એણે લોકોને એમ કહેતા પણ સાંભળ્યા હતા કે ગણદેવ આજે દેવની જોડે વાતો કરવામાં એકધ્યાન થયો છે, તે હાથ ઊંચા કરીને દેવની આગળ ઊભા છે અને જ્યાં સુધી દેવ સાથેની વાતો પૂરી નહિ થાય ત્યાં સુધી તેઓ ત્યાંથી ખસવાના નથી, એટલે એમને અહીં આવવાનો વખત જ નહિ મળે. આ પહેલાં પણ ગણદેવ આવી રીતે ઘણીવાર દેવો સાથે વાતો કરવામાં ઊભા રહેતા ત્યારે એક આખો દિવસ અને એક રાત ચાલ્યાં જાય છતાં ખાવાનું માગે નહિ કે પીવા પાણી માગે નહિ. મોટા તોફાનથી ભાગતાં રસ્તામાં ક્યાં ગામ કરવું તે જાણવા તેઓ ઘણે ઠેકાણે આમ ઊભા રહેતા અને જ્યારે અહીં ગામ કર્યું ત્યારે તો એક સામટા ત્રણ દિવસ ને ત્રણ રાત એમની અને દેવની વચ્ચે વાતો ચાલી હતી, એ ત્રણે દિવસ એમણે કે દેવે કોઈએ કંઈ ખાધુંપીધું જ નહોતું.

ગણુદેવ દેવ સાથે વાતો કરવા ઊભા રહ્યા છે એ વાત સાંભળીને તરત જ શીશને એક સૂઝી આવ્યું. બાળુક એની પાસે રહેતો જ નહોતો, ગણુદેવને જોઈને એમની પાછળ જ દોડતો હતો. હવે બાળુકને લઈને પોતે ભાગી જાય તો ગણુદેવ એની પાસે આવી શકવાના નહિ, પછી બાળુક એની પાસે રહે. સૂંહ લાકડાં લેવા ચાલી ગઈ છે, ગણુદેવ દેવસ્થાનમાં દેવ આગળ વાતો કરતા ઊભા છે, ગામનાં બીજાં લોક પણ ગામ બહાર કામ કરવા ચાલ્યાં ગયાં છે, એ જોઈને શીશે બાળુકને પોતાના હાથમાં લઈને ભાગી જવાનો વિચાર કર્યો.

બાળુક હજી ઊંઘતો હતો. એ એની પાસે ગયો. થોડીવાર એને ઊંઘતો જોઈ રહ્યો. બાળુક એને બહુ ગમ્યો. પણ એણે હળવેથી એને પોતાના હાથમાં ઉપાડયો અને છાતી સાથે દાબીને ઘર બહાર નીકળવા માંડયું. પણ એના ઉતાવળા ચાલવાથી બાળુકની ઊંઘ વીખાઈ ગઈ. એના ખરબચડા સ્પર્શ અને વાળને લીધે પણ એ જાગી ગયો. એને જાગેલો જોઈને શીશ થોડો ગભરાયો પણ એ તો એને છાતી સાથે વધુ જોરથી દબાવીને બહાર નીકળી ગયો. બાળુકને વધુ અકળામણ થઈ અને એણે છૂટવા અંગ સંકોડયું અને પછી નાનો ઉછાળો માર્યો પણ શીશે તો એ સામે જોયા વિના એને બરાબર દબાવીને ઊંધું ઘાલીને શેરીમાં દોડયે જ રાખ્યું.

" ઓહ, છોડો ! " બાળુક બોલ્યો.

" સૂંહ ! " કંટાળાના ઉદ્દગારથી શીશે માથું હલાવીને દોડયે રાખ્યું. એ વખતે સૂંહ એના મગજમાં સહેજ ઝબકી પણ પછી તરત એ અલોપ થઈ ગઈ.

" ઓહ, છોડો ! ઓહ દાદા ! છોડો, દાદા વઢશે તમને. મને કયાં લઈ જાઓ છો ? દાદા મને નહિ જુએ તો તમને વઢશે ને મનેય વઢશે. છોડો ! સૂંહ ! સૂંહ ! " બાળુક ચીસો પાડવા લાગ્યો.

પણ શીશે એ સાંભળ્યું જ નહિ. એ આંખો મીંચીને દોડતો જ રહ્યો.

"દાદા !" બાળુકે મોટેથી બૂમ પાડી.

શીશે એના મોં આડો હાથ મૂકી દીધો. બાળુકે માથું પીઠ પાછળ નાખી દઈને મોઢા આગળથી શીશનો હાથ ખેસવી નાખ્યો અને પહેલાં કરતાં વધુ મોટેથી બૂમ મારી, "દાદા ! ઓ દાદા ! મને મારે ! આ વાંદરો મને મારે ! દાદા !"

અને પછી એણે શરીરને ખૂબ ઉછાળ્યું. શીશને લાગ્યું કે હમણાં તે નીચે સરકી જશે અને ભાગી જશે. ભાગીને કોઈક ઘરમાં એ ભરાઈ જશે તો પછી એને લઈ જઈ શકાશે નહિ, એટલે એણે એને પોતાનાં બે હાથ અને છાતી વચ્ચે બરાબર ભીંસ દઈને પકડ્યો અને એની બૂમોને ગણકાર્યા સિવાય જોરથી દોડયે જ રાખ્યું.

પહેલી શેરીને નાકે બાતમીદાર બેસતો તેણે બાળુકની બૂમો સાંભળી, શીશ એની પાસેથી પણ દોડતો પસાર થયો, પણ તેણે તો એ રમત જ માની. એ જાણતો જ હતો કે છોકરો તોફાની છે અને શીશમાં માણસની અક્કલ નથી એટલે રસ્તા ઉપર બંને વચ્ચે આવી મસ્તી ચાલે છે. એણે એમને કંઈ પૂછ્યું જ નહિ.

શીશને બાતમીદારની થોડી બીક લાગી હતી. એ એને જોઈ જશે, સૂંહને ખબર આપી આવશે એમ પણ એને લાગ્યું હતું, પણ એ વિષે તો એક ઠેકાણે જરા વાર વિચાર કરવા થોભીને એણે વિચારી લીધું હતું. એણે મનમાં ધાર્યું હતું કે કોઈ સામે આવે ત્યારે એવા તો જોરથી દોડવું કે સામે આવનારો એનો ધક્કો વાગતાં જ પડી જાય, પછી તે વધુ જોરથી દોડીને છટકી જશે. એટલે બાતમીદારની બેઠક આવી ત્યાં એ દોડતો હતો ખૂબ, પણ કોઈ સામે આવ્યું નહિ એટલે કોઈને પડવા જેવું કે પકડવા જેવું ન રહ્યું.

ગામ બહાર આડે માર્ગે શીશ દોડયે જ જતો હતો. બાળુક બૂમો માર્યા જ કરતો હતો, પણ તેણે તો એનું ગણકાર્યા વિના હજીયે નીચું જોઈને દોડવા જ માંડયું હતું – એણે દોડયા જ કર્યું. પાછળ ધસમસતો ધગધગતો લાવારસ આવતો હતો ત્યારે જેમ દોડયા કર્યું હતું તેમ જ દોડયે રાખ્યું. લાવા પહોંચી આવે તો તેમાં જેમ એના જીવનનું જોખમ એને દેખાયું હતું તેમ અહીં જો ગણદેવ, સૂંઢ કે ગામનું કોઈ માણુસ પહોંચી આવે તો એને પ્રાણુ કરતાંયે વહાલો એવો બાળુક એની પાસેથી ઝૂંટવાઈ જવાની બીક હતી.

ખૂબ ધમપછાડા કરીને આખરે બાળુક થાકી ગયો. એનાં અંગો શિથિલ થઈ ગયાં અને તેનામાં પગ પણ ઊંચો કરી શકવાની શક્તિ ન રહી. શીશની છાતીને અડી રહેલું એનું માથું ત્યાંથી સરી જતું હતું. શીશ તેને છાતી ઉપર પાછું ગોઠવતો હતો છતાં જરા માથું હલાવીને તે સામે વિરોધ ઉઠાવવાનું બળ પણ તેનામાં રહ્યું નહોતું. બેશુદ્ધ જેવો તે શીશના હાથમાં ઊંચકાઈ રહ્યો હતો.

વસ્તીથી ખૂબ દૂર શીશ નીકળી આવ્યો. આડેધડ કોઈ પણ માર્ગે ચાલી તે એવા પ્રદેશમાં આવી પહોંચ્યો કે એને ત્યાંનું વાતાવરણુ જોઈને જ લાગ્યું કે અહીં હવે કોઈ એને શોધવા આવી શકશે નહિ.

ઘેરથી નાઠે દિવસો અને મહિનાઓ વહી ગયા હતા. આ દિવસોમાં રાત્રિ સિવાય કોઈ પણ વખતે પળનો આરામ લીધા વિના એ ચાલ્યો હતો. રાત્રે પણ તે વારે વારે જાગી જતો અને પડખામાં દબાવેલો બાળુક દબાયેલો જ છે કે નહિ તેની ખાતરી કરી લેતો.

માનસિક રીતે તો એને જરા પણ શાંતિ નહોતી. એ જાણતો નહોતો કે બાળુકને શું થાય છે, પણ એ જોતો હતો કે બાળુકનું મોં ખૂબ પીળું પડતું જાય છે, એની ચામડી રાતદિવસ ધ્રૂજ્યા જ કરે છે. એ બોલતો નથી, ચાલતો નથી, પોતાની ઇચ્છા કંઈ કહેતો નથી. એની ઇચ્છા વિરુદ્ધ જાણે કંઈ થતું જ નહોતું, કારણુ કે એ કોઈ

બાબતનો વિરોધ કરતો નહોતો. શીશ એને ઉપાડતો તો એ ઊપડતો ને શીશ એને સુવાડતો તો એ સૂઈ જતો. એને બેસાડી રાખ્યો હોય તો એ બેસી જ રહે ને ઊભો રાખ્યો હોય તો ઊભો જ રહે. શીશ એને ખાવા માટે કંઈ આપે ને ચવડાવે તો તે જે કંઈ હાથમાં હોય તે ચાવે ને ખાય. એવી જ રીતે પીવાનું. શીશ એ બધું જોઈને મૂંઝાતો હતો.

એક દિવસ એક નદી આવી. કાંઠા પર જંગલી ઝાડો હતાં. એક ઝાડ ઘટાદાર હતું. ત્યાં નીચે આવીને શીશે બાળુકને બેસાડચો. ભાર ઉપાડીને કળવા આવેલા સાંધાઓને છુટ્ટા કરવા એ પગ લાંબા કરીને બેઠો.

સામે નદી વહેતી હતી. પાણી છલછલ થતું હતું. માછલાં કયારેક નાના નાના કૂદકા મારીને પાણી ઉપર ઠેકતાં હતાં તો કયારેક પાણીની અંદર ગરક થઈ જતાં હતાં. અચાનક શીશને કંઈક યાદ આવી ગયું.

એની આંખ સામે એણે જાણે એક દરિયો જોયો ને એ દરિયામાં ઉવમ્ જેવો કોઈક ઊભો હતો. શીશ ઊભો થઈને દોડચો, પાણીમાં આવ્યો અને તરતાં માછલાં ઉપર ઝાવાં નાખવા લાગ્યો. એ ઝબઝબ હાથ મારવા લાગ્યો. હાથ પાણી ઉપર પછાડે, મૂઠી વાળે, મૂઠી બહાર કાઢે, ખોલે, પણ જુએ તો મૂઠીમાં કંઈ નહિ. એ નિરાશ થઈ જાય. ખૂબ વાર મૂઠી ખાલી જ પાછી વળી એટલે એ ખૂબ જ નિરાશ થઈ ગયો. નિરાશ થઈને થોડીવાર એમ ને એમ ઊભો રહ્યો. પણ પછી એકદમ ઝનૂન ચડયું હોય તેમ પાણીમાં ઊંડો ઊતર્યો ને ખૂબ જોરથી હાથ વીંઝવા લાગ્યો — પણ તોય નિષ્ફળતા !

ત્યાં એની પાછળ પાણીમાં કંઈક અવાજ થયો. એણે પાછળ જોયું. પાછળ બાળુક આવીને ઊભો હતો. બાળુક પોતાની જગ્યાએથી

ઊડીને પોતાની મેળે અહીં આવ્યો. પોતાની મેળે એ અહીં આવ્યો એ વાતથી એને ઘણો હર્ષ થયો. હસીને એક ડગલું એની તરફ એ આગળ આવ્યો. "બાળ–બાળ–બાળુ!" એનાથી હર્ષોદ્‌ગાર થઈ ગયો.

બાળુક પોતાની જગ્યાએ બેઠો હતો. સૂંઠ અને વિશેષતઃ એના દાદાએ એના ચિત્તને એટલું વશ કરી લીધું હતું કે એમનાથી દૂર જતાં એનું ચેતન પણ દૂર ચાલ્યું ગયું હતું. પણ અત્યારે શીશને પાણી જોડે રમત કરતો જોઈને એકાએક એનામાં ઉલ્લાસ પ્રગટી આવ્યો. એનામાં ચેતન પાછું ફરતું લાગ્યું. માછલાં પકડવાની શીશની અશક્તિ અને નિરાશા જોઈને તો એને હસવું જ આવ્યું, તોફાન કરવાની એની વૃત્તિ જાગી આવી અને એ ઊભો થઈ ગયો. હળવેકથી ચાલતો ચાલતો એ પાણી આગળ આવ્યો.

પણ એણે શીશ સામે તો એક જ વાર જોયું ને પછી એના પગ આગળથી સરી જતાં માછલાંને એ જોવા લાગ્યો. એકબીજાંને પકડવા દોડતાં માછલાંની સામે એ ઘડીક એકીટશે જોઈ રહ્યો અને પછી એકાએક હાથનું એક ઝાવું નાખ્યું. ઝપ એવો અવાજ થયો. એણે હાથ પાછો ઉપર કાઢ્યો. એના હાથમાં એક નાનું માછલું પકડાયેલું હતું. બટક કરીને એણે માછલું બટકાવ્યું, ત્યાં તો તાળવામાં કંઈક ખૂચ્યું. 'ઊહુ' જરા ચીસ નાખીને એણે મોંમાં હાથ નાખી માછલાને પાછું કાઢી લીધું, અને પછી એને હાથેથી મચરડી નાખી અંદર જે વાગે તેવો ભાગ હતો તે ખેંચી કાઢીને નાખી દીધો અને પછી બાકીનો કૂણો ભાગ મોંમાં મૂક્યો. શીશ એ જોતો ઊભો રહ્યો.

બાળુકે ફરી ધ્યાન ધર્યું. માછલાં એના પગ આગળ રમતાં જ હતાં. ફરી હાથ માર્યો. આ વખતે પાણીની ભીનાશ સિવાય એના હાથને કંઈ જ લાગ્યું નહિ. મોઢું ચડાવીને એ પાણીની બહાર નીકળી આવ્યો. કેટલીક વાર એમ ને એમ ઊભો. પછી ચારે બાજુ જોવા લાગ્યો. પછી ઝાડ તરફ ગયો અને ત્યાં જમીન પર ઝાડની ડાળીઓ

પડી હતી તેમાંથી એક ડાળી તેના પરનાં કાંટાળાં ડાળાં અને પાંદડાં સહિત ઉડાવી લાવ્યો અને ઝબોઝબ પાણીમાં વીંઝવા લાગ્યો. પછી ડાળીને ઊંચી કરીને જુએ તો તીક્ષ્ણ કાંટાવાળાં પાન અને ડાળાંની અંદર પાંચસાત ઠેકાણે માછલીઓ વીંધાઈને ચોંટી આવી હતી. ડાળી લઈને એ ઝટપટ પાછો પાણીની બહાર નીકળી ગયો અને ઝાડની નીચે બેસી આરામથી એક એક માછલી લઈ તેને સાફ કરીને તે ખાવા લાગ્યો. શીશ એને ખાતો જોઈ રહ્યો.

શીશ હળવે હળવે પાણીની બહાર આવ્યો. બાળુક ખાતો હતો તેની સામે જોઈને ઘડીક એ ઊભો રહ્યો અને પીઠ ફેરવીને આમ તેમ જોતો ધીરે ધીરે ચાલતો રહ્યો. ચાલતાં ચાલતાં ઝાંખરાંવાળી એક ડાળી એને ઠેબે આવી. થોડીવાર વિચાર કરીને તે એણે ઉપાડી અને પછી તે લઈને પાણીમાં આવ્યો. સહેજ બાળુક તરફ પાછળ જોઈને એણે ડાળી પાણી ઉપર વીંઝી, પછી ઊંચી કરીને જોયું – તેમાં કંઈ જ નહોતું આવ્યું. ફરીથી વીંઝી, તોય કશું ન આવ્યું. એ જરા આગળ ગયો. શાંતિથી ઊભો રહ્યો. માછલાં સારી પેઠે હતાં. ઝબઝબ બેવાર ઉપરાઉપરી ડાળી પછાડી અને પાછી બહાર કાઢીને તેની સામે જોયું. બેત્રણ માછલાં કાંટામાં ભરાઈ આવ્યાં હતાં. આત્મસંતોષથી એ પાણીની બહાર નીકળ્યો.

એટલી વારમાં તો બાળુકે પોતાની કમાણી પૂરી કરી હતી. શીશને નજીક આવેલો એણે જોયો. શીશના હાથમાં ડાળી અને ડાળીમ વીંધાયેલી માછલીઓ એણે જોઈ. એ તોછડાઈથી બોલ્યો : “ લાવ લાવ ! ”

શીશે એકવાર ડાળી સામે જોયું અને પછી એણે માછલાંસમે ડાળી એને આપી દીધી. ડાળી હાથમાં આવતાં જ બાળુક નીચે બેસ ગયો અને ખેંચીને એક માછલી કાંટામાંથી બહાર કાઢી. શીશ એનાથ

થોડે છેટે બેસી ગયો અને બાળુકને માછલી છોલીને મોંમાં મૂકતો જોઈ રહ્યો. એણે પોતાના પેટને સંકોચ્યું અને તેમ કરવું અઘરું લાગતાં પેટ દબાવીને સૂઈ ગયો.

એ સૂઈ ગયો પણ એની નજર બાળુક તરફ જ હતી. બાળુકે ખાવાનું પતાવી બેપરવાઈથી ડાળીને શીશ તરફ ફેંકી ઊભા થઈને ફરવા માંડ્યું. શીશે ઝીણી નજર કરીને પણ બાળુક આઘે તો નથી જતો રહેતો એ જોયા કર્યું. બાળુક ચાલતો ચાલતો નદીના નીચાણમાં એક ઊંચો પથ્થર હતો તેની ઉપર જઈને બેઠો. એની પીઠ શીશ તરફ હતી.

શીશ ક્યાંય સુધી સૂતો રહ્યો પણ પછી સૂઈ ન શકાયું. એના પેટમાં સખત ભૂખ હતી. એ બેઠો થયો અને ડાળી લઈને નદીના પાણી તરફ ગયો. પાણીમાં અવાજ ન થાય તેમ એણે માછલાંનાં ટોળાં પર ડાળી ફટકારી. પોતાનેય ભૂખ લાગી છે તે વાતની બાળુકને ખબર પડી જાય તેની તેને બીક હતી, એટલે જ એ હળવેથી ડાળી પછાડતો હતો, પણ આ વખતે તો કાંટામાં ત્રણચાર માછલી ભરાઈ આવી. એણે શાંતિનો ઊંડો શ્વાસ લીધો અને પછી પાણીમાં ઊભાં ઊભાં જ બાળુક ખાતો હતો તે રીતે માછલી ખાવા માંડી.

એણે વધુ માછલાં પકડવા પ્રયત્ન કર્યો પણ અવાજ થઈ જવાની બીક હતી એટલે એ તક પ્રમાણે બરાબર કાંટા મારી શકતો નહોતો એટલે માછલાં પકડાતાં નહોતાં. છેવટ એ પ્રયત્ન છોડી દઈ એણે ફળ શોધવાનો વિચાર કર્યો. એણે જોયું કે બાળુક તો શાંતિથી અને એકધ્યાનથી નદીના નીચાણ તરફ જોઈ રહ્યો છે, એટલે એને લાગ્યું કે એ ભાગી નહિ જાય. આમ લાગવાથી એ ફળવાળાં બીજાં ઝાડોની શોધ કરવા ઊપડ્યો. જતાં જતાં બેચાર વાર એણે પાછળ જોયું હતું. બાળુકને સ્થિર જ બેઠેલો જોઈને એને નિરાંત થઈ હતી અને મનમાં નિશ્ચિંતતા આવી હતી.

એ ફળો શોધતો ચાલતો હતો. ફળો કંઈક મળ્યાં પણ એ બહુ સખત હતાં, છતાં તેણે મહેનત કરીને એ ફોડચાં અને ખાધાં અને થોડાંક બાળુક માટે સાથે લીધાં. એ હજી ફરતો હતો ત્યાં એને કંઈક ઘુરઘુર જેવો અવાજ સંભળાયો.

અવાજ બિવડાવે તેવો નહોતો પણ ચમકાવે તેવો તો હતો જ. અવાજ કયાંથી આવે છે તે જોવા એ એક ઝાડની પાછળ લપાઈને નજરને તીણી બનાવીને અવાજની દિશામાં જોવા લાગ્યો.

ત્યાં તો એક ઝાડીમાંથી બિલાડી જેવું એક પ્રાણી છલાંગ મારીને નીકળ્યું. બિલાડીએ છલાંગ મારી અને તેની પાછળ જ લગભગ એકી સાથે બે બિલાડાઓએ છલાંગ મારી. બિલાડી એમને આવતા જોવા ઊભી રહી ગઈ હતી. તેમાંનો એક તો છલાંગ મારતાં જમીનથી અદ્ધર જ હતો ત્યાં બીજાએ માથું માર્યું અને પેલાને ત્યાં જ પાડી દીધો અને પોતે બિલાડીની પાસે પડચો. એની પાસે પડીને એણે એનું મોં ચાટવા માડચું. પછી એને પોતાની સાથે ભાગી નીકળવાને સમજાવતો હોય તેમ એની ગરદન ઉપર જીભ ફેરવવા લાગ્યો. બિલાડી જાણે માની ગઈ. એ એની સાથે ઊપડી, પણ તેઓ એક નાની છલાંગ પણ મારે તે પહેલાં તો પડી ગયેલો બિલાડો નજીક આવી ગયો. એણે પાછળથી આવીને જ આગલા બિલાડાને નહોર ભરાવી પાછળ ઢસરડી કાઢચો અને તેને બદલે બિલાડીની સાથે પોતે દોડવા લાગ્યો.

પણ પાછળ પડેલો બિલાડો એમ પાછળ શેનો રહે? ઘુરરર કરતો એ આગળ દોડી આવી ડોળા કાઢતો સામો થઈને ઊભો. પેલાએ પણ સામે એવું જ ઘુરરર કર્યું અને ડોળા કાઢચા. બિલાડી તો થોડી એક બાજુ ખસી ગઈ. પોતાને વરવા આવનારા બે હરીફામાંથી વધુ બહાદુર કોણ છે તેની પરીક્ષા કરી લેવાને એ બંનેના ઘુરકાટ કરવાની અને ડોળા ફાડવાની શક્તિને માપવા લાગી.

પણ વાત એટલેથી ન પતી. બેમાંથી પહેલો બિલાડો જરા વધુ તગડો હતો. એણે તો ખીહી...એવો ભયંકર ઘૃણાજનક અવાજ કરી નહોરને પૂરેપૂરા બહાર કાઢીને બીજા ઉપર પૂર્ણ તૈયારી સાથે અને ગંભીરતાપૂર્વક સક્રિય હુમલો કર્યો. બીજો બિલાડો એના જેવો તગડો નહોતો. એ શરીરે જરા દૂબળો હતો પણ ઈર્ષા કરવાની શક્તિમાં એ જરાયે ઊતરતો નહોતો. આક્રમણ સામે ઊભા થઈને એણે પ્રત્યાક્રમણ કર્યું. એના નહોર પણ જવાંમર્દ જવાન બિલાડા જેવા હતા. ઘુરરર અને ખીહી......ના અવાજથી વાતાવરણમાં પણ જાણે ચરચરાટી ઊડતી હતી. એ બેમાંથી કોઈના નહોર ભૂલથી પોતાની તરફ આવી જાય તો તે સામે બચાવ તરીકે શીશ ઝાડની ઓથ બરાબર સંભાળી રહ્યો.

આવા વિચિત્ર અવાજથી નદીના પથ્થર પર બેસી રહેલો બાળુક પણ ચમકયો અને નદીના તરંગોની સૂરાવલિ ઉપરથી ખસીને એનુ ચિત્ત આ કર્કશ અવાજ તરફ ખેંચાયું અને શું થાય છે તે જોવ એણે પાછળ જોયું. એ જરા નજીક આવ્યો. ઝાડીની વચ્ચે અવાજ થતો હોય તેમ લાગ્યું એટલે ઊઠીને એ ઝાડી તરફ ચાલ્યો. એક ઝાડની પાછળ શીશને ઊભેલો જોયો પણ તે તરફ ધ્યાન આપ્યા વગર એણે અવાજ તરફ જ ધ્યાન આપ્યું. બે બિલાડાને ખૂનખાર લડતા અને ત્રીજા બિલાડાને ને બિલાડીને એ રમત જોતાં એણે જોયાં. એ પ્રાણ કયાં છે એની એને સમજ નહોતી પણ એમને જોવામાં એને રસ પડયો. થોડીવારમાં એણે જોઈ લીધું કે તગડો બિલાડો નબળાને વધા ઘાયલ કરે છે. એને તગડા ઉપર ગુસ્સો ચડયો પણ થોડી વધારે વા શું થાય છે એ જોવા એ ઊભો રહ્યો.

ખીહી... અતિ કર્કશ અને ઘૃણાદર્શક અવાજ થયો. તગડ બિલાડાએ નબળા ઉપર તરાપ મારી. નબળો એનાં વજન અને જો આગળ ઊભો ન રહી શકયો. એ નીચે ચત્તોપાટ થઈ પટકાઈ પડયો

તગડો આ વખતે બરાબર એની ઉપર ચડી ગયો અને એણે એના ગળામાં પોતાના નહોર ખૂંતાડ્યા. નબળા બિલાડાના ડોળા ઊંચા ચડવા લાગ્યા.

એની વેદના એના અંગેઅંગમાં ફૂટી આવી. બાળુક પણ એ જોઈ શક્યો. એ જોતાં જ એણે દોટ મૂકી. એણે પોતાના બે હાથની હથેળીઓ ભીડી હતી—જાણે વચ્ચે બિલાડાની ગરદન પકડાઈ હોય અને તેને તે ભીંસી નાખતો હોય ! બિલાડાએ એને દોડતો આવતો જોયો અને એ બિલાડીની પડખે થઈ બિલાડીને સાથે લેતોક ને નાઠો. થોડીવારમાં એ બંને ક્યાંય દોડી ગયાં અને ઝાડોની પાછળ અદશ્ય થઈ ગયાં !

ઘાયલ બિલાડો ધીમા શ્વાસો લેતો પડયો હતો. બાળુક એની પાસે ગયો. એના શરીરમાંથી એણે માંસના લોચા નીકળી ગયેલા દીઠા. એનાં રૂંછાં પીંખાઈ ગયાં હતાં. શરીરમાંથી લોહી પુષ્કળ વહેતું હતું. બાળુક નીચે બેઠો. એણે જરા પાછળ જોયું. પાછળ શીશ આવતો હતો. બાળુકે કહ્યું : " આને લઈશ ? "

શીશે નજીક આવીને બિલાડાને હળવેથી ઉપાડી લીધો. એણે થોડીવાર હસીને બાળુક સામે જોયું. બાળુકે બિલાડાના ઘા બતાવતાં કહ્યું. " આને દુઃખે છે. "

શીશે માથું હલાવ્યું : " હું મટાડીશ. " એણે સમજાવ્યું.

શીશ આગળ ચાલ્યો, બાળુક પાછળ ચાલતો હતો. ઘાસવાળી જમીન આગળ તેઓ આવ્યા. તેની ઉપર બિલાડાને શીશે સુવાડી દીધો અને પછી બાળુકને પકડવાનું કહી તે નદીમાં ગયો. મોંમાં પાણીનો કોગળો ભરીને તે પાછો આવ્યો. બિલાડા ઉપર એણે કોગળો છાંટયો. એકવાર, બેવાર, ચારવાર, દસવાર એ નદીએ ગયો અને

મોંમાં પાણી લાવ્યો. પાણીની છાંટ મળતાં બિલાડાને શાંતિ થઈ. એને ઊંઘ આવી ગઈ.

એને ઊંઘતો જોઈ શીશ અને બાળુક એકમેકની સામે આનંદથી જોઈ રહ્યા.

એ રાત્રે શીશ આનંદથી અને નિશ્ચિતતાથી ઊંઘ્યો. એને ખાતરી થઈ ગઈ કે બાળુક હવે એનાથી નાસી નહિ જાય—એને એનો સોબતી મળી ગયો છે.

બાળુક બિલાડાને પડખામાં લઈને જ આખી રાત સૂતો.

બીજે દિવસે શીશને બિલાડો પકડવા આપી બાળુક નદીમાં માછલાં પકડવા ગયો. એ માછલાં એ ત્રણેએ સાથે મળીને ખાધાં.

૭

# જડનું તત્ત્વજ્ઞાન

**બાળુકની** જડતા ચાલી ગઈ. શીશની સાથે એ બોલવા લાગ્યો. શીશ જેમ કહે તેમ ધ્યાન દઈને વર્તવા લાગ્યો. પણ તે સાથે એનામાં નિરાશ્રિતના ભાવો આવ્યા. એને આશા હતી કે શીશની આમ ખુશામત કરવાથી શીશ એની ઉપર રાજી રહેશે અને તેને 'દાદા' પાસે ફરીને એ લઈ જશે. એ પ્રસંગો કાઢીને શીશને કહેતો, "દાદા પાસે ક્યારે જશું? દાદા પાસે નથી જવું? દાદા પાસે ચાલ ને! ક્યારે દાદા પાસે જશું? તું મને દાદા પાસેથી ઉપાડી લાવ્યો તે ઠીક નહિ. ભલે ઉપાડી લાવ્યો, પણ હવે તો હું તારી સાથે રમું છું, હવે તો તું મને દાદા પાસે લઈ જા! દાદા પાસે ક્યાંથી જવું એની મને ખબર નથી એટલે તને કહું છું. દાદા પાસે લઈ ચાલ!"

શીશ એનું બધું બોલવું તો નહોતો સમજતો પણ એ સાર સમજી જતો કે બાળુક હજી ગણુદેવ પાસે જવા માગે છે. એ એને રાજી રાખવા માત્ર માથું જ હલાવ્યા કરતો.

બીજો દિવસ પસાર થઈ ગયો. તે દિવસે રાત્રે સૂતાં પહેલાં બાળુકે કહી રાખ્યું કે, "ઊંઘીને ઊઠશું ત્યારે દાદા પાસે જશું, ખરું ને શીશ? દાદાને કહેશું કે બિલાડા કેવા રમતા હતા! આ બિલાડાનું શું થયું'તું! મેં એને કેમ લઈ લીધો! ખરું ને?"

શીશે માથું ધુણાવ્યું અને સંમતિમાં 'આ – આ – આ' એમ બોલ્યા કર્યું.

સવારે મોડેથી બાળુક જાગ્યો ત્યારે એના આશ્ચર્ય વચ્ચે એની સામે માછલાં તૈયાર પડયાં હતાં. "શીશ, તું લાવ્યો?" એણે પૂછયું. શીશે માથું હલાવીને હા કહી. એની આંખો આનંદમાં હસી. એણે કેટલી મહેનત કરી હતી! પણ એ મહેનતનો બદલો એને મળી ગયો. એક પણ માછલું ન પકડી શકે તેવા શીશે આ માછલાં પકડયાં તેથી બાળુક એના ઉપર ખુશ થઈ ગયો હતો. રાત્રે સૂતી વખતે બાળુકે દાદાને યાદ કર્યા હતા પણ સવારે જાગતી વખતે યાદ ન કર્યા અને પછી આખો દિવસ શીશે એને રમાડયા કર્યો. બિલાડો પણ એને રમત કરીને ખુશ કરતો હતો. આખો દિવસ રમીને – રખડીને તેઓ થાકયા અને માછલાં અને ફળો ખાવા ઝાડ નીચે બેઠા ત્યારે જ બાળુકે કહ્યું, "દાદા હોત તો એમને હું એવી મજા કરાવત! આજે આપણે પાણીમાં લાકડું નાખીને કેવા ફર્યા હતા! ત્યાં દૂર માછલાં કેવાં સરસ હતાં! દાદા પાણીની ઉપર આમ બેઠા પણ નહિ હોય કયારેય! દાદાએ આવાં માછલાં જોયાં પણ નહિ હોય કયારેય! દાદા હોત તો મજા પડત!" શીશ થોડું થોડું સમજયો, પણ પૂરું ન સમજયો એટલે એને મનમાં થોડી બીક રહી. એને થયું કે આવતીકાલે કાંઈક એવું શોધી કાઢું કે એ જોવામાં બાળુકને દાદા યાદ જ ન આવે.

બાળુક તો સૂઈ ગયો પણ શીશને ઊંઘ નહોતી આવતી. કયાંય સુધી એ એમ ને એમ પડયો રહ્યો. પછી ઊભો થયો. નદીકાંઠે ગયો. આજે દિવસનો મોટો ભાગ પાણીમાં એક ઝાડના થડ ઉપર બેસીને તેમણે કાઢયો હતો. કાંઠે કાંઠે તેઓ પાણીમાં ફર્યા હતા. તે થડ અત્યારે કાંઠે જ પડયું હતું. થડને એણે જોયા કર્યું. કંઈ સૂઝતું નહોતું.

એણે ઝાડ નીચે જઈને ફરીથી જોયું. બિલાડાને પડખામાં લઈને બાળુક ઘસઘસાટ ઊંઘતો હતો. થોડીવાર એને ઊંઘતો જોઈ

રહ્યો અને પછી ફરીથી નદીના પાણીમાં પડેલા લાકડા પાસે આવ્યો. કંઈ જ વિચાર કર્યા વિના પગથી હડસેલો મારી એણે થડને પાણીની વચ્ચે હડસેલી દીધું. શા માટે હડસેલી દીધું એની એને પણ કંઈ સમજ નહોતી. થડ પાણીમાં તણાતું ચાલ્યું.

અચાનક જાણે ધક્કો લાગ્યો હોય તેમ થડની ગતિ વધી ગઈ. સડસડાટ થડ ચાલ્યું અને 'આહ' કરતી ચીસ શીશના મોંમાંથી નીકળી ગઈ. 'ઓહ ! આ ક્યાં ચાલ્યું ?' એ બે ખાઈને બીકથી એ થડ ઉપર સૂઈ ગયો ને મજબૂત રીતે એને બાઝી પડયો.

થડ તો વધુ જોરથી ચાલ્યું. શીશ ભય અને આશ્ચર્યથી અવાક્ થઈને એને બાઝી પડયો હતો, ત્યાં તો સરર થતું થડ ચાલ્યું. વચ્ચે એક શિલા આવી તેની જોડે અથડાઈ, આડું થઈ, વળી સીધું થઈ દોડયું. હવે તો તે પાછળથી ઊંચું પણ થઈ જતું હતું, અને થોડીવાર પછી ધુબાક્ અવાજે એક ધોધ પરથી નીચે પડયું. ઊંચેથી એકદમ પડવાથી શીશના હોશ ઊડી ગયા. થરથરતો એ થડને બાઝી રહ્યો. થડ જોશબંધ આગળ વહેવા લાગ્યું. ભયથી શીશનો શ્વાસ જ અદ્ધર ચડી ગયો હતો પણ પાછું સરળ વહેણ આવતાં તેને હોશ આવ્યા હતા. એને કંઈ વાગ્યું તો હતું જ નહિ, માત્ર દહેશત જ પેઠી હતી. હવે તો વહેણ બહુ સરસ આવ્યું હતુ એટલે એને મજા પડતી હતી. રાત્રિમાં દૂર નજર જઈ શકતી નહોતી. આજુબાજુ પહોળાં પથરાઈને પાણી પડયાં હતાં અને તેના તરંગો રમત કરતા કરતા શીશના શરીર પરથી પાછલી બાજુ પરથી ચડીને આગલીબાજુએ ઊતરી જતા હતા. તેમાં શીશનું મન પ્રફુલ્લિત થઈ ગયું. પવનની લહરો પણ આવીને એને પંપાળી જતી હતી. શીશ ઘડીક તો બાળકને પણ ભૂલી ગયો.

પણ ઠીક અંતર કાપીને થડ આગળ ચાલ્યું અને એને કાને

ઘૂઘૂ એવો ઘેરો અવાજ આવ્યો એટલે એ ચમકીને જાગ્રત થઈ ગયો. એ કયાં આવ્યો હતો, શા માટે આવ્યો હતો, એ બધા વિચારો એના મગજને સ્પર્શી ગયા અને એ બહાવરો બની આમતેમ જોવા લાગ્યો. એણે થડને પાછું વાળવાની ઇચ્છા કરી પણ પાછું કેમ વાળવું તેની જ એને સૂઝ નહોતી. એણે પાણીમાં પગ પછાડયા કર્યા પણ તેથી કંઈ ફેર પડયો લાગ્યો નહિ. એણે હાથથી થડને બાજુ પર ફેરવવા પ્રયત્ન કર્યો પણ થડ જરા પણ આડું થયું નહિ. એ ગભરાયો. આખું શરીર હલાવી થડને પાછું વાળવાની મહેનત કરી જોઈ પણ તોય થડ તો આગળ જ ચાલતું રહ્યું. અચાનક પ્રેરણા થઈ આવતાં એ મોં ફેરવીને ઊલટી દિશા તરફ જ થઈ ગયો, પણ એથી થડના જવાની દિશામાં કંઈ જ ફેર પડયો નહિ. એને ખૂબ અકળામણ થઈ. પેલો ઘૂઘૂ અવાજ વધુ ને વધુ જોરથી સંભળાતો હતો. એ અવાજ બિલાડાનો નહોતો એની એને સમજ પડી જતી હતી. એણે ગભરાટમાં જોરથી ચીસ પાડી, પછી થડ ઉપરથી પાણીમાં ઠેકી પડયો અને થડને પાછું વાળવા મથ્યો. થડ થોડું આડું થયું. એના હર્ષનો પાર ન રહ્યો. પણ એણે જોયું કે થડ તો જે તરફ તણાતું હતું તે તરફ તણાય જ છે અને પોતે પણ સાથે તણાય છે. એણે વધુ જોર કર્યું. આખું થડ ફરી ગયું. હર્ષથી ગાંડો થઈ થડને બરાબર પકડી તેની ઉપર ફરી તે ચડી બેઠો પણ થડના વહેવાની દિશા ન બદલાઈ! ઓહ! એને આશ્ચર્ય થયું. વરાહ, હરણ – એ બધાંનાં તો મોં ફેરવતાં તેઓ ઊલટી દિશામાં ચાલવા લાગતાં, પણ આ લાકડું કેમ સમજતું નથી? હાં, અચાનક એને યાદ આવ્યું. આ લાકડાને મોં જ નથી એટલે એને ખબર પડતી નથી કે એનું મોં ફરી ગયું છે. હવે? એને આથી ભારે મૂંઝવણ થઈ પડી. એના મનમાં ઠસી ગયું કે લાકડું જે બાજુ વહેવા લાગ્યું છે તે બાજુ જ હવે વહે રાખવાનું. એને ફેરવવાની મહેનત એણે નાહક જ કરી! પણ આ ઘૂઘૂ અવાજનું શું કરવું? એ તો એને ખાઈ જશે. ગમે તેમ કરીને એનાથી ભાગવું જોઈએ.

અચાનક ફરી એક વિચાર આવી ગયો અને એ ફરી પાણીમાં કૂદી પડ્યો અને થડને પકડી પોતે જ ઊલટી બાજુ જવા લાગ્યો. ઊલટી બાજુ જવામાં બળ ઘણું વાપરવું પડતું હતું પણ એના મનમાં હતું કે થોડીવાર થડને આમ ચલાવ્યા પછી તે એ જ બાજુ ચાલવાનું સમજી જશે, પછી એ એની ઉપર બેસી જશે અને સહેલાઈથી આ ઘૂઘૂ અવાજથી નાસી જઈ શકશે.

પણ થોડી જ વારમાં એને લાગ્યું કે એનાથી ઊલટી બાજુ હવે જરાય આગળ વધી શકાશે નહિ. થડને કંઈ સમજ આવી છે કે નહિ તે જોવા એણે થડની ઉપર એકવાર બેસી જોયું, પણ પરિણામે તો એણે નિશ્વાસ જ નાખ્યો. થડને હજી પણ સમજ આવી નહોતી. આખરે કંટાળીને એણે થડને છોડી દઈ પોતાની મેળે જ પાછા જવાનો નિશ્ચય કર્યો અને એ નિશ્ચય અનુસાર પાણીમાં પડીને એણે થડને છોડી દીધું. એણે સહેજ નજર નાખી લીધી અને જોયું કે થડ સડસડાટ મૂળ દિશામાં જ જતું હતું. હવે એણે પોતે ઊલટી દિશામાં જવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

પણ ત્યાં તો એને લાગ્યું કે એ ઉપર રહીને સીધો નથી જઈ શકતો પણ પાણીમાં નીચે બેસે છે! 'આ –' એને આશ્ચર્ય થયું. એણે હાથ પછાડવા માંડ્યા, આંખો મીંચી દીધી, ગૂંગળામણ ખંખેરી નાખવા માથું ધુણાવ્યું, પણ ત્યાં તો એને કશાકનો ધક્કો લાગ્યો અને એ પાણીમાં ને પાણીમાં ઊથલી પડ્યો અને કોણ જાણે ક્યાંય જઈ પડ્યો. એ ક્યાં નીકળી ગયો, એનું શું થયું. તેની એને જરાય ખબર ન રહી.

પણ એ તણાઈને નદીની બહાર જ નીકળ્યો. એક નેળમાં નદી વહેતી હતી અને તેના મુખ આગળ દરિયો ગાજતો હતો. નદીની બહાર આ દરિયામાં એ ફેંકાયો, પણ ત્યાં એક બાજુએ આરામ લેતું એક વહાણ ઊભું હતું તે તરફ મોજાં એને લઈ ગયાં. વહાણની અંદર

થોડા માણસો દીવા કરીને બેઠા હતા. તેમાંના એકની નજર પાણીમાં ગઈ. મોજા પર માણસને જોઈ એ પાણીમાં કૂદી પડયો અને મોજું એને ફરી દૂર ઉપાડી જાય તે પહેલાં એણે એને પકડી લીધો અને એને લઈને એ વહાણ ઉપર ચડી ગયો.

એ વહાણ નાનું હતું પણ દૂર દેશથી આવતું હતું. એ સુંદર વહાણ હતું. એને હલેસાં હતાં, સઢ હતા, સાથે નાની હોડીઓ હતી અને સુકાન પણ હતાં. એ વહાણ પશ્ચિમમાંથી આવતું હતું. એમાં એક જણ હતો – ઉવમ્ !

એણે શીશને ઓળખ્યો નહિ, એટલી ખબર પડી કે કોઈ વાનર–જાતિનો માણસ છે.

કેટલીક વારે પ્રયત્નથી શીશ શુદ્ધિમાં આવ્યો. એને ભાન આવ્યું કે એણે તરત તો હાથ પછાડવા માંડયા અને માથા પરથી પાણી દૂર કરતો હોય તેમ માથું ધુણાવ્યું. દરિયાનો ઘુઘવાટ તો કાન ઉપર આવતો જ હતો, એનાથી બચવા એ આડું મોઢું કરી જવા લાગ્યો. ઉવમ્‌ને એના આ ચાળા સમજાયા નહિ, પણ થોડીવારમાં શીશને જ સમજાઈ ગયું કે હાથ પછાડવાથી એને વાગે છે એટલે એણે હાથ પછાડવા છોડી દીધા. હાથ ન પછાડવા છતાં તે ગૂંગળાતો નથી એ જાણીને આશ્ચર્ય થયું અને એણે આંખો ઉઘાડી. આંખો ઊઘડતાં એણે જોયું કે એ પાણી ઉપર નહોતો પણ લાકડા ઉપર હતો. દરિયાનો ઘુઘવાટ સંભળાતો હતો પણ એ એને ડરાવે તેવો ન લાગ્યો. એણે જરા ઊંચે જોયું, આસપાસ જોયું, પાણી મુદ્દલે દેખાતું નહોતું. એ જોઈને એ ખૂબ જ વિસ્મય પામ્યો અને હિંમતથી બેઠો થઈ ગયો. બેઠો થતાં જ એણે પોતાની બાજુમાં ઉવમ્‌ને જોયો. એના મગજમાં એકદમ એક ચમકારો થઈ ગયો. એકાએક એ ઊછળ્યો અને ઉવમ્ ઉપર કૂદ્યો. ઉવમ્ અસાવધ હતો એટલે એ એની ઉપર પડતાં જ એ નીચે પડી ગયો. શીશે એની છાતી ઉપર ચડીને એના ગળામાં આંગળાં

ખોસ્યાં. ઉવમે જોરથી ગળું સેરવી લેવાનો પ્રયત્ન કર્યો પણ તેથી તો શીશનાં આંગળાંએ વધુ ભીંસ આપી. એની આંખના ડોળા ચડી જવા લાગ્યા.

આ બનાવ બે ક્ષણ જ ચાલ્યો, ત્યાં તો ઉવમ્‌ના સાથીદારો શીશ ઉપર ધસી આવ્યા. શીશ દૂર હડસેલાઈ ગયો. ઝનૂનથી એ ઊભો થઈને ફરી સામો આવ્યો – ઘૂરર એવો અવાજ એના ગળામાંથી નીકળી ગયો. એનો એ અવાજ, એની વિકરાળ બનેલી આંખો અને ક્રોધથી ઊભાં થઈ ગયેલાં એનાં રૂંવાંથી એનો આખો દેખાવ હિંસક રાની બિલાડા જેવો બની ગયો. એની સામે આવવાની છાતી સહેજે ચાલે એમ નહોતું, પણ એ તદ્દન નજીક આવ્યો અને લાગ્યું કે એ હવે જેને પકડશે તેને એક જ ભીંસ આપીને મારી નાખશે અને એનું લોહી પી જશે, એટલે સામેના ત્રણ માણસોએ એક સામટો એની સામે ધસારો કર્યો. એ ત્રણેનેય એકવાર શીશે પાછળ હઠાવી દીધા અને ઉવમ્ તરફ એ ધસ્યો, પણ પેલાઓએ એને એકદમ પાછળથી પગ પકડીને પછાડ્યો. શીશ મોંભર નીચે પછડાયો. એને દાઢીમાં અને છાતીમાં સખત વાગ્યું, છતાં એનામાં જાણે સેતાન જ પ્રવેશ્યો હોય તેમ લાગતું હતું. પૂછડી દબાયેલો સાપ ફેણ આગળથી અર્ધો ઊંચો થઈ જાય તેમ એ માથાથી સાથળ સુધી ઊભો થઈ ગયો અને હાથનું ઝાવું નાખ્યું. પણ પાછળથી ઉવમ્‌ના સાથીઓએ એને ઢસડ્યો એટલે એ પાછો પાટિયા પર નીચે પછડાયો અને ઉવમ્‌ને તો માત્ર એના નહોર જ થોડા વાગ્યા.

આ બીજી વખતનો પછડાટ બહુ સખત હતો. એના મોંમાંથી તૂટતો શ્વાસ નીકળ્યો.

ઉવમે એ તૂટતો શ્વાસ સાંભળી લીધો. ગળું ભીંસવાથી તણાઈ ગયેલી મગજની નસો હજી મૂળ સ્થિતિએ નહોતી આવી, પણ આ શ્વાસ સાંભળીને એ ઊભો થઈ ગયો. ઊભા થતાં એને ચક્કર આવ્યાં

અને એણે લથડિયું ખાધું પણ સંભાળી લઈને એ સ્થિર થઈ ગયો. એક ડગલું આગળ ચાલ્યો પણ બીજું ડગલું ચલાય એમ ન લાગ્યું. એણે ઊંચો હાથ કરી પોતાના માણસોને શાંત પડવાનું સૂચન કર્યું અને પછી એ નીચે બેસી ગયો.

માણસો સમજ્યા. ઉવમ્‌ના દયાળુ સ્વભાવને તેઓ જાણતા હતા. તેના એવા સ્વભાવની તેઓ ટીકા કરતા પણ એ સ્વભાવને કારણે જ તેમણે ઉવમ્‌ને પ્રેમ કરવા માંડયો હતો અને તેની આજ્ઞામાં રહેવાનું સ્વીકાર્યું હતું. તેમણે ઉવમ્‌ની આજ્ઞા સમજી લીધી અને શીશને એકદમ સરખો સુવાડી દીધો.

શીશનાં અંગો ખેંચાઈ રહ્યાં હતાં. માણસોને બીક લાગી કે તે મરી જશે. તેમણે તેને માટે ઝટપટ ગાદી તૈયાર કરી તે ઉપર એને સુવાડયો અને પોતાના ભંડારમાંથી વનસ્પતિઓ, તેલ અને બીજા પદાર્થો લાવી હળવે હળવે શીશના શરીર પર ચોળવા માંડયા.

થોડીવાર પછી ઉવમ્‌ની નસો પણ સ્વસ્થ બની અને તે ઊઠીને શીશની પાસે આવ્યો. પહેલાંના જેટલા પ્રેમથી જ એના માણસોની અનિચ્છાએ પણ એણે ફરીથી શીશની ચાકરી કરવા માંડી અને થોડી-વારે શીશની આંખો ખૂલી. એણે બાજુમાં ઉવમ્‌ને બેઠેલો જોયો અને એના ખોળામાં પોતાનું માથું નાખી દઈને એ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડયો.

ઉવમ્‌ને લાગ્યું કે આ રોનારું પ્રાણી વાનર કે અર્ધમાનવ નથી પણ પૂર્ણમાનવ છે. એની આંખમાં પણ પ્રેમનાં પાણી આવી ગયાં. એણે હળવે હળવે શીશના શરીર પર હાથ ફેરવ્યે જ રાખ્યો.

# ક્યારે મળશો? કોને ખબર?

ઉ વમ્ ધરતીકંપ, લાવારસ, જળપ્રલય અને છમાસી અંધકારથી નાસતો નાસતો, ભૂખ્યો ને તરસ્યો, થાકેલો ને નિરાશ થયેલો, જ્યારે એક પહાડની નાનકડી ગુફામાં આવી પડ્યો ત્યારે બેભાન થઈ જતાં અગાઉની ક્ષણે એને ખાતરી નહોતી કે એ ફરીને કદી જાગશે, ફરીને કોઈ ભૂમી ઉપર જીવશે, એ કોઈ જાતિનો નેતા બનશે અને એની મોટામાં મોટી ઇચ્છા – સૂંહને મળવાની ઇચ્છા – કદી ફળીભૂત થશે.

પણ દૈવે એને ફરી જગાડ્યો. એને એક સુંદર ભૂમિ ઉપર લાવી મૂક્યો. એક જાતિનો નેતા બનાવ્યો. પણ એની મોટામાં મોટી ઇચ્છા – સૂંહને મળવાની ઇચ્છા – હજી ફળીભૂત નહોતી થઈ. એ ઇચ્છાનો દોર્યો એ કેટલું ભમ્યો હતો! ઘડી પહેલાં શીશે એનું ગળું દબાવ્યું ત્યારે તો લાગી ગયું કે બધું બની શક્યું પણ એ ઇચ્છા પૂર્ણ કરવાનું તો નહિ જ બની શકે. કોઈ જંગલી અર્ધમાનવે એના પ્રાણ હરી લેવા માંડ્યા હતા – પણ એનાથીયે એ બચ્યો અને ઊલટું થયું તો એવું કે પેલો અર્ધમાનવ એના ખોળામાં માથું નાખી હવે પશ્ચાત્તાપમાં રડી રહ્યો હતો. એણે એની ઉપર પ્રથમ હુમલો શા માટે કર્યો હતો? એણે તો એને બચાવ્યો, એની સારવાર કરી, તેમ છતાં એ એને મારી નાખવા એટલો વિકરાળ કેમ બન્યો હતો

તેની એને સમજ પડી નહિ. એકાએક તે આમ રોવા પણ કેમ લાગ્યો તેની પણ એને પૂરી સમજ પડી નહિ. એ તો આશ્ચર્યથી એને જોઈ રહ્યો હતો પણ એને એક ખાતરી થઈ કે આવા ભયંકર પ્રસંગોએ જો એ જીવતો રહેવા પામ્યો અને પરિસ્થિતિ એને આશીર્વાદ આપતી બની એનો અર્થ એ જ કે એની મોટામાં મોટી ઇચ્છા પણ ફળીભૂત થવાની હશે – આવા જ પણ જુદા પ્રસંગના આશ્ચર્યથી એ એની મૃત્યુ ગુફામાં આવેલા પેલા ઠીંગણા માણસોને એના મૃત્યુકાળે જોઈ રહ્યો હતો.

જ્યારે લાવાની ગરમી દૂર દૂર સુધી પહોંચતી હતી ત્યારે ઉરમને બેભાનાવસ્થામાંથી પણ એણે જગાડી દીધો હતો. એની ઉપર કોટડીના કાટમાલનો બોજો હતો છતાં જોરથી ખભા હલાવીને શરીર સંકોડીને એ બહાર નીકળી ગયો હતો. આસપાસ એક ઉતાવળી નજર નાખી લીધી. કોઈ જ જીવજંતુ નહોતું દેખાતું. દૂર પહાડમાંથી અવાજો આવતા હતા. એણે પહાડ પરથી લાલ ગરમ પ્રવાહને નીચેની તરફ દોડતો જોયો ને એ ભાગ્યો. પણ થોડું જ દોડીને તરત એ ઊભો રહી ગયો. બધી બાજુ એક તીક્ષ્ણ નજર કરી લીધી. કંઈ જ દેખાયું નહિ. એ ફરી ભાગ્યો.

વળી એક જગ્યાએ થોડીવાર ઊભો રહી ગયો. સૂંહ ક્યાં ગઈ? વિચાર કર્યો. કોટડીની નીચે તો નહિ દબાઈ ગઈ હોય?

ધરતી ધણેણી. કોટડીનાં પાટિયાં ઊડતાં દેખાયાં. એના પોતાના નીચેથી પણ કંપ પસાર થઈ ગયો. એ પડ્યો પણ ઝડપથી બેઠો થઈ ગયો. પાટિયાં તરફ એકવાર એણે જોયું.

'નાસી ગયાં હશે.' એ મનમાં ને મનમાં ગણગણ્યો અને મુઠ્ઠીઓ વાળીને દોડ્યો.

એક આખો યુગ જાણે વીતી ગયો. એ એક નવા જ પ્રદેશમાં આવી પહોંચ્યો.

અહીં શીતળતા હતી. સંપૂર્ણ સલામતી હતી. એ શાંતિથી થોડીવાર ઊભો રહ્યો. "સૂંઢ!" એના મગજ સામે સૂંઢ નાચવા લાગી. એની સ્થૂલ આંખો એ કલ્પનાદૃશ્યને જોતી જોતી બંધ થવા લાગી.

મહિનાઓનો એક સામટો થાક એના મગજ ઉપર ઊતરી આવ્યો. એકાએક એ બેશુદ્ધ બની ગયો.

કોણ જાણે કેમ, અચાનક એની આંખો ખૂલી અને એણે એની સામે વિચિત્ર લોકોને કૂંડાળું વળીને ઊભેલા જોયા. એ લોકો એને ઉઠાવીને લઈ ચાલ્યા. એ તો એમને જે કરવું હોય તે કરવા દેવાને શાંત જ રહ્યો. તેમણે એને એમને ખભે ઉપાડ્યો તો ખભે ઊપડ્યો અને ચલાવ્યો તો ચાલ્યો.

રાત્રે એ લોકોએ એને એક ઝાડની નીચે ઓટલા ઉપર બેસાડ્યો અને પછી એની આસપાસ કૂંડાળું વળી નાચવા માંડ્યું. એ લોકોના હાથમાં ઝાડની જાડી અને સીધી સોટા જેવી ડાળીઓ હતી. કેટલાકના હાથમાં લાંબા ધારદાર પથ્થર હતા, કેટલાકના હાથમાં મરી ગયેલ પ્રાણીઓનાં અણીદાર હાડકાં હતાં. વચ્ચે ઉવમને બેસાડ્યો હતો અને ઉવમની બાજુમાં બીજાં બેચાર મારેલાં મોટાં મમ અને કાચબા જેવાં પ્રાણીઓ હતાં. પોતાનું શું થવાનું છે તેની કલ્પનામાં ઉવમે તો નક્કી માન્યું હતું કે જેવાં આ પ્રાણીઓ પડેલાં છે તેવો જ એ બનીને એમની સાથે એક ઢગલામાં પડશે અને પછી આ જંગલીઓ એ પ્રાણીઓનો જે ઉપયોગ જે રીતે કરવાના છે તે જ રીતનો ઉપયોગ તેનો કરશે – એટલે કે એ શેકાઈને એમનાં પેટમાં ચાલ્યો જશે. કાળદેવની મૂર્તિ એની આંખો સામે સ્પષ્ટ બનીને ઊભી હતી.

પણ એ એને ભયંકર નહોતી લાગતી. જીવનનો એ સ્વાભાવિક ક્રમ જ એને લાગતો હતો. લાવારસથી એ ભાગ્યો હતો તે એની જીવનપ્રેરણા જ હતી, પણ એય જીવનનો સ્વાભાવિક ક્રમ હતો.

અત્યારે એ ક્રમનું ચક્ર મૃત્યુબિંદુમાંથી પસાર થતું હતું તો તેને એમ પસાર થવા દેવું. મૃત્યુ એણે જોયું હતું તે સંખ્યાએ એના પ્રવાસ દરમિયાન એના પોઠિયાનાં હાડકાં પાસે પડેલા વનમાનવનું. જો પોતાને એક જીવનપ્રેરણા હતી તો બીજાઓને પણ તેવી જીવનપ્રેરણા હોય છે, સૌ પોતાની જીવનપ્રેરણા પોતાને અનુકૂળ માર્ગોએ સંતોષે છે. જો દરેક બીજાની જીવનપ્રેરણાને સંતોષ લેવા દેવાની અનુકૂળતા કરી આપે તો જગત બહુ શાંતિથી ચાલે. અંગત રીતે પોતાનું અહિત જોનાર વ્યક્તિ પણ જો એમાં વાંધો નાખે તો એના પ્રત્યાઘાતો ઊભા થાય અને જગતની જીવનપ્રેરણાની સમતુલા તૂટી જાય.

જો આ ગુફાવાસીઓ એને મારી નાખીને ખાઈ જવાના હોય તો ભલે ખાઈ જતા, એમની ભૂખ એટલી વધુ સંતોષાશે. ફરી બીજાને મારવાની ઉત્કંઠા એમને એટલી મોટી જગાડવી પડશે. મારવાની ઉત્કંઠામાં વિલંબ થવો એ પણ બીજાના જીવનધારણમાં મદદ કરવા જેવું છે. પછી એક દિવસ એવો આવે ખરો કે જ્યારે એ ઉત્કંઠાનું સ્વરૂપ બદલાઈ ગયું હોય, સૌને જીવનધારણમાં ઘણી સ્થિરતા મળી હોય, એટલે એ આવતા બનાવની રાહ જોતો શાંતિથી જંગલી· ઓનો નાચ જોતો ઊભો.

જે ઝાડના ઓટલા ઉપર એને બેસાડયો હતો તે એક ગુફાના મોં આગળ હતું. સૌ ઝાડને પ્રદક્ષિણા કરતા કરતા ગુફા આગળથી પસાર થતા જતા હતા અને ગુફામાં નજર ફેંકતા જતા હતા. ઘણીવાર સુધી એમનો નાચ ચાલ્યો. અંતે તેઓ થાકયા. ઝાડની પડખે ઓટલાની નીચે એક જણ ઊભો હતો. એ એમનો આગેવાન હશે. તેની નજર તો ગુફામાં જ હતી. એ તો ખૂબ જ કંટાળેલો લાગ્યો. એણે મોટો ઘોઘરો અવાજ એના ગળામાંથી કાઢયો. એ લોકોને કંઈક ભાષા હતી પણ ઉવમ્ એ સમજ્યો નહિ. એ એટલું સમજ્યો કે ગુફામાં કોઈક છે તેને ઉદ્દેશીને એણે કંઈક કહ્યું.

ગુફામાંથી સામો અવાજ આવ્યો તે ઘણો ટૂંકો હતો. ઉવમે સહેજ ડોકું ફેરવ્યું. ગુફા નાની હતી, ઊંડી નહોતી. એના મોઢા આગળ જ બેએક જણ બેઠા હતા. એમને પડખે કંઈક પડયું હતું.

આગેવાને ફરીથી એક બૂમ મારી. જવાબ આવ્યો પણ કંઈ સંતોષકારક હોય એવું ન લાગ્યું. આગેવાને કૂંડાળું ફરતા લોકોને થોડીવાર ધ્યાનથી જોયા, થોડાં બૂમબરાડા માર્યા અને પછી ગુફા આગળ ગયો. ગુફા આગળ જઈને પણ તેણે એક નજર આ લોકો તરફ જ રાખી.

એ ગુફામાં દાખલ થવાના મોઢા આગળ ઊભો રહ્યો અને બૂમ મારી ત્યાં બેઠેલાઓનું ધ્યાન ખેચ્યું. પેલાઓએ ઝાડનાં ડાળાં-મૂળિયાં અને ઘાસનો ઢગલો જરા ઊંચો કરીને નીચે મૂકયો અને તેની ઉપર પડેલા એક મરી ગયેલા પ્રાણીને ઉપાડીને પાછું તેની ઉપર પટકયું.

ઉવમ્‌ને કુતૂહલ તો થયું જ હતું કે આ લોકો શું મૂંઝવણમાં પડ્યા છે ! એ વારેવારે ગુફા તરફ મોં ફેરવીને જોતો પણ હતો. તેને હવે સમજાઈ ગયું કે તેઓ પેલા પ્રાણીને શેકવા માગે છે પણ શેકવાની રીતની તેમને ખબર નથી. એને થયું કે એ પોતે એમને એ શીખવે. એણે 'હો-હો' એવી બૂમ મારીને આગેવાનનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું અને પછી તેની તરફ ચાલવાની ચેષ્ટા કરી. એ બંધાયેલો હતો એટલે ચાલી શકયો નહિ પણ આગેવાન સમજી ગયો. થોડીવાર એ પોતાનું માન બતાવવા તિરસ્કારથી ઊભો રહ્યો પણ પછી એની નજીક આવ્યો – એ પ્રશ્નભાવે ઉવમ્‌ની સામે જોઈ રહ્યો હતો. ઉવમે એને બે લાકડાં ભેગાં કરી જોરથી ઘસવાનું સૂચન હાવભાવથી કર્યું. પેલો આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યો. એણે પોતાના અણિયાળા હાડકાથી એના બંધ તોડી નાખ્યા અને એને ગુફામાં લઈ ગયો.

ઉવમે ધાર્યું નહોતું કે એને છોડવામાં આવશે અને અગ્નિ કરવાનું કામ એણે કરવું પડશે એટલે પથ્થર કેવો હોવો જોઈએ એવી લાંબીલચક વાત આ પરભાષીઓ અને વળી જંગલીઓ સમજશે નહિ એમ માનીને એણે પથ્થરને બદલે લાકડાં ઘસવાની જ સહેલી સમજ આપી દીધી હતી. પણ એને થયું કે હવે એ પોતે જ છૂટયો છે તો એણે લાકડાં ઘસવા માટે ઝાઝો કંટાળાભર્યો સમય શા માટે ખરચવો ? એટલે એણે આગેવાનનો હાથ પકડી પોતાની સાથે આવવા કહ્યું. આગેવાને પોતાના માણસો સામે જોયું અને બેત્રણ માણસોને સાથે આવવા કહ્યું અને મારેલા શિકારને કોઈ હાથ પણ ન અડાડે એવો હુકમ એણે જોરથી બૂમો મારીને સૌને આપી દીધો. પછી ઉવમની પાછળ તેઓ ચાલ્યા.

ઉવમ્ ત્યાંથી નજીક લાગતી ટેકરીઓ તરફ ગયો. ટેકરી આગળ રસ્તામાં જે પથ્થરો મળતા ગયા તે બે પથ્થરોને એકમેક સાથે ઘસીને એણે દેવતા પાડવાનું પ્રત્યક્ષ શિક્ષણ જંગલી લોકોને આપવા માંડ્યું. બેત્રણ વાર તો એવા પથ્થરો મળી ગયા કે જેમને ઘસતાં તેમાંથી થોડા તણખા ઝર્યા. જંગલીઓ તો ખુશ થઈ ગયા. તેમને તો એટલું બસ લાગ્યું. પણ ઉવમ્ હજી ચાલ્યા કરતો હતો એટલે તેઓ પણ ચાલ્યા, પણ રખેને મળેલા સારા પથ્થરો ફરી હાથ ન લાગે તે બીકે તેમણે એ પથ્થરો પોતાની સાથે જ રાખ્યા. આખરે ઉવમે એવા બે પથ્થર શોધી કાઢ્યા કે જેને એકમેક સાથે ઘસતાં તેમાંથી તરત ભડકો થતો હતો. એને સંતોષ થયો અને એ પાછો ફર્યો.

ગુફામાં આવી પથ્થરોમાંથી ભડકો કાઢી એણે ઘાસ સળગાવ્યું અને તેની ઉપર મરેલા પ્રાણીનું માંસ શેકાવા લાગ્યું ત્યારે જંગલીઓ હર્ષથી ઉવમને ખભે ઉપાડીને નાચવા જ લાગ્યા. "આમ જ ! આમ જ ! જંગલ ભડભડ ત્યારે આવા જ ભડકા ! હરણ આમ જ સમસમ !

ખાવાનું બાબા " જંગલ બળ્યું ! અને હરણાં શેકાયાં ત્યારે માંસ સરસ લાગતું હતું. પોતાનો એ અનુભવ કહી બતાવતા તેઓ બોલ્યા. એમના આનંદથી ઉવમ્‌ને પણ આનંદ થયો.

લોકોએ બધાં પ્રાણીઓને શેકયાં અને ખાધાં. ઉવમ્‌ને પણ ખાવામાંથી સૌના જેટલો જ ભાગ આપ્યો. ઉવમ્‌ને મારીને ખાઈ જવાની તેમની નેમ તો જાણે તેઓ વીસરી જ ગયા ! ઉવમ્‌ને ખાતરી થઈ કે સામેના માણસની જીવનધારણની પ્રકૃતિને મદદ કરવાથી બંનેને લાભ થાય છે. હવે એને થયું કે માત્ર શેકેલું માંસ આ લોકો ખાય છે તે કરતાં એમને માંસની સાથે મીઠું મેળવી આપવું જોઈએ.

એણે આગેવાનને કહ્યું, " ઘૂઘૂ – છલછલ – કુકુકુ ! ' આગેવાન એનું કહેવું સમજ્યો નહિ. ઉવમે થોડીવાર વિચાર કર્યો અને એક પથ્થર પર વાંકાચૂકા ઘણા લીટા કરીને ઘૂઘૂ અવાજ કર્યો. " દરિયો ! " આગે-વાન સમજી ગયો. આનંદથી એ એકદમ આગળ થયો. ઉવમ્ એની પાછળ ચાલ્યો. આખી ટોળી કુતૂહલથી પાછળ ચાલી. દરિયો શા ઉપયોગનો હશે એની એમને કલ્પના ન આવી. ઉવમ્ જ્યારે એમને દરિયાકાંઠે લાવ્યો અને તપાસ કરીને એકાદ ઠેકાણે એક ખાબોચિયામાં દરિયાનું પાણી સૂરજના તાપે સુકાઈને કરકરિયું મીઠું બની ગયેલું તેણે તેમને બતાવ્યું ત્યારે પણ એમને સમજ ન પડી. ઉવમે મીઠાનો એક ખોબો ભર્યો અને સૌને ખોબા ભરી લેવાનું કહ્યું.

ખોબા ભરીને સૌ ગુફામાં આવ્યા. ઉવમે તરત જ એક પ્રાણીને શેકયું અને તે ઉપર મીઠું નાખીને તેમને માંસ ખાવા આપ્યું. એ ખાતાં તેઓ આશ્ચર્ય પામી ગયા ! એમનાં મોંમાંથી કેવો રસ છૂટતો હતો ! મીઠાવાળું માંસ મોંમાં મજાનું લાગતું હતું. મીઠા વિનાનું માંસ છોતાં જેવું લાગતું હતું. ઉવમ્ પ્રત્યે ઊપજેલો પ્રેમ કેમ વ્યકત કરવો એ જ એમને ન સમજાયું. તેઓ તો એના પગ આગળ આળોટવા

જ લાગ્યા. આગેવાન પણ એની આગળ નમ્રભાવે બેસી અને વારે-વારે એની સામે જોઈને આભારનું સ્મિત કરવા લાગ્યો.

ઉવમે જોયું કે અહીં ગુફાઓ બહુ ઓછી અને નાની છે અને તેઓમાંના ઘણાને બહાર સૂવું પડે છે. બહાર સૂતાં એમને જીવડાં કરડી જાય છે. એ જીવડાંથી ઘણાની ચામડી ફોલ્લાઓથી સડી જાય છે અને તેઓ રિબાઈ રિબાઈને મરી જાય છે. એ બધું એણે જાણ્યું. ગુફાઓ પણ ભેજવાળી હતી. ઉપરથી પાણી ટપકયા જ કરતું. આ બધું જાણીને એને થયું કે અહીં ઘરો બનાવવાં જોઈએ.

બધાને ઉવમના હુકમમાં વિશ્વાસ બેસી ગયો હતો. તેઓ એ જે કંઈ પણ ચીંધે તે કરવાને તૈયાર થઈ ગયા હતા એટલે ઉવમે એ સૌની પાસે ડુંગરની તળેટીમાં પડેલા પથ્થરો મંગાવરાવ્યા. કેટલાક લાંબા પથ્થરોની ધાર કરાવરાવી. તેનાથી મોટા પથ્થરોના અનુકૂળ ઘાટ કરાવ્યા. સારી માટી અને રેતી મંગાવરાવી, ખાડા ખોદાવરાવ્યા, ચણુતર કરાવરાવ્યું અને થોડાં ઘરો ઊભાં કર્યાં. એ ઘરોમાં પહેલી રાતે તેઓ રહ્યા ત્યારે તેમણે જે શાંતિ અને આરામ અનુભવ્યાં તેથી આનંદમાં તેઓ મૌનભાવે દ્રવી રહ્યા.

ધીરે ધીરે ઉવમ્ એમને સહેલી રીતે પોતાની આવડત પ્રમાણે સારી રીતે જીવવાની રીત શીખવતો ગયો. પહેલાં તેઓ બધાં કામો બધા સાથે મળીને કરતા, પણ પછી એકી વખતે બે કામ કર્યાં હોય તો તે બેથી મળીને એક કામ થાય તે વધુ સારું થાય તેવો અનુભવ થઈ જતાં ધીમે ધીમે કામના વિભાગો થવા લાગ્યા. એણે જુદાં જુદાં કામો માટે માણસો નક્કી કરવા માંડયા અને સૌએ એના હુકમને સ્વીકાર્યો. હવે ખરો આગેવાન તો એ જ હતો, પણ આગલા આગે-વાનને એણે નીચો ન પડવા દીધો. એ પણ સારો – સમજુ હતો એટલે દરેક કામમાં એનું ધ્યાન જલદી બેસી જતું. ઉવમે એને સૌ ઉપર

દેખરેખ રાખવાનું, સૌને શિખાડવાનું, એવું કામ સોંપી એને મોટો જ બનાવી રાખ્યો.

કામ હજી ઘણું હતું. એણે પોતાના દેશમાં જે જોયું હતું અને જાણ્યું હતું તે આ જંગલી લોકોને એ શિખાડતો અને એમની સાથે તે કરવા માંડતો, તેમ જ કામ કરતાં કરતાં એને નવું પણ ઘણું સૂઝતું હતું તેના પણ અખતરા તે કર્યે જતો. શરૂઆતમાં એ આમની ભાષા બોલી શકતો નહિ અને ત્યાં હાજર ન હોય તેવી વસ્તુનું નામ જ્યારે કહેવાનું હોય, એ નામ જ્યારે ચેષ્ટાઓ–ઉદ્‍ગારોથી પણ ન સમજાય, ત્યારે એ પથ્થર ઉપર ચીતરી બતાવતો. પહેલી વખત 'દરિયો' એ નામ એણે આમ જ સમજાવ્યું હતું અને પછી 'મીઠું' શબ્દ સમજાવવા માટે વાંકાચૂકા બેચાર આડા લીટા કરી તે ઉપર ઝીણાં ઝીણાં ટપકાં મૂકતો. આની ઉપરથી એને એક વિચાર સૂઝી આવ્યો કે એક વાત સમજાવવા માટે ઘણી ચેષ્ટાઓ કરવી પડે અને છતાં સમજાય નહિ તે કરતાં આવા 'શબ્દો' બનાવી લીધા હોય તો ઘણી સગવડ પડે. અને એણે એ બાબતનું શિક્ષણ પોતાની અંદર પોતાને માટે ઊભું કર્યું અને અવારનવાર બધાને ભેળા કરી બીજાઓને આપવા માંડયું. 'અગ્નિ' શબ્દનું સૂચન જેવી તેવી બે ગોળ આકૃતિઓ પડખે પડખે દોરી, તેમાંથી ભડકા નીકળતા હોય તેમ એક એક વાંકો લીટો કરીને આપતો, પવનનું સૂચન ઘાસની સળીઓ નમી પડતી હોય તેવું ચીતરીને કરતો; માત્ર પાણીનું સૂચન સીધી–સરળ લીટીઓથી આપતો. આમ જાણે એક લિપિ તે ઊભી કરી રહ્યો હતો. આવાં બીજાં પણ કામો હતાં પણ એ કામોનો બોજો હવે મગજ ઉપર નહોતો, પાણીની કે ખોરાકની પણ મુશ્કેલી નહોતી. ચિંતા કંઈ હતી નહિ. કામની મજા હતી એટલે ચિત્ત પ્રસન્ન રહેતું.

ચિત્તની આ પ્રસન્નતા કયારેક કયારેક એને ઊંડે લઈ જતી અને કોઈ દૂર દેશની પ્રસન્નતાની લહરોને ખેંચી લાવતી. આમ કયારેક

એ સમુદ્રકાંઠે ઊભો હોય અને વિચાર કરતો હોય કે આ સમુદ્રને પેલે પાર શું છે, તે જોવા જઈ શકાય તેવો કંઈ ઉપાય કરવો જોઈએ, ત્યારે અચાનક એનું ચિત્ત કલ્પના કરી બેસતું કે પેલે પાર છે એક દેશ જ્યાંથી એને વિદાય મળતાં એના ગામની કુમારિકાઓએ ગાયું હતું :

મારા દેશી, દૂર જાશો, દૂર જાશો, દૂર જાશોજી
અમને ક્યારે મળશોજી ?

એની આંખ સામે એના ગામની કુમારિકાઓ આવતી, એને વળાવતી બારણામાં ઊભેલી એની માતા આવતી, એની બેન આવતી, એની ભાભી આવતી અને સૌ પૂછતાં લાગતાં—

અમને ક્યારે મળશોજી ?

ઉવમ્ એકી નજરે એ કલ્પનાદશ્યને જોયા કરતો અને પછી ધીમેથી હસીને દરિયાને ઉદ્દેશીને કહેતો : " તું એમને કહી આવ ને કે હું તો આજે જ મળવા આવું, પણ તેઓ ક્યાં છે તે તો મને તેઓ કહે ! " થોડીવાર વળી એ શાંત ઊભો રહેતો. એની સામેથી દશ્ય બદલાતું. ભયંકર તોફાન, સમુદ્રનાં મોજાં અને લાવારસનાં પૂર એની સામે આવતાં અને એનું મોં ફાટી જતું; ગળામાંથી ચીસ પણ ન નીકળી શકતી.

" એ લોકો જ દૂર ચાલ્યાં ગયાં. હું એમને કેવી રીતે મળું ? " એ બબડતો શાંત બનીને ઊભો રહેતો. થોડીવાર ઊભીને પાછો વળતો. પાછા વળતાં એને કાને સમુદ્ર પરથી જાણે કંઈક ' ઓહ ' એવો અવાજ સંભળાય છે. એ આડું જોતો થંભીને ઊભો રહે છે. સમુદ્રનું જ એક મોટું મોજું ઊંચું ચડે છે અને ફેંકાય છે પણ ઉવમને લાગે છે કે કોઈકે એની ઉપર કંઈક ઓઢવાનું ફેંક્યું. એ એકદમ દરિયા તરફ મોં ફેરવે છે પણ ત્યાં દરિયા ઉપર તો કોઈ જ નહોતું. કોણ હતું આ વસ્ત્ર ફેંકનાર ? સુંહ તો નહિ ? એને પ્રશ્ન થાય છે. ઘણીવાર એ ઊભો રહે છે પણ કંઈ જ જવાબ મળતો નથી એટલે

પાછો વળી જાય છે. પાછા વળતાં પણ એને લાગે છે – જાણે સૂંહ એની તરફ એક નાના બાળકને લંબાવે છે! પણ ફરીથી મોંઢો ન પડવા માટે તે આડું જોયા વિના સીધું જોઈને જ ચાલતો રહે છે. ઘણીવાર લાકડાં કાપતાં ને તેનાં પાટિયાં બનાવતાં એની આંખ સામે દૂર સૂંહ અને તેનું નવજાત બાળક સૂતેલાં આવે છે અને એને ભ્રમ થાય છે કે તે એમને આશ્રય આપવા, એમને માટે કોટડી બનાવવા, આ પાટિયાં બનાવી રહ્યો છે. ઘર જલદી ઊભું કરી નાખવાની જરૂર છે તેવો ભ્રમ એને થઈ આવતો અને તે હાથને ઉતાવળે ચલાવતો.

ક્યાં હશે સૂંહ ? તે દિવસે પવનનું તોફાન આવ્યું અને કોટડી પડી ગઈ. પોતે દટાઈ ગયો એમ સૂંહ પણ દટાઈ ગઈ હશે ? લાવા-રસ ધસમસતો આવતો હતો. એનાથી ઊભા રહેવાય એમ નહોતું. પણ એ નાસી જ છૂટી હશે. પોતે કોટડીની બહાર પડ્યો હતો અને કોટડીનાં ઘણુંખરાં લાકડાં એની જ ઉપર પડે એમ પડ્યાં હતાં એટલે એ સહેલાઈથી નીકળી જઈ શકે તેમ હતી. એ નાસી છૂટી હશે ? ક્યાં નાસી ગઈ હશે ? એ સુખી હશે ?

એની નજર તો સમુદ્રને પાર જ જતી. એ એ તરફ જોયા કરતો. આખરે એણે એક હોડી બનાવી. હોડીમાં જવાય ત્યાં સુધી દરિયામાં ગયો. પછી વહાણ બનાવ્યું અને તેથી પણ ખૂબ દૂર જઈ આવ્યો અને આખર એને લાગ્યું કે હવે તો એ અહીંથી નીકળી જ જાય—બીજી જમીન મળે—સૂંહ મળે—ત્યાં સુધી એ ફર્યા કરે.

એણે પોતાની પ્રજાને પોતાની વાત કરી. કોઈને એ ગમ્યું નહિ. એમણે એને ઘણી વિનતિ કરી કે એ ન જાય. એને શા માટે સૂંહ જોઈએ છે? અહીં એને જોઈએ તેટલી સ્ત્રીઓ મળી શકે તેમ હતી. કોઈ એની સામે વાંધો નહિ લે. ઉવમે એમને સમજાવ્યું કે એને સ્ત્રી નથી જોઈતી–એને સૂંહ જોઈએ છે.

આખરે લોકોએ એને વિદાય આપી. એની સાથે હઠ કરીને ચાર જણુ બીજા પણ વહાણમાં બેઠા. સૌ એની જોડે આવવા ઇચ્છતા હતા કારણ કે સૌને એની ઉપર અગાધ પ્રેમ હતો, પણ ઉવમે એમને સમજાવ્યા અને પોતાને ઉપયોગ આવે તેવા ચાર જ જણુને એણે સાથે લીધા. વિદાય લેતાં ઉવમે દરેકની આંખમાં વાંચ્યું :

'અમને ક્યારે મળશો જી?'

ઉવમે મૌન રહીને ભીની આંખોથી જ કહ્યું, "કોને ખબર? દૂર જઈએ છીએ, કદાચ નયે મળીએ."

પણ તરત એ મોં ફેરવી ગયો.

અને વહાણુ ઊપડયું.

જ્યાં પહેલાં જમીન હતી તે તરફ એ સફર કરી આવ્યો પણ ત્યાં બધે જ પાણી મળ્યું. બીજી તરફ એ વળ્યો. નવી નવી જમીનો મળી પણ એ બધી તો ઉજ્જડ હતી, એની ઉપર દરિયાનાં પાણીની ખારાશ અને શેવાળ હજી દેખાતી હતી. કોઈક ઉપર તો શાંખલાં અને પરવાળાં જ માત્ર હતાં.

ફરી ફરીને એ એક નદીના મુખ આગળ એક દિવસ વહાણુ નાંગરીને પડ્યો હતો. આશા કે નિરાશાથી ઉપેક્ષિત હતો. વિચાર કરતો હતો કે આ નદીમાંથી કઈ રીતે ઉપર જવાય? નદી છે તો ત્યાં જંગલ હશે, જંગલ હશે તો ત્યાં પ્રાણીઓ હશે, સંભવ છે કે ત્યાં માણુસો પણ હશે, ત્યાં કદાચ સૂંહ મળશે, સૂંહ નહિ મળે તો બીજું કંઈક જોઈ ચાલતા થશું પણ જવું તો જોઈએ. કેમ જવું?

ત્યાં તો શીશનો ભેટો થઈ ગયો. એના હૈયાએ ધબકાર અનુભવ્યો – સૂંહને મળવાની અભિલાષા અહીં જ પૂરી થશે.

શીશની એને ઓળખાણુ થઈ ગઈ.

શીશ શાંત પડયો અને ઉવમે બેઠા થઈને એની સામે ધારી ધારીને જોયું કે તરત એને ખબર પડી ગઈ કે એ તો શીશ હતો.

શીશ પોતાને કેમ ઉશ્કેરણી થઈ આવી એ વાત કહી શકયો નહિ, કારણ કે એની પાસે ભાષા નહોતી અને એ વાત ભાવથી સમજાવાય તેમ નહોતી. પણ એને હૃદયમાં લાગ્યું કે એના મનમાં ઘૂંટાતી ઉવમ્ પ્રત્યેની વેરની લાગણી ત્યારે જાગ્રત થઈ ગઈ હતી; પણ ઉવમે પોતાની પ્રેમની લાગણીથી વેરની લાગણીને ધોઈ નાખી.

સૂંહ છે, સૂંહ આ ભૂમિ ઉપર જ છે, સૂંહ સુખી છે. એ બધું જાણતાં તો આ ભૂમિ ઉપર ચડવાની ઉવમની ઉત્કંઠા ખૂબ જ ઉગ્ર બની.

પણ જવું કેમ? આ નદીનો પ્રવાહ વહાણને ઉપર ચાલવા નહિ દે તેનું કેમ?

# સસલા અને બિલાડાનું દૃષ્ટાંત

**ગુણદેવ** હમણાં હમણાં તો બહુ વ્યથામાં રહે છે. વ્યથાને કોઈ બીજું જોઈ જવા ન પામે—સૂંહને એની ખબર પડી ન જાય—તે માટે તેઓ સૂંહની નજર બહાર જ ઘણુંખરું રહેવા પ્રયત્ન કરે છે. સૂંહ પાસે આવે તો તેઓ પ્રથમ થરથરી જાય છે. સૂંહ આવીને એમના ખભા પર હાથ મૂકીને એમનો ટેકો લઈને બેસવા જાય છે ત્યારે તેમને અંગેઅંગે તીવ્ર ઝણઝણાટી ઉત્પન્ન થઈ જાય છે. એ ઝણઝણાટી થોડીવારે એમને પણ ખબર ન પડે તેમ શાંત બની જાય છે અને તેમને સૂંહના સ્પર્શમાંથી મધુરતાનો અનુભવ થાય છે. તેઓ સૂંહની વધુ નજીક સરકીને બેસે છે, સૂહના દેહને જોઈ રહે છે, પણ પછી એકાએક ઝબકીને દૂર થઈ જાય છે અને ઊભા થઈને પાછળ જોયા વિના જ ઝડપથી ચાલવા માંડે છે. સૂંહ આ જોઈને આભી જ બની જાય છે. એ ઊભી થઈને એમની પાછળ દોડવા લાગે છે. એના ખ્યાલમાં પણ રહેતું નથી કે એના ખોળામાંનો સસલો નીચે પડી જાય છે અને તે પણ સૂંહના આ કાર્યથી આશ્ચર્ય પામી સ્તબ્ધ બનીને એની પાછળ દોડે છે. સૂંહ ગણુદેવને પહોંચવા ઉતાવળે ચાલે છે પણ ગણુદેવ તો ટેકરીઓ વચ્ચેની આડીઅવળી કેડીઓની ભુલભુલામણીમાં ઊતરી જાય છે અને સૂંહને એ દેખાતા નથી. સૂંહ

નિરાશ થઈ જ્યાંની ત્યાં જ બેસી જાય છે. શું થાય છે વારેવારે ગણુદેવને? એનું નાનકડું અને સરળ મગજ આનો ઉત્તર આપી શકતું નથી. કોઈ કોઈવાર ગણુદેવ દિવસો સુધી દેખાતા નથી. સૂંહ જ્યારે ખૂબ રખડે છે ત્યારે કોઈક વાર એ એને ઊંચી ટેકરીના શિખર પર ઊંચા હાથ કરીને ઊભેલા જુએ છે. વિસ્મય અને હર્ષથી એ બૂમ મારે છે. એની બૂમ ટેકરીઓમાં પડઘા પાડે છે. એ પડઘાઓ ઊંચે જતા હશે, ગણુદેવના કાનને પહોંચતા હશે, પણ એમને તો એ સમુદ્રનો તોફાની ઘુઘવાટ જ લાગ્યો હશે; નહિતર એ સૂંહને એનો જવાબ કેમ ન દે? એ તો સ્થિર થઈને વધુ દૃઢ બનીને ઊભા જ રહે છે. એ વખતે તો સૂંહ ત્યાં પહોંચી શકતી નથી–ત્યાં પહોંચવાનો માર્ગ એ શોધી શકતી નથી. પણ બેચાર દિવસ પછી ગણુદેવ પોતે જ અચાનક એની પાસે આવી ઊભા રહે છે. એ શોકમગ્ન થઈ સૂઈ રહી હોય છે ત્યાં પાછળથી આવીને ગણુદેવ એના માથા પર હાથ મૂકે છે અને એ જાગી ઊઠી એમને બાઝી પડે છે. "મા – મા! હુ ઉ ઊ ઉ ઉ મા!"–ન જતા, ન જતા – એ બોલે છે.

સૂંહ તો બસ બોલી નાખે છે કે, "મા જતા", પણ ગણુદેવની તો મુશ્કેલી એથી વધે છે. ઘણીવાર ભાગી જવાની તીવ્ર ઇચ્છા થતી હોય છતાં કોઈ સૂક્ષ્મ બંધન, હૃદયને કબજે કરતી કોઈ અધિકારી આજ્ઞા, આવે ત્યારે શું થાય? એ ખરબચડી જમીન પર ઊંધો પડીને સૂઈ જાય છે. એના પગના ફણા જમીન પર પછડાતા હોય છે. એક સંસ્કૃત માનવીને એક જંગલી સ્રીનો આટલો મોહ કેમ એ એમને સમજાતું નથી. એ મોહમાં એમને પોતાનું પતન દેખાય છે.

પહાડોની ગોદમાં નાના ઝરણાની પાસે મોટા ઝાડની છાયામાં તેમણે એક ઝૂંપડું બનાવ્યું હતું. ઝૂંપડાને ફરતી ઊંચી વાડ બનાવી હતી. એની અંદર એક વર્ષ એમણે શાંતિથી કાઢી નાખ્યું. આ એક વર્ષના ગાળામાં એમને કોઈ ખાસ મુશ્કેલી નહોતી જણાઈ. બંને

સાથે પહાડોમાં ફરવા જતાં. સાથે સસલો હોય. લાગ મળતાં કોઈ પ્રાણીને મારે અને ઘેર ઉપાડી લાવે. બંને સાથે મળીને પ્રાણીનું માંસ શેકે. અવનવા સ્વાદવાળાં ફળો અને ડાળાં લાવે. મિજબાની ઉડાવે. રોજ રોજ મિજબાની હોય. કોઈવાર શિકાર કરવા ગણુદેવ એકલા પણ જાય, કોઈવાર સૂંઢ એકલી શિકાર કરી આવતી. ખાવું, પીવું, રખડવું અને ઊંઘવું–બીજું કોઈ જાતનું કામ કરવાનું નહોતું, બીજો કોઈ જાતનો વિચાર કરવાનો નહોતો. ગણુદેવને ક્યારેક એમની રૈયત યાદ આવતી: 'બેવકૂફોએ શા માટે આવું કર્યું હશે? પોતે જ હેરાન થતા હશે.' ક્યારેક એને એથી આગળ પણ વિચાર થઈ આવતો: 'એ લોકો બેવકૂફ છે, હું કંઈ બેવકૂફ નથી. જાઉં, જોઉં; ઝઘડતા હશે, વ્યવસ્થિત કરું', પણ સૂંઢ એને અટકાવતી. એને ભય હતો કે લોકો બેવકૂફ છે. લોકો ગણુદેવને મારવા જ આવશે. શા માટે જવું? ગણુદેવ એની ભાષાવિહીન વાણીમાંથી પણ આ ભય વાંચી લેતા.'

પણ આ વિચાર સિવાય બીજો કોઈ જ વિચાર એમાંથી એકેયને નહોતો આવ્યો. વરસ ઉપર પણ કેટલાયે મહિના ચાલ્યા ગયા છતાં સૂંઢને તો હજીયે બીજો કંઈ વિચાર નથી આવતો. એ તો શીશને અને બાળુકને પણ ભૂલી ગઈ છે. સસલા સાથે એ ગેલ કરે છે અને ગણુદેવની એને સોબત છે. પણ ગણુદેવને આ દિવસો બહુ વિચારના થઈ પડ્યા છે. 'બાબા'–દાદા કહેતી દોડી આવીને એને બાઝી પડતી સૂંઢને જે ભાવથી તેઓ છાતીએ દાબી દેતા, જે ભાવથી એના માથા ઉપર પોતાના ગાલ મૂકતા, તે ભાવ હવે નથી રહ્યો એમ એમને લાગે છે. હવે જે ભાવ જાગે છે તે ભાવ જુદો છે. સૂંઢ પ્રત્યે એવો ભાવ ન હોવો જોઈએ એમ એમને લાગે છે છતાં જ્યારે જ્યારે સૂંઢ એમને ભેટે છે ત્યારે ત્યારે એ ભાવ ઊપજ્યા વિના રહેતો નથી. તેમને લાગે છે કે એમણે સૂંઢને દૂર કરી દેવી જોઈએ છતાં તેઓ એને દૂર કરી દેતા નથી. ઓહ! પોતે આવા કેમ થઈ ગયા? સૂંઢના

ગયા પછી એમને પોતાના કૃત્યનો વિચાર આવતાં એમને પશ્ચાત્તાપ થાય છે, છતાં જ્યારે પ્રસંગ આવે છે ત્યારે દરેક વખતે આમ જ બને છે.

પણ એક દિવસ રાત્રે તેમને ઊંઘમાં કંઈક સ્વપ્ન દેખાયું અને એ સફાળા જાગી ઊઠચા. તેઓ એકદમ ઊભા થઈ ગયા. ઝૂંપડી બહાર ઉતાવળથી નીકળી જવાને ચાલ્યા ત્યાં તો સૂંઢ એમનાં પગલાંના અવાજથી જાગી ઊઠી. ઊઠતાં જ એણે પહેલો ઉચ્ચાર ' બાબા ' એવો કર્યો અને જોયું કે બાબા ઝૂંપડીની બહાર નીકળી જાય છે; ત્યારે દોડીને પાછળથી એણે એમને પકડી લીધા. ગણદેવે જોશથી એને ધક્કો મારી દીધો. સૂંઢ પડી ગઈ અને ગણદેવ દોટ મૂકીને અંધારામાં અદૃશ્ય થઈ ગયા.

સૂંઢ પડતાંની વાર જ બેઠી થઈ ગઈ, પણ એટલી વારમાં તો ગણદેવ ચાલ્યા ગયા હતા. એને સમજ ન પડી કે ગણદેવનું શું થયું છે! એ તો અવાક્ બનીને ઊભી જ રહી.

ત્રણ દિવસ પછી ગણદેવ પાછા આવ્યા ખરા. પાછા આવ્યા ત્યારે સૂંઢની તો ત્રણ દિવસ સુધી એક મટકું પણ માર્યા વિનાની આંખો સૂઝી ગઈ હતી. ખાવાપીવાનું તો થયું જ શાનું હોય? સસલો પણ આ દિવસોમાં ગંભીર બનીને રહ્યો હતો. એણે પણ કંઈ ખાધું નહોતું. ગણદેવને જોતાં જ સૂંઢે દોટ મૂકી અને એમને ગળે એ બાઝી પડી. “મા – મા!” એ જ એક જ એનો વિનતિનો કરુણાર્દ્ર સૂર! ગણદેવ એ સાંભળીને ગદ્ગદિત થઈ ગયા. એણે એને માથે શાંત ભાવથી હાથ મૂકયો અને કહ્યું, “નહિ જાઉં; મારા મનની અશાંતિ દૂર થઈ ગઈ છે એટલે નહિ જાઉં–જવાની જરૂર નથી.”

અને ખરેખર એમના મનમાં જરાયે ક્ષુબ્ધક ભાવો નહોતા આવતા. પહેલાંની પેઠે જ એ સૂંઢના ' બાબા ' બની ગયા હતા.

પણ એ સ્થિતિ ઝાઝા દિવસ ન ચાલી. એક રાત્રે તેઓ સૂતા હતા. સૂંહ બાજુમાં થોડેક છેટે સૂતી હતી. સૂંહ તો ઊંઘી ગઈ હતી પણ એમને ઊંઘ આવતી નહોતી. તેઓ ઊઠયા. સૂંહના ખુલ્લા દેહ સામે ક્યાંય સુધી જોઈ રહ્યા. પછી હળવે હળવે સૂંહની તરફ ખસ્યા અને સૂંહને અડીને પોતાનું શરીર લંબાવ્યું.

ઊંઘમાં પણ સૂંહને સ્પર્શની ખબર પડી ગઈ. એ ઝબકીને જાગી ગઈ: "ઓ ! બાબા !"

ગણુદેવે 'કંઈ નથી' એવા ભાવમાં પોતાનું માથું હલાવ્યું અને 'નિરાંતે સૂઈ જા' એવો ભાવ બતાવતા હોય તેમ સૂતાં સૂતાં એના માથા પર હાથ મૂકયો.

સૂંહને ફરી તરત ઊંઘ આવી ગઈ. ગણુદેવે પોતાનું શરીર એની વધુ નજીક સરકાવ્યું, ત્યાં તો સૂંહની ઊંઘ પાછી ઊડી ગઈ. "શીશ ! બાબા !"–મારી ઊંઘ કેમ ઉડાડી દો છો, બાબા ? એણે ખસીને પોતાને કહેવાનું સમજાવી દીધું. ગણુદેવ ભોંઠા પડી ગયા.

સૂંહ આઘી ખસતાં અને પોતે એકલા જ પડતાં એમને પોતાની ચેષ્ટાનો એકદમ વિચાર આવ્યો. "ઓહ !" આંખો જોરથી મીંચી દઈને એમણે મનની વેદના પ્રગટ કરી. પછી જોરથી માથું કૂટયું. "ઓહ, દેવ, દેવ !" એ પોકારી ઊઠયા અને દડતા દડતા ઝૂંપડીને બીજે છેડે ચાલ્યા ગયા. એ ખૂણામાં ઝૂંપડીની દીવાલ સાથે ભીંસાઈને એમણે આખી રાત જાગતાં અને પશ્ચાત્તાપ કરતાં વિતાવી સવારે એ વહેલા ઊઠી ગયા. શું કરવું એ એમને સમજાયું નહિ. એમની પ્રતિજ્ઞા ! દેવની આજ્ઞા ! અને આ તો વળી સૂંહ ! માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. સૂંહ જાગી ત્યારે "ખાવાનું લેવા જાઉં છું" એમ કહીને તેઓ ચાલ્યા ગયા.

ગણુદેવ ફરી ચાલ્યા ગયા અને સૂંહ એમની રાહ જ જોતી રહી.

એણે ખાધું, પણ ન ખાવામાં અને આમ ખાવામાં કંઈ ફેર નહોતો.

ત્રણ દિવસ તો થઈ ગયા, હજી ગણુદેવ આવ્યા નહિ. સૂંહે આ વખતે આશા મૂકી દીધી. એને તો આમ કરવાનું સમજાયું જ નહિ. પોતાનો કંઈ વાંક હતો? એને લાગ્યું કે રાત્રે પોતે એમનાથી આઘી ખસી ગઈ તેથી એમને ખરાબ લાગ્યું હશે. એણે મનમાં નક્કી કર્યું કે હવે એવું થાય તો પોતે ખસી નહિ જાય.

પણ ગણુદેવ તો બીજા બે દિવસ વીતી જવા છતાં ન આવ્યા. સૂંહ પહાડોમાં ખૂબ રખડી પણ ક્યાંય દેખાયા નહિ. હતાશ થઈને એ પાછી આવી. એ જેમ તેમ રસહીન દિવસો કાઢવા લાગી.

ગણુદેવ તો ચાલ્યા ગયા હતા, જ્યાં એમણે વસ્તી સ્થાપી હતી ત્યાં. રાત્રે જ્યારે બધું સૂનકાર હતું, કોઈ જાગતું નહોતું અને કોઈ જુએ એમ નહોતું, ત્યારે પહાડ પાછળથી ઊતરીને એ તળાવની પાળ ઉપર આવ્યા. અહીં એણે દેવને સ્થાપ્યા હતા. આખી રાત એ દેવ પાસે ચોધાર આંસુએ રડ્યા. "દેવ! તું મને હુકમ કર!" એ બોલ્યા. આખી રાત હાથ ઊંચા કરી એ દેવ પાસે ઊભા રહ્યા અને પછી સવારનું અજવાળું થાય તે પહેલાં પહાડને રસ્તેથી ગામ બહાર નીકળી ગયા. એમને દેવ પાસેથી કંઈ જવાબ નહોતો મળ્યો પણ એમને લાગ્યું હતું કે દેવની મૂર્તિને એમણે પોતાના હૃદયમાં ઉતારી લીધી છે એટલે એને બીજે કોઈ વખતે બોલાવીને ફરી પૂછી શકાશે.

એ ઝૂંપડીએ પાછા આવ્યા ત્યારે સૂંહ ઢગલો થઈને જમીન પર સૂતી હતી. સસલો એના માથા આગળ એના માથા ઉપર પોતાનો એક પગ રાખીને બેઠો હતો. ગણુદેવને છેટેથી જ ખબર પડી ગઈ કે સૂંહે ઘણા દિવસથી ખાધું નથી. એ દોડ્યા અને સૂંહના માથા પાસે બેસી ગયા. એનું માથું પોતાના ખોળામાં લઈને કરુણ સ્વરે બોલ્યા, "સૂંહ!"

"બાબા !" અવાજ સાંભળતાં જ સૂંહ બેઠી થઈ. "બાબા – આ – આ – બાબા !" એ બાબાને સુવાડી દેવા લાગી. ગણુદેવ પણુ થાકયા હતા. એમણે શરીર લંબાવ્યું. ગણુદેવ સૂતા કે તે જ ક્ષણે સૂંહ એમની બાજુમાં સૂઈ ગઈ અને મનાવતી હોય તેમ માથું હલાવવા લાગી. ગણુદેવ એના ભાવો સમજ્યા પણુ શું કરવું એ સમજાયું નહિ એટલે સૂઈ જ રહ્યા. સૂંહ એમના શરીરને પોતાનું શરીર અડાડીને જ સૂતી છતાં તેમણે તો મનમાં એ જ ભાવ આણ્યા કર્યો કે પડખે લાકડું પડયું છે.

પણુ સૂંહ જ્યારે રોજ રાત્રે આમ સૂવા લાગી ત્યારે એમને પાછી મુશ્કેલી થવા લાગી. એમણે જ સૂંહને આ શીખવ્યું હતું, હવે સૂંહ દૂર સૂવાનું કેવી રીતે સમજે ? ગણુદેવના મગજને સખત આંચકા આવવા લાગ્યા. વારેવારે એ આંચકા આવતા એ એમનાથી સહન ન થતા. હવે તો હ્રદયમાં દેવ છે અને એનાથી એની આજ્ઞા વિના કંઈ પણુ કેમ કરાય? એટલે જ્યારે જ્યારે એમનામાં વિકૃત ભાવો ઉત્પન્ન થતા ત્યારે ત્યારે તેઓ ચીસ નાખતા.

બે વર્ષ થવા આવ્યાં.

ફરી પાછી એક રાત આવી. બહુ ખરાબ રાત! પણુ કંઈ થાય તે પહેલાંની એક જ ક્ષણે ચીસ નાખીને ગણુદેવ ઊભા થઈને ઝૂંપડીના બારણુા તરફ દોડયા અને એકદમ જંગલમાં અદશ્ય થઈ ગયા. સૂંહ આજે જાગતી હતી. ગણુદેવ શું કરે છે એની એને કંઈક સમજ પડતી હતી. શીશ એને પહેલવહેલો મળ્યો હતો તે સમય એને યાદ આવ્યો. શીશ તો ત્યારે ઊઠીને ભાગી નહોતો ગયો, ગણુદેવ કેમ ભાગી ગયા એનું એને આશ્ચર્ય થયું ! આ આશ્ચર્યમાં સ્તબ્ધ થઈને એ બેસી જ રહી.

ગણુદેવને લાગ્યું કે દેવ એને હુકમ જ આપતા નથી, દેવ એના હ્રદયમાં કદાચ આવ્યા પણુ નહિ હોય, એટલે એ ફરી દેવસ્થાને જવા ચાલ્યો ગયો હતો.

એ દેવ આગળ એક, બે, ત્રણ એમ કેટલીયે રાત ઊભો રહ્યો. રાત પડે લોકો શાંત થઈ જાય ત્યારે એ પહાડમાંથી બહાર આવે અને સવાર જેવું થતાં, લોકો હમણાં જાગશે એવું લાગતાં, પહાડમાં પાછો ચાલ્યો જાય. આ રીતે તેમણે રાત્રિઓ દેવની સામે ગાળવા માંડી.

એક રાત હતી. મેઘલી રાત હતી. ઝીણો ઝીણો વરસાદ વરસતો હતો. ચંદ્ર ક્યારેક વાદળાંમાંથી ડોકિયું કાઢી લેતો. જગત ઉપર એને કશું જોવાનું નહોતું. બધે અંધારું જ હતું. લોકો પણ પોતાનાં ઘરમાં ચૂવાથી બચવા થોડી થોડી કોરી જગ્યામાં સંકોડાઈને સમાઈને સૂતાં હતાં. ચંદ્ર બહાર આવતો હતો તે માત્ર આ એક જ જાગતા માણસને જોવા. એ માણસ આવી રાતે વરસાદમાં પણ હાથ ઊંચા કરીને ઊભો જ હતો!

ત્યાં તો અચાનક 'મેં – મું!' એવો ઘોઘરો અવાજ થયો. ગણુદેવ ચમક્યા. દેવની મૂર્તિમાંથી અવાજ આવ્યો! દેવ કંઈક હુકમ કરે છે! એમણે કાનને સરવા કર્યા. ફરીથી અવાજ આવ્યો. દેવ બિલાડા જેવો અવાજ કરે છે એનું શું કારણ? એનો શો અર્થ? એને પ્રશ્ન થયો. ત્યાં તો પથ્થરને એણે હલતો દીઠો. ઓહ! દેવ શું એની નજીક આવે છે? નજીક આવીને એના કાનમાં કંઈ કહેવા માગે છે? કંઈક સળવળાટ થયો. દેવ ઊભા થવા જાય છે? ઓહ! આહ! આ શું? દેવ જમીન પર ઊંધે મોંએ પડ્યા! ગણુદેવ દોડ્યો, "દેવ! તમે – તમે!"

ત્યાં તો 'મેં – મું' મ્યાંઉમ્યું એવો અવાજ થયો અને ગણુદેવે જોયું કે ઝાડના થડને અઢેલીને દેવનો પથ્થર રાખ્યો હતો ત્યાં કોઈક નાનો છોકરો બેઠો છે. એણે બે હાથે છાતીએ કશુંક દાબી રાખ્યું છે. ગણુદેવ આશ્ચર્ય પામ્યા! એમનું હૃદય આશંકાથી થરથરવા લાગ્યું, પણ એ જ તો દેવ નથી! દેવને બોલવું હોય, હાલવું-ચાલવું હોય તો એમણે ક્યારેક માણસ જેવા પણ બનવું પડે એવી કલ્પના કરીને

એ હળવે પગલે આગળ ગયા. છોકરાનું મોં જોવા માટે એ નીચા નમ્યા ત્યાં તો છોકરો બે હાથમાં પકડેલી ચીજને એક હાથમાં પકડી રાખી આગળ આવ્યો અને "દાદા! દાદા! હું છું! ભાગો મા!" કરીને ગણુદેવની કમ્મર પર લટકતું ચામડું એણે પકડી લીધું. ગણુદેવ એક ક્ષણ કંઈ સમજી ન શકયા પણ પછી તરત એ પરિચિત ચહેરો, એ પરિચિત અવાજ અને એ પરિચિત બોલવું યાદ આવી ગયાં, અને એમણે નીચા નમી બાળુકને પોતાના હાથ ઉપર ઊંચો ઉપાડી લીધો: "બાળુક! બાળુક! કયાં હતો?"

"હું – હું – હું" બાળુક બોલી ન શકયો. એ ધ્રુસકાં નાખીને રડી પડ્યો. "વાંદરો બહુ ખરાબ. રાતે હું એકલો થઈ ગયો. મેંમુંને લઈને ફરતો હતો. ઠીક તમે મળ્યા. હવે તમારી સાથે આવીશ. હવે કોઈ વઢશે નહિ."

ગણુદેવને આખો ભૂતકાળ યાદ આવી ગયો. શીશ આ છોકરાને લઈને જ ભાગી ગયો હતો. શીશ ન મળ્યો તો કંઈ નહિ, એની જરૂર પણ નથી, બાળુક મળ્યો એ જ સારું થયું. ઝટપટ તેઓ સૂંહ પાસે પહોંચી સૂંહને આનંદ પમાડવા બાળુકને ઉપાડીને ઉતાવળે પગલે ત્યાંથી ચાલતા થયા.

રસ્તામાં એમણે પૂછ્યું, "આ શું?"

"મેંમું!"

"મેંમું? એ તો બિલાડો છે."

"ઊંહ, મેંમું!" બાળુકે બિલાડાને મેંમું જ ઠરાવી રાખ્યો.

"સારું ત્યારે, એમ! એ બિલાડો નહિ પણ મેંમું, બસ!" ગણુદેવ બોલ્યા.

"દાદા, મેંમું કયાંથી મળ્યો તે ખબર છે?" બાળુક બોલ્યો.

"કયાંથી મળ્યો?" દાદાએ પૂછ્યું.

"ત્રણ મેંમું હતા. બે લડતા હતા, એક આઘે ઊભો રહ્યો હતો.

એક ખરાબ મેંમુંએ આને પછાડ્યો, લોહી કાઢયું, પણ હું દોડયો ને ખરાબ મેંમું ભાગી ગયો. આઘે ઊભેલો મેંમું તેની સાથે ભાગી ગયો. પછી આને મેં મારી પાસે રાખ્યો. આને હું છોડતો જ નથી."

ગણુદેવે એટલી વાત સાંભળી. બાળુક તો ત્યારપછી બિલાડા સાથે કેમ રહેતો હતો, કેમ રખડયો, કેવી ભૂખ લાગતી, કેવી તકલીફ પડતી, માંડ માંડ બચી જતો; પછી આ વસ્તીને કેમ ખોળી કાઢી, ટાઢ પડતી હતી એટલે અને કોઈ લોકો જોઈ ન જાય એટલા માટે તે દેવના પથ્થર અને ઝાડના થડની વચ્ચે દબાઈને બેસી જવા માગતો હતો પણ ત્યાં તો પથ્થર પડી ગયો અને એ ખુલ્લો થઈ ગયો, પણ એ તો સારું જ થયું – આવી આવી કેટલીયે વાતો કર્યે ગયો પણ ગણુદેવે એટલી લાંબી વાતમાંથી કશું પણ સાંભળ્યું નહોતું. એનું ચિત્ત બીજી જ બાબત પર ચડી ગયું હતું.

"બે બિલાડા લડતા હતા અને ત્રીજો – એ બિલાડી જ હોવી જોઈએ. એ બિલાડી દૂર ઊભી હતી એનો શો અર્થ? શા માટે એ બિલાડા લડતા હતા? બિલાડીને લઈ જવા માટે જ!" ગણુદેવનું મગજ પ્રસંગના હાર્દ પકડતું હતું. એમને સૂંહનો સસલો પણ આ જ વખતે યાદ આવી ગયો. સૂંહના ખોળામાં આવતાં જ સસલો શાંત કેમ બની ગયો હતો? ત્યારપહેલાં એ કોને શોધવા માટે ભ્રમણામાં પડી દોડયા કરતો હતો? એની સસલીને શોધવા માટે જ. સસલાના પ્રસંગમાંથી એમણે સાર શોધ્યો.

પણ જે વાત સસલા અને બિલાડાના પ્રસંગોમાં સયુક્ત હતી તે એના પ્રસંગમાં હતી?

પોતે એક સંસ્કૃત માનવ હતો. સૂંહ જંગલી માનવ હતી. બેનો મેળ કેમ થાય? દેવની એને આજ્ઞા હતી, જાતિની એને આજ્ઞા હતી. એ આજ્ઞાનું પાલન તેણે બરાબર કર્યું હતું તેથી જ તો એની બુદ્ધિ

ચોખ્ખી રહી હતી અને જાતિનો તે આગેવાન બની શકયો હતો.

પણ હવે જાતિ એનું કયાં માને છે ? દેવ પણ હવે એને કયાં જવાબ આપે છે ? જો દેવની ઇચ્છા હોય કે એણે સૂંઢથી દૂર રહેવું તો દેવ એનામાં સૂંઢની નજીક જ જવાની ઇચ્છા કેમ સળગતી રાખે છે ? સૂંઢથી એ દૂર જવા ઇચ્છે છે છતાં દેવ એને દૂર જવાનું બળ કેમ નથી આપતા ?

"ઓહ દાદા, તમે ચાલો છો કે દોડો છો ? અમારાથી તો તમારી સાથે દોડી પણ શકાતું નથી. જુઓ ને, હું કરું છું વાત, વાત કેવી સરસ છે ! પણ અમારે તે કહેવી કેમ કરીને ? ધીરે ધીરે ચાલતાં વાત કહેવાય, દોડતાં દોડતાં કંઈ કહેવાય ? અને તમે સાંભળતા હો તો ધીમે ધીમે જ ચાલો. સાચું કહો, તમે વાત સાંભળો છો ? દાદા, દાદા, ઓહ દાદા ! " બાળુક બૂમો મારવા લાગ્યો.

"ઓહ ! શું બાળુક ?" ગણુદેવ વિચારનિદ્રામાંથી જાગ્રત થયા.

"જાઓ, અમે હવે વાત કહેવાના જ નથી. તમે સાંભળતા જ નથી એની મને ખાતરી થઈ ગઈ છે."

"હું સાંભળું છું." ગણુદેવ બોલ્યા.

"સાંભળો છો ? તો કહો જોઈએ, મેં શું કહ્યું ?"

"તેં કહ્યું, સસલા લડતા હતા..." ગણુદેવે ઉત્તર આપ્યો.

"સસલા ?"

"નહિ નહિ, બિલાડા." ગણુદેવે સુધાર્યું.

"વાતમાં ધ્યાન તો નહોતું એ આટલાથી જ ખબર પડી ગઈ."

"એ તો બોલવામાં ભૂલ થઈ ગઈ. જો પછીનું કહું. પછી એક બિલાડાએ બીજા બિલાડાને બહુ લોહી કાઢયું ને એ બિલાડીને લઈને ભાગી ગયો. કેમ, બરાબર ને ?"

"એ બિલાડી હતી એમ મેં ક્યાં કહ્યું! પણ ઠીક, પછી?" બાળુક તો બરાબર પરીક્ષા લેવા મંડયો.

"પછી? પછી–પછી–હાં હાં હાં..." ગણુદેવ કહી શકતા નહોતા.

"બસ કરો, બસ. પછીનું તમે સાંભળ્યું જ નથી. હવે હું વાત કરવાનો જ નથી, તમારે જ કંઈક કહેવી પડશે."

"શું વાત કહું?"

"કહોને કે સૂંઠ ક્યાં છે?"

"સૂંઠ પાસે તો તને લઈ જાઉં છું."

"તો પૂછો કે સૂંઠ વિના મને ગમતું હતું કે નહિ?"

"સૂંઠ વિના તને ગમતું હતું?" બાળુકના બોલાવ્યા પ્રમાણે ગણુદેવ બોલ્યા.

"તમારા વિના પહેલાં તો જરાય રહેવાતું નહોતું. સૂંઠ વિના થોડું થોડું નહોતું ગમતું. પછી મેંમું મળ્યો એટલે તમારા વિના રહેવાતું તો હતું પણ ગમતું નહોતું. સૂંઠ વિના ગમતું હતું કે નહિ એની ખબર નથી." બાળુક ગોખેલું હોય તેમ બોલી ગયો.

"એમ?" ગણુદેવ બોલ્યા અને કંઈક વિચારમાં પડયા.

થોડીવાર શાંતિમાં ચાલી ગઈ ત્યાં બાળુક બોલ્યો, "કેમ ચૂપ થઈ ગયા? હવે કાંઈ પૂછવાનું નથી? તો કાંઈક કહો; મને કહો કે તમને અને સૂંઠને મારા વિના ગમતું હતું?"

"મને? સૂંઠને પહેલાં તો તારા વિના જરાય ગમતું નહોતું– તારા વિના એ રહી જ શકતી નહોતી. પછી એને એક સસલો મળ્યો. પછી એને ગમતું હતું."

બાળુક થોડીક વાર વિચારમાં પડી ગયો. પછી યાદ આવતાં એ બોલી ઊઠયો, "પણ તમને મારા વિના ગમતું હતું કે નહિ?"

" મને ? મને નહોતું ગમતું. "

" સૂંહને સસલો મળ્યો, તમનેય કંઈ મળ્યું હોત તો પછી ગમત. હાહાહા ! પણ સારું થયું તમને કંઈ મળ્યું નહિ. " કહીને બાળુક હસી પડયો.

ગણુદેવ ઊંડા વિચારમાં ઊતરી ગયા.

પછી તો અચાનક બાળુક પણ ચૂપ થઈ ગયો અને ગણુદેવ તો ચૂપ હતા જ. કયાંય સુધી એમની વાતો બંધ રહી. પછી જેમ જેમ નવું નવું જંગલ, નવાં નવાં ઝરણાં, નવા નવા પહાડો અને નવાં નવાં પ્રાણીઓ દેખાવા લાગ્યાં તેમ તેમ બાળુક એમને વિષે ગણુદેવને પૂછતો ગયો, ગણુદેવ એના જવાબો આપતા ગયા અને એવી રીતે એમની ગંભીરતા તૂટતી ગઈ.

ડુંગરોની નેળમાં તેઓ ઊતર્યા. વળાંક લેતા ગયા તેમ તેમ તેઓ ડુંગરોથી ચારે તરફ વીંટાતા ગયા અને છેવટે એક નાના ઢોળાવ આગળ તેઓ ઊતર્યા. એમની સામે એક પહાડ હતો. એમની ત્રણ બાજુ પહાડો હતા. અહીંથી ઢોળાવ ઊતરતો હતો અને સામેના પહાડ તરફથી પણ ઢોળાવ ઊતરતો હતો. ત્યાંથી ઊતરી વચ્ચે નાનાં નાનાં ઝરણાં મળીને એક પ્રવાહ બની આખો પ્રવાહ એક બાજુના માર્ગેથી પહાડોની બહાર નીકળતો હતો. પહાડના ઢોળાવ ઉપર ઝાડો હતાં અને નીચે નાના છોડવાઓ હતા. સપાટ બનાવેલી નાની જગ્યામાં એક ઝૂંપડી હતી. ઝૂંપડીને ઊંચી વાડ હતી.

" જો પેલી ઝૂંપડી ! " ગણુદેવે દૂરથી ઝૂંપડી બતાવીને કહ્યું.

" તમે અહીં રહો છો ? " બાળુક આનંદ પામતો બોલ્યો.

" હા. "

" સૂંહ અહીં રહે છે ? "

" હા. "

" અને—શીશ ? "

" ના. "

" તો મને અહીં રહેવું ગમશે, પણ શીશ આવશે તો ? "

" નહિ આવે. "

" સૂંઢ કહેશે કે ભલે આવે, તો ? સૂંઢ કહે એવી છે, મને ખબર છે સૂંઢ કહે કે ભલે આવે તોય તમારે નહિ આવવા દેવો, હાં ? "

" હાં. " ગણુદેવે જવાબ આપ્યો.

" મને ગમશે ને મારા મેંમુંને પણ—" પણ બાળુક આગળ બોલીને એ વાક્ય પૂરું કરે તે પહેલાં તો બિલાડાએ એકાએક એના હાથમાંથી કૂદકો માર્યો અને બાળુક 'અરે! અરે!' કરી એની પાછળ જાય તે પહેલાં તો એ દોડીને ક્યાંય નીકળી ગયો.

" પણ એ કોઈ દિવસ ભાગતો નથી. આજે ભાગી ગયો ! કેમ ભાગી ગયો ? દાદા, તમે જાઓ ! તમે એને લઈ આવો ! " બાળુક ગણુદેવ સામે જોઈને બોલ્યો.

" ભલે, હું દોડીને પાછળ જાઉં છું, તું પાછળ આવજે. " કહીને ગણુદેવ શિલાઓ પર પગ ચાંપી, શિલાઓને કુદાવતા, ઝટપટ નીચે ઊતર્યા. થોડીવારમાં તો ખૂબ નીચે આવી ગયા. આગળ એક ઝાડીમાં એકવાર બિલાડો દેખાઈ પણ ગયો. બિલાડો પણ ગડગડિયો પથરો જેમ દડતો જાય તેમ શિલાઓને કુદાવતો ભાગતો હતો. ગણુદેવે પોતાની દોડવાની ઝડપ વધારી ત્યાં અચાનક એમને દેખાયું કે બિલાડો ઊભો રહી ગયો છે. જરાક આડી નજર થઈ શકી કે દેખાયું કે બિલાડો એક બીજા સફેદ રુવાંટીવાળા પ્રાણી પાસે ઊભો રહી ગયો છે. ગણુદેવને સમજાયું કે એને કોઈક બિલાડી મળી ગઈ. બિલાડીને જોઈને જ એ ભાગ્યો હશે.

આ વસ્તુ ખ્યાલમાં આવતાં જ તેમનો દોડવાનો વેગ ઓછો થઈ ગયો. બિલાડા જેવા પ્રાણીને પણ દૂરથી બિલાડી દેખાતાં જ કેવું થાય છે! હવે એમને લાગ્યું કે બિલાડો નાસવાનો નહિ, એટલે એમણે દોડવાનું છોડી ધીમે ધીમે ચાલવા માંડયું.

પણ જરા આગળ ચાલતાં જ એમણે જોયું કે જેને એમણે બિલાડી માની હતી તે ખરી રીતે તો એક સસલો હતો; એ સૂંઢનો સસલો હતો એ પણ તેઓ જોઈ શકયા.

સસલો અને બિલાડો! બંને નર! સ્તબ્ધ બનીને ગણુદેવ છેટે ઊભા રહી ગયા. બિલાડો સસલાને ચાટી રહ્યો હતો. એ એની સાથે ગેલ કરતો હતો તેમાં સસલો પણ ભળતો હતો. બિલાડો સસલાને પોતાના શરીરનો ધક્કો મારીને પાડી દેતો હતો તે સામે જરાયે વાંધો ઉઠાવ્યા વિના જાણે પોતે પણ એ ઇચ્છતો ન હોય તેમ સસલો પડી જઈને ચત્તો સૂઈ જતો હતો! પછી બિલાડો એની છાતી ચાટતો અને સસલો આરામથી સૂઈ રહેતો. બંને જુદાં જ અને જુદી જ જાતિનાં પ્રાણી...છતાં.

ગણુદેવની નજર સામે સૂંઢ તરવા લાગી.

એમનું મગજ ભારે બની જતું હતું. ઉપર વજનદાર પથ્થર પડયો હોય તેમ તેઓ ઊભા રહ્યા.

ત્યાં તો બાળુક નજીક આવી ગયો. " અરે દાદા! તમે તો દોડતા જ નથી! અહીં જ ઊભા છો! દોડો, દોડો; હજી મેંમું ઊભો છે. કોઈ બીજાની સાથે રમત કરે છે ત્યાં એને પકડી લો."

" એ સસલો છે. બિલાડો સસલાની સાથે હવે રમ્યા કરશે. આપણે દોડવાની હવે જરૂર નથી." ગણુદેવ બોલ્યા.

" અરે, પણ એ બીજો બિલાડો નથી. બીજા સાથે એને ન ફાવે."

" તું જોને કે એને ફાવે છે કે નહિ!" ગણુદેવ ઊંડાણુમાંથી બોલતા હોય તેમ ધીમેથી બોલ્યા.

"બિલાડાને સસલા સાથે ફાવે નહિ. પણ તમે નહિ જ જાઓ, હું જ જાઉં છું." બાળુક બોલ્યો અને ઝટપટ નીચે ઊતરવા લાગ્યો.

બિલાડા પાસે પહોંચીને પાછળથી એણે એને ઉપાડી લીધો. બિલાડો દૂર થતાં જ સસલાએ બાળુક ઉપર કૂદકો માર્યો. બાળુકે બીજા હાથમાં એને ઉપાડી લીધો. બાળુકના હાથમાં રહીને બંને જણ એકમેકને ચાટવા લાગ્યા. બાળુક આશ્ચર્ય પામ્યો. "ભારે નવાઈ! સસલો બિલાડાને ચાટે!" એ એથી આનંદ પણ પામ્યો. સસલા–બિલાડાની રમત દેખાડવા બાળુક ગણુદેવને બૂમ મારીને બોલાવતો હતો: "આવો, આવો જલદી. આ જુઓ, તમારી વાત તો ખરી!"

પણ ગણુદેવ એ પ્રાણીઓની રમત જોતા હતા જ. એ જોયા પછી જ એમના પગની ગતિ મગજે પોતાને માટે લઈ લીધી હતી. એ ઊતરતા હતા ધીમે ધીમે, પણ વિચાર કરતા હતા ધોધમાર પ્રવાહના વેગમાં.

બિલાડો બિલાડીને તો ઠીક પણ સસલીને ને સસલાને મળવા દોડે છે! દેવ એને જવાબ આપે છે કે સુધરેલ અને જંગલી એવો તફાવત ઉપરનો જ છે! વિચાર કરતાં ગણુદેવનું શરીર રોમાંચિત થઈ ગયું.

# ગણુદેવ સસલાને મારી નાખે છે

ગણુદેવ બાળુક પાસે આવ્યા ત્યારે બાળુકે એમની સામે સસલા – બિલાડાને ધર્યાં. "જરા હાથમાં તો લો! બેય કેવા સુંવાળા લાગે છે!" બાળુક બોલ્યો. પણ ગણુદેવે એની સામે પણ ન જોયું. એ ઝૂંપડી તરફ જ ચાલ્યા. બાળુક ગણુદેવની ઉપેક્ષાને આશ્ચર્યથી જોઈ રહ્યો. એ મોઢું ચડાવીને બોલ્યો, "કંઈ નહિ, હમણાં નહિ લો; પછી તો જાતે જ માગવા આવશો, ત્યારે આપીશ જ નહિ ને! બેયને લઈને ભાગી જઈશ." ગણુદેવના ચહેરા પર એ શબ્દોની પણ કંઈ અસર ન થઈ.

એ ઝૂંપડીમાં આવ્યા. બારણામાંથી અંદર નજર કરે ત્યાં સૂંહને જોઈને સ્થિર જ થઈ ગયા: આટલી દૂબળી સૂંહ! આવી રગરગતી સૂંહ! એ ધ્રૂજ્યા કરે છે, લાંબે લાંબે ગાળે ઊંડા નિસાસા નાખે છે; એ સિવાય જાણે શ્વાસ જ નથી ચાલતો!

"સૂંહ!" બોલતા ગણુદેવ દોડયા અને સૂંહની પાસે બેસીને એની ઉપર લળી પડયા. "સૂંહ!" એમણે એના કાન આગળ પોતાનું મોં લઈ જઈને મૃદુ સ્વરે કહ્યું અને એનું મોં પોતાના હાથથી પોતાના તરફ ફેરવ્યું. સૂંહની આંખો આંસુએ ભરી હતી.

"સૂંઢ!" ગણુદેવ ગળગળા થઈને સૂંઢના ગાલો પર હાથ ફેરવતા બોલ્યા.

સૂંઢે હળવેથી આંખો ઉઘાડી ગણુદેવને જોયા. "ઓહ, બા – !" એણે પોતાના લાંબા બે હાથ ઊંચા કરીને ગણુદેવના ગળા ફરતા વીંટી દીધાઃ "મા – મા !"

"નહિ જાઉં – નહિ જાઉં !" ગણુદેવ બોલ્યા.

"આ ! " એણે પડખે સૂવાની સંજ્ઞા કરી. ગણુદેવે ધ્રુજારી અનુભવી. એમણે સૂંઢના ગાલ સાથે પોતાનો ગાલ દાબી દીધો. બાળુક કંઈ સમજ્યા વિનાનો શાંત ઊભો હતો.

ગણુદેવને તરત બાળુક યાદ આવી ગયો ને તેઓ ટટાર બેઠા થયા. "જો સૂંઢ, બાળુક આવ્યો ! બાળુક ! બા – ળુ !" એમણે કહ્યું.

"બા – ળુ !" સૂંઢ યાદ કરવા લાગી. બાળુક એની નજીક આવ્યો. એણે એની સામે જોયું. "બા – ળુ !" હજી એને યાદ આવતું નહોતું. એના બાળુનું સ્થાન તો આજે બીજાએ લઈ લીધું હતું. બાળુ હવે એને ક્યાંથી યાદ આવે ? તોપણ બાળુક જ્યારે પોતે ખસીને એની તદ્દન નજીક આવ્યો ત્યારે એણે એને પોતાના ખોળામાં બેસાડયો અને એના માથાને પોતાના ગાલ અડાડયા.

"સૂંઢ ! શીશ હવે નહિ આવે. " બાળુક માથું હલાવતો બોલ્યો.

"શીશ ?" સૂંઢ જરા વિચારમાં પડી. પછી ફરીથી એ બોલી, "શીશ ! – શીશ ? – શીશ !" કંઈક સમજાતું હોય તેમ એણે ધીમે ધીમે માથું ડોલાવ્યું.

"હું તો ક્યાંય ફરી આવ્યો ! જો આ મેંમું !" બિલાડાને બતાવીને બાળુક બોલ્યો.

"સસલા સાથે એને દોસ્તી પણ થઈ ગઈ." બાળુકે બીજી

વાત કહી. સૂંહે, પોતે સમજી હોય તેમ, માથું હલાવ્યું અને સંતોષના ભાવો એના મોં પર આવ્યા.

રાત્રે બાળુક અને એના નાનકડા બે દોસ્તો – સસલો અને બિલાડો – ઝૂંપડી બહાર જ સૂતા. સસલો અને બિલાડો અંદર જ આવતા નહોતા એટલે બાળુક પણ બહાર જ રહ્યો.

ગણુદેવ શું કરવું એના વિચારમાં ને વિચારમાં દીવાલભર થઈને સૂતા હતા. સૂંહ અત્યાર સુધી બહારની બાજુ જોતી બારણામાં બેઠી હતી તે હવે અંદર આવી. હળવે હળવે તે ગણુદેવની પાસે આવી અને એની બાજુમાં બેઠી. "બાબા!" એ બોલી અને તે સાથે જ ધીમે ધીમે શરીરને લંબાવવા લાગી. ગણુદેવના મગજમાં 'બાબા'નો નવો ધણ પડયો. એ ધ્રૂજી ગયા. જોરથી આંખો મીંચીને એ પડખું ફરી ગયા. સૂંહે એનો ખભો પકડીને એને પડખું ફેરવાવ્યું અને નમ્ર સ્વરે કહ્યું, "બાબા!" ગણુદેવે વધુ ધ્રુજારી અનુભવી. "બાબા! ઉ!" આંખો ઉઘાડો ને! સૂંહ બોલી. સૂંહે એમની આંખો ઉઘડાવી. એમણે આંખો ઉઘાડી. "બાબા! ઉ!" – જુઓ તો દાદા! સૂંહ બોલી. એણે 'બાબા' કહેતાં બીજું પણ કંઈક કંઈક કરવા માંડયું. પણ એ ચેષ્ટાઓ અને 'બાબા' શબ્દનો મેળ કેમે ખાતો ન દેખાતાં ગણુદેવ નિશ્ચેષ્ટની પેઠે પડ્યા જ રહ્યા. હથોડાની પેઠે એમના મગજમાં શબ્દ ઠોકાતો હતો: "બાબા – બાબા – બાબા!" માથું ફાટતું હતું તેને જમીનમાં ખોસી દઈને સૂઈ રહ્યા. છેવટે જ્યારે સૂંહ ઘસઘસાટ ઊંઘી ગઈ ત્યારે તે હળવેથી ઊઠયા. હળવે હળવે ચાલીને બારણા આગળ તેઓ આવ્યા અને બહારના અંધારાને જોવા લાગ્યા. થોડીવાર ઊભા રહ્યા, પણ પછી લાગ્યું કે નથી રહેવાતું, કદાચ મોંમાંથી ચીસ નીકળી જશે, એટલે એ બહાર દોડી ગયા.

"દેવ! દેવ!" દૂર જઈને એમણે ગળામાં રોકાઈ ગયેલી ચીસને છૂટી કરી નાખી.

"દેવ! એ જંગલી હોય તેનો તો કંઈ વાંધો નહિ, પણ હું તો એનો બાબા!

"તું મને જલદી કહેતો નથી, દેવ! તું કહે કે મારે શું કરવું? બોલ, નહિ તો હું બધાને કહીશ કે દેવ જુઠ્ઠો છે, દેવ મૂંગો છે, દેવ છે જ નહિ. બોલ, બોલ, મારે શું કરવું? હું એનો બાબા છું, છતાંય જો મને–જો મને–!" એણે ચીસો નાખતાં કહ્યું. એ ચીસોને ડુંગરોએ પાછી એના જ કાન પર મોકલી–અવાજ દેવના કાન સુધી ન પહોંચ્યો.

રોષથી એ પાછા ફર્યા. બારણા આગળ સસલો અને બિલાડો એકમેકની સાથે દબાઈને સૂતા હતા. એ જોઈને એને ક્રોધ ચડ્યો. "એક જાતનાં પ્રાણી નથી, એક જાતિનાં પ્રાણી નથી, અને છતાંય દોસ્તી કરે છે!" હોઠ પીસીને એ એ પ્રાણીઓની નજીક આવ્યા.

બંને પ્રાણીઓ નિર્દોષતાની ઊંડી છાપ મોઢા પર લઈને સૂતાં હતાં. સસલો ચત્તો સૂતો હતો અને તેની છાતી પર બિલાડાનો એક પગ પડ્યો હતો. આ સસલાને ગણુદેવે જ્યારે પ્રથમ જોયો હતો ત્યારે એની આંખોમાં ઊંડો વિષાદ અને બહાવરાપણું ગણુદેવે જોયાં હતાં, આજે ગણુદેવ એ આંખોમાં આનંદ અને શાંતિ જોઈ શકતા હતા.

અચાનક બિલાડો જાગી ગયો, એ સસલા તરફ સરક્યો. સસલો પણ જાગી ગયો, એ બિલાડા તરફ સરક્યો.

"ઓહ! ઓહ!" ચીસ નાખતા ગણુદેવ ઊભા થઈ ગયા. એકદમ ઝૂંપડીની અંદર દોડી ગયા.

"સૂંહ! સૂંહ!" ગણુદેવે બૂમ મારી. સૂંહ જાગી ગઈ. ખૂબ અંધારામાં પણ સૂંહ ગણુદેવની આંખોની ચમક જોઈ શકી. એ થરથરતા હોઠે ગણુદેવને પોતાની તરફ લથડતા આવતા જોઈ રહી. એ બોલી, "બાબા!"

"હું એનો બાબા!" ગણુદેવને વિચારની ચકરી આવી અને તે નીચે પડ્યા. સૂંહે દોડીને એમને પોતાના પડખામાં લઈ લીધા. થોડી-વાર એ શાંત પડ્યા રહ્યા, સૂંહ જે કંઈ કરતી હતી તે તેને કરવા દીધું, પણ પછી એકદમ ઊભા થઈ ગયા.

"નહિ, નહિ!" એ બોલ્યા અને બેઠા થઈ જઈને ફરીથી ઝૂંપડીની બહાર દોડી ગયા. સૂંહ એમને સમજી શકી નહિ. એણે માત્ર બૂમ જ મારી, "બાબા!" એ સાંભળતાં ગણુદેવે કાનમાં આંગળી ખોસી.

ગણુદેવ બહાર આવ્યા. સસલો અને બિલાડો નર–માદા હોય તેમ પડ્યા હતા. એ એ તરફ દોડ્યા અને સસલાને ગળું પકડીને ઊંચો કરી લીધો. બિલાડો ઘુરર કરીને સામો આવ્યો. ગણુદેવે પોતાની કમ્મરે છરો રાખ્યો હતો તે કાઢ્યો. બિલાડો છરાની ચકચકતી ધાર જોઈને દૂર જ ઘુરઘુર કરતો ઊભો રહી ગયો.

ગણુદેવે સસલા સામે જોયું: "દુષ્ટ છે તું!" સસલાને જોઈને એ બોલ્યા. "આ મળ્યો મને દેવનો જવાબ? જુઠ્ઠો દેવ!" એમણે સસલા સામે દાંત કચકચાવ્યા અને પછી નીચે બેસી જઈ સસલાને જમીન સાથે દબાવી છરો એના પેટમાં ખોસી દીધો, "ચલ જા દુષ્ટ! કમઅક્કલ દેવ!"

લોહીનો ફુવારો છૂટ્યો. માંસનો લોચો બહાર નીકળી પડ્યો.

એ લોહીનો છાંટો પોતાના ઉપર ન ઊડે તે માટે ગણુદેવ દૂર ખસી ગયા. સસલાના પેટમાં છરો ભોંક્યા પછીની પહેલી ક્ષણે તો એમનો ઉશ્કેરાટ છરો ફેંકીને ત્યાંથી ભાગી જવાનો હતો, પણ એક ડગલું પાછળ હટ્યા ત્યાં તો બિલાડો દોડતો દોડતો આવ્યો અને સસલાના લોહીમાં આળોટી પડ્યો. ગણુદેવ જરા દૂર ખસીને આશ્ચર્યવત્ ઊભા રહ્યા.

બિલાડો સસલાના લોહીમાં આળોટતો સસલાના પેટ તરફ આગળ વધ્યો. પેટમાંથી ઊડતા લોહીને પોતાના મોં પર ઝીલવા એણે મોંને એના પેટ સુધી લંબાવ્યું અને લોહીના ઘૂંટડા ભરવા લાગ્યો.

આ જોઈને ગણુદેવની આંખો ફાટી ગઈ! આ? સ્ત્રી પાસે પુરુષ જાય છે આ માટે? નહિ નહિ, આવું ન હોય, આ તો દુષ્ટતા છે–આ તો ઢોંગ છે!"

હાથમાં સસલાના લોહીથી ટપકતો છરો હજી ધ્રૂજતો જ હતો. ગણુદેવ કૂદકો મારીને આગળ આવ્યા અને બિલાડો ભાગવા જાય ત્યાં તો એમણે એને ગળાથી પકડી લીધો.

બિલાડાએ ખીહીહી કરીને નહોર ઉગામ્યો, પણ એનું ખીહીહી જરા સંભળાઈને એના ગળામાં જ દબાઈ ગયું અને એના નહોર નીચા પડી ગયા. એના ગળામાંથી આછું આછું ઘુરર ઘુરર નીકળ્યું, એના ડોળા ખૂબ ફાટચા, પણ એ કંઈ લડાઈના સામના તરીકે નહિ પણ આવી પહોંચેલા મૃત્યુની નિશાની તરીકે. ગણુદેવે ઝટ છરો એના પડખામાં ભોંકી દીધો. છરો તેજદાર હતો છતાં સસલાના લોહીવાળા છરાને બિલાડાના શરીરમાંનાં લોહી–માંસમાંથી માર્ગ કરીને આગળ જતાં થોડી મુશ્કેલી નડી–એક જાતિનું લોહી બીજી જાતિના લોહીને સ્પર્શવા જ માગતું નહોતું. પણ આખરે ગણુદેવે જોર કરીને છરો પૂરેપૂરો અંદર પેસાડી દીધો અને પછી બિલાડાને ફેંકીને પાછા હડચા.

હવે તો તે અહીંથી ચાલ્યા જ જવાના હતા, પણ જતાં જતાં મરવા પડેલા સ્વાર્થી બિલાડા તરફ નજર નાખતા ગયા. બિલાડાના શરીરમાંથી લોહી ધોધમાર નીકળતું હતું. સસલાના લોહી ઉપર થઈને એનો પ્રવાહ ચાલતો હતો. સસલાનું લોહી પણ નીચે વહેતું

હતું પણ એ બંનેના જુદા જુદા પ્રવાહ સ્પષ્ટ દેખાઈ આવતા હતા. બંને લોહી, એક ઉપર બીજું એમ હોવા છતાં, જરા પણ ભળ્યા વિના ચાલતાં હતાં. ચંદ્રનું અજવાળું નીકળ્યું હતું તેમાં નીચા નમીને ગણુદેવે વધુ સારી રીતે આ આશ્ચર્ય જોઈ લીધું. "સસલો અને બિલાડો કેમ મળી શકે? – સૂંહ અને સૂંહના બાબા કેમ મળી શકે?"

એમનું મગજ એક ક્ષણ બધા વિચારોથી મુક્ત થઈને ચાલતું ઊભું રહી ગયું અને પછી એકી સાથે કેટલીયે બાબતો ત્યાં આવી ચડી – જાણે આ બધીનો મારો સહેવાની તૈયારી કરી લેવા માટે જ એ ઊભું રહી ગયું હતું!

ગણુદેવ ઝડપથી વાડની બહાર નીકળીને ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં એમની આંખ સામે એક ક્ષણે પડખે પડખે સૂતેલા સસલો અને બિલાડો આવતા; બીજી ક્ષણે એક જ ખાડામાં પડીને અલગ અલગ રહી વહેતાં એમનાં લોહી આવતાં; ત્રીજી ક્ષણે સૂંહની મૂર્તિ આવતી–સૂંહની મૂર્તિ સાથે એની પોતાની મૂર્તિ પણ આવતી. વારેવારે આ દૃશ્યો વારાફરતી આવતાં. છેવટ ત્રીજું જ દૃશ્ય સ્થિર બનીને ઊભું રહ્યું. થોડીવાર સૂંહની અને એની પોતાની મૂર્તિ સામસામે જોઈને ઊભી રહી, પછી એકમેક તરફ ખેંચાવા લાગી અને થોડું અંતર રહ્યા પછી તો તેઓ ખૂબ જ વેગથી ખેંચાવા લાગી. એ વેગે ગણુદેવના મગજને સખત આંચકો આપ્યો. એ માનસિક વેગને રોકવા એમણે પોતાના સાચા હાથ હવામાં ઊંચા કર્યા પણ ત્યાં તો મગજ દોડ્યું. મૂર્તિઓ એકમેક સામે ધસી. એમનો છરો ઊંચો થયો. હાથ ઊંચો થઈ ગયો, ત્યાં તો મૂર્તિઓ જોરથી એકમેક સાથે અથડાઈ; અથડાઈ અને ભાંગીને નીચે પટકાઈ. એણે નીચે જોયું. નીચે બે પ્રવાહ ચાલ્યા જતા હતા: એકની ઉપર જ બીજો પ્રવાહ હતો છતાં બંને સ્પષ્ટ જુદા જ દેખાતા હતા. એમના અંગે ધ્રુજારી

માવી ગઈ. એમણે જોર કરીને છરાને દૂર ઊંચે પહાડની એક ઝાડીમાં ફેંકી દીધો.

પણ મગજ ચસકા લેવા લાગ્યું. તેઓ એ તાણને ઓછી કરવા જોરથી આંખો મીંચી ગયા. એમણે મનને કલ્પના કરાવી કે એ ઠૂંઠની અને એની મૂર્તિઓ નહોતી પણ સસલો અને બિલાડો હતા. પણ ત્યાં તો બે વહેતા પ્રવાહો એમની આંખ સામે આકાશમાં વહેવા લાગ્યા. એ બંને એકમેક સાથે જરાય મળી શકતા નહોતા અને છતાં એ પ્રવાહોમાં એકમાં એના દેહની છાયા દેખાતી હતી અને બીજા નીચેનામાં સૂંઠની છાયા હતી. "નહિ આવું, નહિ આવું, સૂંઠ! હું તારો બાબા! હું નહિ આવું. દેવ મને હુકમ કરે છે. દેવનો આ હુકમ સાચો છે. હું નહિ આવું!" એ બોલ્યા. આંખો મીંડી થોડીવાર ઊભા રહ્યા અને પછી એકાએક મૂર્છિત થઈને એ નીચે પડી ગયા.

સવાર ક્યારનુંયે ઊગી ગયું હતું. ઉષા ચાલી ગઈ હતી. સૂર્યનાં કિરણો પણ હવે કૂણાં મટી ગયાં હતાં. પહાડના પથ્થરો તપવા લાગ્યા હતા. કિરણો હવે તીખાં બન્યાં હતાં. ગણુદેવ એ તપેલા પથ્થરો પર હજી પણ સૂતા હતા.

"દાદા! દાદા!" પહાડમાં દિશાઓ પડઘા પાડતી હતી. એની પાછળ કરુણાર્દ્ર સ્વર આવતો હતો, "બા – જુ! બા – જુ! મા! મા – બા મા!"–બાળુ ન જા. દાદાની શોધ નકામી છે.

એ બીજો સ્વર હતો સૂંઠનો. બાળુક 'દાદા – દાદા'ની બૂમો પાડતો શિલાઓને ઠેકતો પહાડમાં ઘૂમી રહ્યો હતો અને એના દાદાને શોધતો હતો. એની માતા એને પાછો બોલાવતી હતી. એના દાદાના સ્વભાવને એ મહિનાઓથી જોતી હતી એટલે જાણતી હતી કે દાદાની પાછળ જવું વ્યર્થ છે. પણ બાળુક એ ક્યાં જાણતો હતો? એ ક્યાં

કશું સમજતો હતો ? એને તો દિલમાં ઊંડો ઘા વાગ્યો હતો. એને મેંમું હલતો – ચલતો નહોતો. એનું પેટ ફાટી ગયું હતું. એને રો‌‌ આવતું હતું પણ એ ક્યાં રોવે ? દાદા મળે તો દાદા પાસે એ રડી શકે.

સૂંહને પણ ક્યાં રડવું નહોતું આવતું ? પણ એ જાણતી હતી ‌ એ વ્યર્થ છે. એણે બાળુકને સમજાવ્યો કે સસલો અને બિલાડે પડખે પડખે ન રહી શકે, છતાં રહ્યા પછી બીજું શું થાય ? મા‌ સ્વરો અને ઓષ્ટય – વ્યંજનોની પાંચ – સાત શબ્દોની ભાષા, જુદી જુદી જાતના ઉદ્ગારો અને ચહેરા પરના ભાવોમાંથી પણ બાળુ‌ એની વાત સમજી શક્યો, પણ એને એમાં વિશ્વાસ ન બેઠો. એ તે‌ "દાદા – દાદા" એમ બૂમો પાડી પહાડો ગજવતો દોડતો જ રહ્યો અને પછી નિરુપાયે સૂંહ પણ એની પાછળ દોડતી જતી હતી.

"દાદા – દાદા ! દાદા – દાદા !" પહાડો બોલતા હતા. અચાન‌ એ અવાજે ગણુદેવના મગજના તાર હલી ઊઠ્યા અને એનામાં ગરમ‌ આવી. શાનો અવાજ છે ? કોનો અવાજ છે ? ક્યાંથી આવે છે ? એ‌ જાણવા તેમણે કાનને સરવા કર્યા. "દાદા !" અવાજ આવ્યો.

બાળુક ! ગણુદેવે સમજ પડતાં જરા વિચાર કર્યો ને પછી સામો જવાબ વાળ્યો – "હો !"

"દાદા – દાદા ! ભાગી ન જતા, આવું છું. વાત કહેવી છે ભાગી ન જતા !"

"આવ !" ગણુદેવે જવાબ આપ્યો. 'બાળુકનું મન કેવું સાચુ છે !' એમના મનમાં થયું.

થોડીવાર એ ઊભા રહ્યા. આખરે બાળુકનો ચહેરો એક ઊંચ‌ શિલા ઉપર દેખાયો. એમણે હાથ ઊંચો કરી એને થોભવા કહ્યું અ‌ પછી પોતે જ સામા દોડયા.

નજીક જઈને એણે બાળુકને ઉપર ઊંચકી લીધો.

"દાદા! મેંમું! મેંમું અને સસલો! સૂંઢ કહે છે કે પોતે જ અંદર અંદર લડીને મરી ગયા – સાચી વાત?" દાદાનો ટેકો મળતાં જ બાળુક બોલ્યો.

દાદા થોડીવાર ચૂપ રહ્યા. પછી એકાએક બોલ્યા, "સાચી વાત."

"સાચી વાત! તમે જોયું?"

"હા, મેં જોયું." ગણુદેવ બોલ્યા. બોલીને આંખો મીંચી ગયા.

બાળુક થોડીક વાર શોકમાં ઊભો રહ્યો ને પછી બોલ્યો, "આપણે અહીં ન રહીએ. આ જગ્યા ખરાબ છે. સસલો મેંમુંને મારી નાખે છે!"

"ના! – હા!" દાદા બોલ્યા અને એમણે જોરથી માથું ધુણાવ્યું. પછી ધીરેથી કહ્યું, "ભલે, ચાલ બીજે જઈએ."

બંને વાંસો ફેરવી પાછલી ખીણમાં ઊતરવા જતા હતા ત્યાં સૂંઢે પાછળથી બૂમ મારી "બા – ળુ! બા – બા!"

સહજ જ ગણુદેવની ગરદન ફરી ગઈ. પાછળ શિલા ચડવા મથતી સૂંઢનું મોં દેખાતું હતું. ગણુદેવની આંખો જોઈને જ સૂંઢે બૂમ મારી "બા – બા!"

ગણુદેવે માથું ધુણાવ્યું અને તરત મોં ફેરવી લઈને ચાલવા માંડ્યું: "જલદી ચાલજે, બાળુક!"

"જલદી ચાલું. આપણે પણે જશું. પણે શું હતું? પાણી ખળખળ જતું હતું – ત્યાં જશું. ત્યાં મજા છે."

"ત્યાં જશું." ગણુદેવે કહ્યું અને જલદી ચાલ્યા જવા માટે બાળુકને ખભે ઉપાડી લઈને પગને ઉતાવળો કર્યો.

"બા – બા!" પાછળથી કરુણ ચીસ આવી.

ગણુદેવે જોરથી માથું ધુણાવ્યું. એ બોલ્યા. "નહિ આવું, નહિ

આવું. તારી જુદી જાતિ છે, હું તારો બાબા...!" થોડીવાર અટકીને ફરી એ ગણગણ્યા. "આપણાં લોહી નહિ મળે. આપણામાંથી બાળુક જેવો છોકરો નહિ બને."

સૂંઠ થોડીવાર ફાટી આંખે જોઈ રહી. ગણુદેવ એને આમ કેમ મૂકી જાય છે તેની તેને સમજ ન પડી. આજ સુધી ગણુદેવે એને માટે કેટલું કર્યું હતું? આજે એ કેમ જાય છે? ઓહ, હવે તો સસલો પણ નથી! એમણે ઇચ્છ્યું તે પ્રમાણે એણે કર્યું હતું, છતાં એ ચાલ્યા જાય છે!

સૂંઠનું હૃદય જોરથી ધબકવા લાગ્યું.

"શીશ!" એણે તુચ્છકારનો ઉદ્‌ગાર કાઢ્યો. "જવા દે! ભલે જાય!" એનું મગજ બોલ્યું. એણે માથું ઊંચું કર્યું.

અચાનક એના મગજના વિચારો બદલાયા. એની સામે શીશની મૂર્તિ તરી આવી. ઝાડના ઝૂલા પર ભયંકર તોફાન વચ્ચે પણ એ રાત કેવી સરસ લાગતી હતી! રાફડા નીચેથી કેવી રીતે નીકળ્યાં હતાં! લાવારસથી કેવી રીતે ભાગ્યાં હતાં! બધે વખતે મજા આવતી હતી! "શીશ! શીશ!" એ બોલી.

એ મજા અહીં નથી! "શીશ! શીશ!" એનું મગજ દૂર દૂર નજર નાખવા લાગ્યું. "આ-શીશ" એણે છેલ્લા શબ્દો કાઢ્યા અને પછી જે શિલા ઉપર હાથ રાખીને આધાર લઈને એ અદ્ધર રહી હતી તે શિલા એણે છોડી દીધી.

ગણુદેવ આગળ દોડ્યા જતા હતા. અચાનક એમના કાન પર મોટા ધડાકાનો ઘોષ આવ્યો. ચમકીને એમણે પાછળ જોયું. શિલા ઉપર સૂંઠનો ચહેરો ન દેખાયો. "સૂંઠ!" એ બોલ્યા અને પાછા વળીને દોડતા દોડતા શિલા આગળ આવ્યા.

નીચે ઊંડી ખીણમાં લોહીના લાલ રંગનું ખાબડું ભરેલું હતું.

સૂંઢ ત્યાં પડી હતી. ગણુદેવ ધબ્બ સરખા નીચે બેસી ગયા. એમની આંખે ચક્કર આવતાં હતાં.

"દાદા, ચાલો ને ઝટ!" બાળુક બોલ્યો.

"હા, ચાલો ભાઈ!" માથું ધુણાવીને ગણુદેવ ઊભા થયા, પણ ઊભા થતાં એમને લાગ્યું કે એમની છાતીમાં કંઈક દરદ થાય છે. ચાલતાં ચાલતાં પણ એમને એની અસર જણાતી હતી અને તેમનાથી જાણે ઝટપટ ચલાતું નહોતું.

"તમે જલદી નથી ચાલતા દાદા!" બાળુકે કહ્યું.

"સાચી વાત છે ભાઈ!" ગણુદેવે જવાબ આપ્યો.

"કેમ ચાલતા નથી?"

"મને છાતીમાં દુઃખે છે." ગણુદેવે જવાબ આપ્યો.

# અણધાર્યું દરદ

ગણુદેવ ધીરે ધીરે ટેકરાઓ ઊતરતા, ખીણો વટાવતા, કેડી પછી કેડી મૂકતા મેદાનમાં આવી ઊભા. હજી એમની નજર પાછળ ગયા કરતી હતી.

"શું જુઓ છો દાદા?" બાળુકે પૂછ્યું.

"કંઈ નહિ." દાદાએ જવાબ આપ્યો.

"સસલો જોતા હશો!" બાળુક બોલ્યો.

ગણુદેવ ચૂપ રહ્યા.

"તમને તમારા સસલાની જ પડી છે. અમારા મેંમુંનું કંઈ નહિ?" બાળુક ફરીને બોલ્યો.

ગણુદેવ હજી પણ ચૂપ જ રહ્યા. એમની આંખમાં પાણી આવી ગયાં હતાં – ગળે ડૂમો બાઝયો હતો.

"સસલો બહુ યાદ આવે છે, દાદા? બોલતાયે નથી! તમે રુઓ છો?"

"ના ભાઈ! સસલો યાદ નથી આવતો, સૂંઢ યાદ આવે છે!" ગળું ખંખેરી ગણુદેવે ભીની આંખોને લૂછતાં કહ્યું.

"સૂંઢ કેમ યાદ આવે છે? સસલા કરતાં સૂંઢ સારી હતી?"

"હા ભાઈ, તું મને દાદા કહે છે એટલે તું મને બહુ ગમે છે. સૂંઠ મને બાબા કહેતી એટલે સૂંઠ બહુ ગમતી." બોલતાં બોલતાં ગણુદેવનો અવાજ ગળગળો થઈ ગયો.

"વાત તો બરાબર છે." જાણે ઊંડા વિચાર પછી બોલતો હોય તેમ ગંભીરતાથી બાળુક બોલ્યો. ગણુદેવના મગજમાં એના ભોળા શબ્દોએ બહુ ઘેરી છાપ પાડી. એમને થવા લાગ્યું કે એ ખોટું થયું કે જયારે તેઓ પ્રવાસ કરતા હતા ત્યારે તે વારેવારે સૂંઠની પાસે જતા. એ કંઈ બાળુકને માટે નહોતા જતા પણ સૂંઠને માટે જતા હતા એની અત્યારે એમને સ્પષ્ટ ખબર પડી આવી. વસ્તીમાં સૂંઠને ઘેર પણ એમને ગયા વિના ન ચાલતું તે બાળુકને મળવા ખાતર નહિ પણ સૂંઠને જોવા ખાતર. પેલી છોકરીએ એમના મનને બરાબર પકડી પાડયું હતું છતાં એવી સાચી છોકરીને એમણે તો સારો જવાબ ન આપતાં સામી શિક્ષા કરી. ગણુદેવ થઈને એણે વૃત્તિને બગાડી. દેવે એને ગણુદેવ બનાવતાં પહેલાં શું કહ્યું હતું? કહ્યું'તું કે, 'તારું લોહી શુદ્ધ રાખજે. લોહી શુદ્ધ રાખીશ ત્યાં સુધી જ તું ગણુદેવ રહીશ.' દેવની આજ્ઞા એણે ન માની...પણ એણે સૂંઠથી છૂટવાને શું ઓછા પ્રયત્નો કર્યા હતા ? છતાંય પણ આખરે મરવું પડયું સૂંઠને. મેં જ સૂંઠને મારી નાખી. એમની આંખ ભીની થઈ ગઈ.

એણે બાળુકને કહ્યું, "આપણે કયાં જાશું ? "

"પેલું–ખળખળ પાણી, એ શું ? ત્યાં..." બાળુક બોલ્યો.

"ખળખળ પાણી એ તો નદી. ત્યાં કેમ જવું છે ? "

"ત્યાં મેંમું હતો. ત્યાં બીજો મેંમું મળશે. ત્યાં મજા પડશે."

"વસ્તીમાં જઈએ તો ? "

"ઊંહું ! વસ્તીમાં શું ? મેંમું આગળ. હવે મેંમુંને સસલા આગળ જવા જ ન દઉં. નદી આગળ જઈએ."

થોડીવાર ગણુદેવે વિચાર કર્યો. ' વસ્તીએ તો હવે નવો ગણુદેવ શોધ્યો હશે. કદાચ હવે તેઓ એકબીજા સાથે બહુ લડતા પણુ હશે. વસ્તીમાં જઈને હવે શું કરવું છે ? કોઈ નદીને કાંઠે એકલો રહું અને બાળુકને મોટો કરું. એને મારી વિદ્યા શીખવું. '

એમણે બાળુકને કહ્યું, " ભલે, આપણે નદી આગળ જશું પણુ તને બિલાડો મળે તો તું પણુ એની સાથે બિલાડો નહિ બની જા ને ? તારા દાદાને તો ભૂલી નહિ જા ને ? "

" નહિ ભૂલું. કેમ ભૂલીશ ? મેંમું હતો તોય તમને જ ઓળખી કાઢ્યા હતા ને ? તમે જ મને નહોતો ઓળખ્યો, તમને જ તમારો સસલો બહુ યાદ આવતો હતો. તમે મને શેનો યાદ કરો ? તમે કહો કે તમે એવું નહિ કરો. હું તો કાંઈ મેંમું નહિ થઈ જાઉં. "

ગણુદેવ એ સાંભળી બાળુક પ્રત્યેના પ્રશંસાભાવથી ગદ્‌ગદિત થઈ ગયા. એ બોલ્યાઃ

" મને એ ગમે. તું એવો થાય એ મને ગમે છે. તું બહુ હોશિયાર છે. "

" હોશિયાર જ તો. જોજો તો ખરા ! મારા જેવો તો કોઈ નહિ હોય–તમેય નહિ. તમારા કરતાંય હોશિયાર હું બનવાનો. "

" ખરું છે. " ગણુદેવ બોલ્યા.

" તમેય ઠીક વાતને ઝટ પતાવવા ' ખરું છે ' કહી નાખો છો ! " બાળુક બોલ્યો.

" બાળુક, શીશ તને કેવો લાગે ? " થોડીવારે ગણુદેવે પૂછ્યું.

" વાંદરા જેવો ! અક્કલ જ નહિ ! બહુ ખરાબ ! ના, પછી થોડો થોડો તો ઠીક લાગતો હતો. "

ગણુદેવ થોડું હસ્યા અને પછી બીજો પ્રશ્ન કર્યો.

" અને સૂંઢ તને કેવી લાગતી હતી ? "

" કેવી એટલે ? બસ એવી. મને કંઈ બહુ ગમે નહિ. શીશ કરતાં વધારે સમજે, પણ તોય કાંઈ બહુ નહિ—કહો ને, એક રીતે ઠીક અને એક રીતે ઠીક નહિ. "

" શીશ તારો બાપ હતો અને સુંઢ તારી મા હતી. એવાં એ હતાં તોપણ તું કેવો હોશિયાર છે! એટલે તું મારા કરતાં હોશિયાર છે એમ કહું એ ખરું નહિ ? "

" જાઓ, જાઓ !" એણે કહ્યું. થોડીવાર અટકીને દુઃખી સ્વરે એ બોલ્યો, "બધા તો કહેતા પણ તમેય કહો છો ? ભલે, ભલે વાંદરા – વાંદરી મારાં મા – બાપ! બસ, રાજી તમે ? મા એટલે શું ને બાપ એટલે શું, એની ખબર જ કોને છે ?" બાળક મોઢું ચડાવીને બોલ્યો.

" જેવાં માબાપ હોય તેવાં છોકરાં થાય !"

" હું શું વાંદરા જેવો છું ? હું તો હોશિયાર છું. તમે જ કહો છો, તમારા કરતાંય હું હોશિયાર છું. વધારે જોવું હોય તો નદીમાં આવજો તો ખરા! જોજો! કેવાં માછલાં પકડું છું! કેવો તરું છું! કેવા સરસ ધા કરું છું ! વાંદરાં! ભલે ને મારાં મા – બાપ વાંદરાં હોય ! હું તો હોશિયાર છું ને ? તમે જ કબૂલ કરો છો, પછી મારાં માબાપનો મને શું વાંધો ? "

ગણુદેવ છોકરાની વાણી અને બુદ્ધિ ઉપર ખુશ થઈ હર્ષથી ઊભરાઈ ગયા. નીચા નમીને એણે એને ઊંચો ઉપાડી લીધો અને પછી ઊંચો ને ઊંચો પકડી રાખી જોરથી દોડવા લાગ્યા.

" અરે! મૂકી દો, મૂકી દો, નહિતર ગુલાંટ મારીને પણ તમારી પાછલી બાજુ ઠેકી પડીશ. "

" એમ ? "

"હા. અને પછી પાછળથી જ ભાગી જઈશ. તમારા હાથમાંયે નહિ આવું. નદીએ હું પહોંચી જઈશ અને તમે અહીં રહી જશો–વગડામાં."

"એમ ? લે ત્યારે, હું તો નથી મૂકતો, ખા જોઈએ ગુલાંટ ! જોઉં તો ખરો કે કેમ છટકે છે અને કેમ ભાગે છે ?"

"જોજો હોં ! ધ્યાન રાખજો હોં ! એ–એ–એ ખાધી ગુલાંટ!" બોલીને બાળુકે નીચે લટકતા પોતાના પગ પાછળ ઉલાળ્યા અને પગને ઊંચા કરી દીધા. એનું માથું ગણુદેવના માથાનો ટેકો લઈ રહ્યું. ગણુદેવના હાથમાં પકડાયેલાં એનાં બાવડાં ચક્કર લઈને ફેરવાઈ ગયાં પણ ઊંચા રહેલા પગને પાછલી બાજુ એણે ઉતાર્યા, આંચકો મારીને બાવડાં ગણુદેવના હાથમાંથી છોડાવી એ છૂટો થયો, પણ એ જેવો ઊંચો ચડ્યો તેવા જ ગણુદેવ, સામેથી ધક્કો લાગતાં જે રીતે પડે તે રીતે, જમીન પર ચત્તાપાટ પડ્યા. બાળુકને છાતી પર ઝીલી લેવા એમણે છાતી પાથરી પણ 'ખચક્' કરતું કંઈક થયું અને એમની ચામડી ચમચમી. આવું તો એમને સામાન્ય હતું પણ આજે કોણ જાણે કેમ તેમનાથી આ સહેવાયું નહિ. ઘાથી નબળા થયેલા ભાગ પર બીજો ઘા પડતાં થાય તેવું તેમને થયું, છાતીમાં એકદમ દુઃખ ઊપડી આવ્યું અને સ્વાભાવિક રીતે જ મોં પર વેદનાની આછી રેખા ખેંચાઈ. હાથ પડખાને જોવા માટે વળ્યો તે જ ક્ષણે ઉપરથી બાળુક પડ્યો. એના પગ એમની છાતી ઉપર બરાબર સીધા પડ્યા અને આખું વજન છાતી ઉપર જોરથી પટકાયું અને તરત જ ગણુદેવના મોંમાંથી 'આહ –!' એવો વેદનાનો સૂર નીકળી ગયો–એમની નસો ખેંચાઈ આવી.

"દાદા – દાદા ! વાગ્યું ? બહુ વાગ્યું, દાદા ? મને ખબર નહોતી, હોં દાદા ! કહો ને દાદા, વાગ્યું તમને ?" ગભરાઈને બાળુક બોલ્યો.

વેદનામાં બેચાર ક્ષણ તો ગણુદેવ કંઈ બોલી જ ન શક્યા પણ પછી પરાણે બોલ્યા, " ના, કંઈ વાગ્યું નથી." પણ બાળુક તો એમના ચહેરા પર જોતો હતો કે એમને ખૂબ વાગ્યું હતું. એ અપરાધીની નજરે ઊભો રહ્યો. થોડીવાર ગણુદેવ આંખો અધીં બંધ રાખીને શાંત પડચા રહ્યા, પછી જરા કળ વળતાં એમણે બાળુકની સામે બરાબર જોયું અને જરા હસીને બોલ્યા, " ચાલો ચાલો, જલદી જઈએ. વાતોમાં અને રમતમાં આપણે બહુ ધીમા ચાલ્યા."

આમ કહીને એ હસતે ચહેરે ઊભા તો થવા ગયા, પણ છાતી ઉપર જોર આવતાં એક કણુસકું એને આવી ગયું. છાતીમાં જાણે શૂળ ભોંકાઈ. અંદરની વેદનાને પરાણે અંદર જ સમાવી રાખીને એ ઝડપથી ઊભા થઈ ગયા. " ના, કંઈ નથી. જો કેવો ઊભો થઈ ગયો!" એ મોટેથી હસ્યા અને પછી બીજી જ ક્ષણે એમને આડું જોઈ જવું પડ્યું. આડું જોઈને એમણે અંદરની વેદનાને મોં પર આવવા દઈ ને ત્યાંથી હવામાં ઉડાડી દીધી. પછી તરત બાળુક તરફ જોઈ ને હસીને બોલ્યા, "તને ખભા ઉપર ઉપાડી લઉં, પછી આપણાથી જલદી ચલાશે."

" નહિ, હું ચાલીશ." બાળુકે જવાબ આપ્યો.

ગણુદેવે બાળુકને પોતે ઉપાડી લેવાની ઇચ્છા બતાવી તે પણ ઉપર ઉપરથી જ, અંદરથી તો એમને લાગતું હતું કે દુ:ખે છે બહુ, જલદી ચલાતું પણ નથી તો બાળુકને તો તે કેવી રીતે ઉપાડશે? પણ બાળુક આગળ વેદના પ્રગટ કરી એને માટે નબળાઈનો નમૂનો ઊભો કરવાને બદલે વેદનાને જણાવવા ન દેવી તેવું દષ્ટાંત રજૂ કરવા તેઓ ઇચ્છતા હતા એટલે એમણે એમ કહ્યું અને જો બાળુકે કહ્યું હોત કે પોતે એમના ખભા ઉપર બેસશે તો એ દષ્ટાન્તને વધુ અર્થકારી બનાવવા તેઓ તેમ કરત પણ ખરા અને કંઈ જ ન થયું હોય તેમ ચાલત પણ ખરા.

બાળુકને તો તોપણ લાગતું હતું કે એનો અપરાધ થઈ ગયો છે એટલે એ તો મૂંગો જ થઈ ગયો હતો. એ કંઈ બોલતો નહોતો. થોડીવાર ગમે તે બોલી ગણુદેવ પણ મૂંગા થઈ ગયા અને બંનેનો પ્રવાસ બરાબર ચાલવા લાગ્યો.

રાત પડતાં તેમણે આરામ લીધો. આરામને અંતે સવારે એમણે ખાવાનો બંદોબસ્ત કર્યો અને ખાઈને તેઓએ જ્યારે ફરી ચાલવું શરૂ કર્યું ત્યારે ગણુદેવને યાદ પણ ન હતું કે કાલે ચાલતાં ચાલતાં તેમને કંઈ દુઃખ થતું હતું – બહુ સરળતાથી એ ચાલી શકતા હતા પણ થોડા દિવસ પછી એક સાંજે એમણે કંઈક ખાઈ ફરી ચાલવું શરૂ કર્યું ત્યારે ગણુદેવને ચાલવાની ઇચ્છા ન થઈ. એમની છાતીમાં કંઈક દરદ જણાવા લાગ્યું હતું. એમણે બાળુકને કહ્યું, “ આપણે હવે અત્યારે ન ચાલીએ, સાંજ તો પડે છે; ચંદ્રનું અજવાળું હશે. પણ કંઈ નહિ આજે, આજે ન ચાલીએ.”

“ ભલે !” બાળુક બોલ્યો.

ન ચાલવાનું નક્કી થતાં જ ગણુદેવે જમીન પર શરીર લંબાવી દીધું. દુઃખથી તેઓ પડખું ફરી ગયા.

બાળુક એમની પીઠને જોતો મૌન બેસી રહ્યો.

## ૧૨

# પ્રચંડ આવેગમાં

બીજે દિવસે સવારે ઊઠયા ત્યારે પણ ગણુદેવને ચાલવાની ઇચ્છા તો નહોતી જ થતી, પણ તેમને લાગ્યું કે, 'ચાલવું જોઈએ, ન ચાલું તો બાળુકને નબળાઈને વશ થવાનું પ્રત્યક્ષ શિક્ષણ મળે. ગણુદેવ તો એવો હોય કે એનામાં નબળાઈ હોય જ નહિ. કોઈ જાતની નબળાઈ ન હોય તે ગણુદેવનું પહેલું લક્ષણ, બુદ્ધિ એ તો પછીનું લક્ષણ. બાળુકને મારે સારામાં સારો ગણુદેવ બનાવવો છે. મારે ચાલવું જ જોઈએ.' આમ વિચાર કરીને અંતરમાં જોશ પ્રગટાવીને તેઓ બેઠા થયા.

તેઓ ચાલ્યા. સૂરજ ઊંચો આવ્યો અને માથે આવ્યો ત્યાં સુધી તેઓ ચાલ્યા. પણ ચાલતાં ચાલતાં ગણુદેવને પ્રત્યેક ક્ષણે લાગતું હતું કે એમનાથી ચલાતું નથી – એમનું દરદ વધતું જાય છે. છતાં તેમણે ચાલ્યે રાખ્યું. આખરે બપોરે એક ઝાડને છાયે તેઓ બેસી ગયા. એમણે બાળુકને કહ્યું, "તું હોશિયાર છો, એમ ને ? જા જોઉં, ખાવાનું શોધી લાવ. તું એકલો કેટલી વારમાં કેટલું અને કેવું લાવે છે તે હું જોઉં તો ખરો !"

"લાવું." શાંતિથી માત્ર એક જ શબ્દનો ઉચ્ચાર કરીને બાળુક ઊપડી ગયો.

બાળુકના ગયા પછી ગણુદેવે દબાવી રાખેલી વેદનાને બહાર આવવા એકદમ છૂટી મૂકી દીધી. છાતીમાં તીવ્રપણે શૂળ ભોંકાતું હતું. એ શૂળ પાંસળીઓના સાંધા સુધી પહોંચતું હતું. ત્યાંથી તે છેક ખભાના મૂળ સુધી પોતાનું ઝેર ફેલાવતું હતું. સખત દુઃખ થતું હતું અને એ દુઃખથી એમના મોઢામાંથી મોટે મોટેથી 'આહ, ઓહ, આહ!' એવા કણુસાટના ઉદ્દગારો નીકળી જતા હતા. વચ્ચે તેમને પોતાની આ નબળાઈનું ભાન પણુ થઈ આવતું અને એમને શરમ થતી. તેઓ વિચાર કરતા કે કદી નહિ અને આ વખતે આ નબળાઈ ક્યાંથી આવી? છાતી ઉપર પહાડ પડે તોપણુ ઊંહકારો કાઢે નહિ, ફૂલ હોય એમ એને છાતી પર ઉપાડી લે અને છતાં કંઈ થાય નહિ, એવી શક્તિ હોવાનો એમને ગર્વ હતો. જંગલીઓ સાથે લડવાનું તો કેટલીયે વાર આવ્યું હતું. જંગલીઓનાં પથ્થરનાં ભાલાં પણ એમણે છાતી પર ઝીલ્યાં હતાં, છતાં કોઈ ભાલું કદી પણુ એમને દુઃખ ઉપજાવી શક્યું નહોતું. આજે એક સામાન્ય પછડાટે અને એક નાના છોકરાના વજને એની છાતીમાં આવું દરદ કેમ ઊભું કર્યું!

એમણે ઘણો વિચાર કર્યો પણુ એમને એ સમજાયું નહિ કે જંગલીઓનાં ભાલાં જે દિવસે તેઓ ઝીલતા હતા તે દિવસે એમની છાતી 'હોકાર'થી વજ્ર જેવી બનેલી હતી—એમાં ક્યાંય પોલાણુ કે પોચાપણું નહોતું. આજે એમની છાતી આ ઘા પડતાં પહેલાંથી જ, હજાર પહાડ નીચે દબાતાં જે સ્થિતિ થાય તેવી સ્થિતિ કરનારા નરી આંખે ન દેખાય તેવા, એક જબ્બર ઘાથી ઘવાઈ હતી. એમની છાતી—એમનું હૃદય દબાઈ ગયું હતું. આવા હૃદય પર એક ફૂલનું પડવું પણુ વેદનાકારી હતું.

તે કણુસતા અને છાતીને દાબીને પડખાભેર સૂતા હતા ત્યાં બાળુક આવી પહોંચ્યો. એના માથા ઉપર ઝાડની પાતળી ડાળીઓના

શીકામાં બાંધેલાં કેટલાંય ફળો હતાં. ગણુદેવનું દરદ એટલું ઉગ્ર બન્યું હતું કે એમનું સમગ્ર ધ્યાન એમાં જ રોકાઈ ગયું હતું—બાળુક આવ્યો તેની એમને ખબર સુદ્ધાં પડી નહિ.

બાળુકે નજીક આવીને "દાદા, લાવ્યો!" કહ્યું પણ પછી તરત એણે જોયું કે દાદા તો કણસતા હતા. એકાએક દાદા આમ કેમ કરવા મંડયા તેનું એને આશ્ચર્ય થયું! ફળના શીકાને નીચે ફેંકી દઈ એ એમની પાસે બેસી ગયો. "દાદા!" એણે કરુણાર્દ્ર સ્વરે દાદાને બોલાવ્યા. દાદાએ સહેજ પડખું ફેરવ્યું અને પછી તરત 'ઓહ!' કરીને જેમ હતા તેમ થઈ ગયા.

"તમને દુખે છે, દાદા?" બાળુક બોલ્યો.

માંડમાંડ પ્રયત્ન કરીને દાદાએ કહ્યું, "એવું કંઈ નહિ. તું બેસ. તું ખા. હું હમણાં ઊઠું છું. મને હમણાં બોલાવજે નહિ, ઊંઘ આવે છે."

બાળુક ચૂપ બેસી જ રહ્યો. ગણુદેવ એક જ પડખે સૂઈ રહ્યા. એમણે જોયું નહિ કે બાળુકનો ચહેરો કેવો થઈ ગયો છે અને બાળુક કંઈ ખાતો નથી.

સાંજ પડી ગઈ. રાત વીતી ગઈ. સવાર પડયું. ગણુદેવ આખી રાત કણસતા રહ્યા હતા. મોડી સવારે એમને ઊંઘ આવી. બાળુક રાત્રે વચ્ચે વચ્ચે જાગી જઈને એમને જોઈ લેતો હતો. અત્યારે તો તે જાગી ગયો હતો. એ વખતે ગણુદેવ ચત્તા સૂતા હતા. એમના મોં ઉપર દરદ દેખાતું હતું. એણે હળવેથી ગણુદેવની છાતી ઉપર પોતાનો હાથ મૂકયો. એને થયું કે હું અહીં પડયો હતો એટલે એમને અહીં દુખતું હોવું જોઈએ.

સ્પર્શ થતાં ગણુદેવ જાગી ગયા. "તું કયારે જાગ્યો?" બોલીને એ ઊભા થવા જતા હતા પણ બાળુકે કહ્યું, "સૂઈ રહો ને!"

"હવે ચાલીએ." ગણુદેવ બોલ્યા.

"આપણે અહીં જ રહીએ તો ?" બાળુક બોલ્યો.

"ના, ના. નદીએ જશું. ત્યાં પાણીની હવા મળે તે સારી."

"તો થોડીવાર સૂઓ. હું ખાવાનું લાવું. કાલે લાવેલો તે તો સારું નહિ લાગે !"

"શું છે ?"

"ફળ છે."

"તો, એ તો ખવાશે. ચાલ ખાઈએ."

બાળુકને હવે કંઈ બોલવાનું ન રહ્યું. ગણુદેવ હળવેથી બેઠા થયા. બંનેએ ખાધું.

"હવે ચાલીએ." ગણુદેવ બોલ્યા.

"તમને દુખે છે ને ?"

"ના, ના. હવે નથી દુખતું. ધીરે ધીરે ચાલશું."

ગણુદેવને આજે લાગ્યું કે એમને કંઈ દુખતું જ નથી. બાળુકે ઘણીવાર કહ્યું કે, "દાદા, હવે બેસશું ? થોડીવાર બેસીએ. અહીં ઝાડવાં કેવાં છે ! છાયો કેવો મજાનો છે ! અહીં બેસીએ, દાદા ! અહીં નદી છે. અહીં બેસશું ?" પણ ગણુદેવે દરેક વખતે હસીને જવાબ વાળ્યો, "ના, ના. ચાલીએ જ. તારી નદી આગળ જ રહેવું છે. રાતે ઊંઘવા માટે ક્યાંક બેસશું."

"દાદા, તમને બહુ દુખશે."

"ના, હવે જરાય દુખતું નથી."

બંને ચાલતા થયા. ગણુદેવને કદી કંઈ તકલીફ જ ન આવી હોય એમ એમનો દુખાવો જાણે અદશ્ય થઈ ગયો. તેઓ ધીમે ધીમે ચાલતા હતા અને રાત્રે વિસામો પણ લેતા હતા, પણ તેમનું ચાલવાનું અટકતું નહોતું.

એક આખી ઋતુ બદલાઈ ગઈ. ગરમીના દિવસો વીતી ગયા અને ઠંડીના દિવસો શરૂ થયા. એક દિવસ ગણુદેવે બાળુક પ્રત્યે કહ્યું, "તારું રહેવાનું તેં બહુ દૂર રાખ્યું છે. આપણે કેટલા બધા દિવસ ચાલ્યા ?"

"કેટલું આઘું છે એ મને નથી ખબર, પણ હવે બહુ આઘું નહિ હોય એમ લાગે છે. કાં તો કાલ, કાં તો પછીને દિવસે, કાં તો તે પછીના દિવસે તો જરૂર પહોંચી જશું. જુઓ ને, આ બધાં ઝાડને હું ઓળખું છું. હવે આવાં ઝાડ આવશે. પછી બીજાં ઝાડ બહુ નથી. બસ, પછી નદી આવી જશે. નદી જોજો તો ખરા ! મને તો એમાં બેસવું બહુ ગમે !"

"તું બેસતો ?"

"હા. પહેલાં વચમાંના ઊંચા પથરા ઉપર હું બેઠો હતો. પછી શીશે એક લાકડા ઉપર બેસાડ્યો હતો. પછી મેં ઝાડના થડની મોટી ખોલ બનાવી હતી, તેમાં બેસતો. બહુ મજા આવતી !"

"હાં, શીશ ક્યાં ગયો તેની તને ખબર નથી ?"

"ના, હું તો ઊંઘતો'તો. ઊઠ્યો, જોયું તો શીશ નહિ. મેંમુંને તો દબાવીને સૂતો હતો એટલે મેંમું હતો."

"શીશને તું બહુ ગમતો ?"

"હા." બાળુકે ટૂંકો જ જવાબ આપ્યો.

"તને શીશ કેમ નહોતો ગમતો ?"

બાળુકે જવાબ ન આપ્યો.

"તારા ઉપર એને હેત હતું. એ તારો બાપ હતો. એ વાંદરા જેવો હતો એટલે તને એ ન ગમતો." બોલીને ગણુદેવ એક ક્ષણ અટક્યા. બાળુકે વાતમાં હોકારો પણ ન પૂર્યો એટલે આગળ બોલ્યા, "હવે તને એ ગમશે, ગમશે ને ?"

"હા."

"વાંદરો છે તેથી શું? તું તો હોશિયાર છે."

"હા."

સાંજ પડી ત્યાં તો એમને કાને નદીના વહેવાનો અવાજ આવ્યો. "જુઓ દાદા!" બાળુક ઉત્સાહના આવેગમાં આવી જઈને બોલ્યો, "હું નહોતો કહેતો, દાદા, કે હવે બહુ આઘું નથી? જુઓ ખળખળ! નદી જ ને? કેવડો મોટો અવાજ! મારી જ નદી!"

"લાગે છે તો તારી જ નદી!" ગણુદેવ બોલ્યા, પણ એમને એ જ વખતે છાતીમાં એક સબાકો આવ્યો અને એમનું મોં વ્યસ્ત બની ગયું. એમનો હાથ છાતી ઉપર દબાયો.

"દુખવા લાગ્યું, દાદા? અહીં બેસી જઈએ." બાળુક બોલ્યો.

"ના, હવે ક્યાં આઘું છે? હમણાં પહોંચી જશું."

"ના દાદા, પછી બહુ દુખશે."

"નહિ દુખે, ચાલીએ જ, હવે તો જલદી જલદી તારી નદી જોવી છે." ગણુદેવ બોલ્યા.

ગણુદેવે આગળ થઈને ઉતાવળા ચાલવા માંડ્યું, પણ એમનું દરદ ખૂબ વધી ગયું હતું, તેની વેદના ખૂબ થતી હતી. વેદના ખૂબ વધતી જતી હતી, છતાંય તેઓ ઉતાવળે ચાલતા હતા. એમની પ્રચ્છા હતી કે બાળુકને એની પ્રિય નદી દેખાડી દેવી. એને આટલા સારુ થઈને શા માટે એનાથી દૂર રાખી દેવો? એ છાતીને પેટમાં નાખી દઈને, વાંકા વળી વળીને, પણ દોડતા હોય તેમ ઝડપથી ચાલવા લાગ્યા.

"દાદા!" બાળુક બોલ્યો.

પણ દાદાએ સાંભળ્યું નહિ.

"દાદા, હળવેથી ચાલો ને!"

દાદાએ માથું ધુણાવ્યું.

"તમને બહુ દુખશે, દાદા!"

દાદાએ માથું હલાવીને પણ હા-નાનો જવાબ ન આપ્યો.

"દાદા, મારાથી નથી ચલાતું."

"ચાલ્યો આવ. તું તો જબરો છે." દાદા માંડમાંડ આટલું બોલ્યા.

"પણ દાદા—"

"તું સૂંહનો દીકરો છે. તું શીશનો દીકરો છે. તું થાકે જ નહિ, બોલ્યા વિના ચાલ્યો આવ."

બાળકને હવે તો ઝડપથી દોડવું પડતું હતું. દોડતાં કંઈ એ થાકે એમ નહોતો, એ એટલી ઝડપથી ન દોડી શકે એવું પણ કંઈ નહોતું, પણ એને દાદાની છાતી દુખી આવે તેની બીક હતી. દોડીને એણે દાદાની કમ્મરે લટકતા ચામડાને પકડી લીધું. ચામડું કમ્મરેથી દોરીથી બાંધેલું હતું એટલે નીકળી પડે તેમ નહોતું. ચામડું ખેંચીને એ પાછળ દોડતો રહ્યો એટલે ગણદેવની ગતિમાં જરા વિક્ષેપ પડવા લાગ્યો. એણે હસીને પાછળ જોયું અને કહ્યું, "મારા દીકરાને એના દાદાના દુખની કેટલી ચિંતા છે! પણ દીકરા, હવે મારી ચિંતા જ કરવી નકામી છે, તારાથી નથી દોડાતું તો આવ—"

એમ કહીને એમણે એને બાવડેથી પકડીને એક જ આંચકા સાથે પોતાના ખભા પર ચડાવી દીધો. "નાદાન! તારા દાદાની તારે ચિંતા કરવી પડે! હૃદય બહાર નીકળી આવ્યું હોય તેને પણ હાથથી અંદર દબાવી રાખી જંગલીઓ સામે લડયા કરીએ, એવો

તારો દાદો, આટલું દુખે છે તેમાં નીચે બેસી જશે? જો – જો, નદીનો અવાજ હવે કેવો નજીક સંભળાય છે!"

બાળુકને તો આ સાંભળ્યા પછી કંઈ કહેવાનું સૂઝયું જ નહિ. ખભા ઉપરથી નીચે ઊતરવાનું મન હોવા છતાં તે એ પણ કરી ન શકયો. ગણુદેવ હવે તો ખરેખર દોડવા લાગ્યા.

"જોઈ લે આ નદી! ચાંદાના તેજમાં કેવી ચકચક થાય છે! જા, જા; કૂદી પડ એમાં." નદી ઉતાવળી ઉતાવળી દોડી જતી હતી, પ્રવાહમાં પડેલા પથ્થરોને ઠેકતી જતી હતી, કાંઠાનાં ઝાડવાંઓનાં મૂળને ભીંજવતી જતી હતી અને રૂપાળી ચાંદનીમાં પોતાનું અંગવસ્ત્ર ઉલાળતી એની ચકમક બનાવતી ઉતાવળે સરતી જતી હતી. એ નદી આવી ગઈ. ગણુદેવે એને જોઈ. બાળુકે તો એને એમના કરતાં થોડી પહેલી જોઈ હતી, પણ એ બોલી નહોતો શકયો. તેને બદલે ગણુદેવ જ બોલ્યા અને એણે બાળુકને ખભા પરથી નીચે ઠેકડો મારી જવાની ઈશારત કરી. બાળુક નીચે તો ઠેકી પડયો, પણ નદી તરફ દોડી જવાને એના પગ ઉતાવળ નહોતા કરતા! એ તો એના દાદા સામે જ જોઈ રહ્યો હતો.

"ઓ પાગલ! મારા સામું શું જુએ છે? દોડ, દોડ; જો, ચાલ હું હાથ પકડું અને દોડજે મારી સાથે." કહીને ગણુદેવે બાળુકનો હાથ પકડી લીધો અને દોટ મૂકી. બાળુક પાછળ ઘસડાયો.

પાણી આવ્યું, છબછબિયાં બોલ્યાં અને ગણુદેવ તો એકદમ ધુબાકો મારીને પાણીમાં દૂર નીકળીને પાણી ઉપર સૂઈ ગયા.

"આવ! આવ!" એણે બાળુકને બૂમ મારી, અને પછી ચત્તા થઈ હાથને પાછળ લંબાવી એમણે જોરથી એક શેલારો માર્યો અને બાળુકને બોલાવવા બીજીવાર બૂમ મારી– "આ –" પણ એકાએક પડખામાં એક તીવ્ર સબાકો થયો અને 'આવ' ને બદલે મોઢામાંથી

'આહ્' નીકળી ગયું. તરત જ હાથ ઢીલા થઈ ગયા, એ ચત્તા સૂતા હતા તેમાંથી એકદમ પડખું ફેરવાઈને ઊંધા થઈ ગયા અને ફરી પાછા જોરથી બીજીવાર પડખું ફેરવાઈને એ ચત્તા થઈ ગયા અને પ્રવાહમાં જોશથી તણાવા લાગ્યા.

"દાદા–!" બાળુકના મોંમાંથી જોશથી ચીસ નીકળી ગઈ. એ બહાવરો બનીને પાણીમાં પગ ઠોકવા લાગ્યો અને હાથ પાણી પર પછાડવા લાગ્યો.

"દાદા જાય છે! ઓહ, દાદા!" એણે બૂમ મારી આસપાસ જોયું. કાંઠા ઉપર જંગલ તરફ જોયું. ઝાડનાં ઠૂંઠાં પડ્યાં હતાં. ચાર પગે થઈને કૂદકા મારીને વાવાઝોડાની પેઠે નજીકના એક થડ પાસે પહોંચ્યો. થડ મોટું હતું તોપણ 'હુમ્બ – હુમ્બ!' કરીને ઘસડવાનો પ્રયત્ન કર્યો, પણ થડ જરાય હલ્યું નહિ. બીજા થડ પાસે પહોંચ્યો. એ પણ એવું જ નીવડ્યું. ત્રીજું થડ પણ એવું જ. હવે એની અકળામણનો પાર ન રહ્યો. અચાનક કાંઠા ઉપર દૂર એને એની હોડી – પોલવાળું થડ દેખાયું. એ ત્યાં દોડી ગયો. હતું તેટલું બધું જોર વાપરી કાઢ્યું અને હોડીને પાણીમાં લઈ આવ્યો. એનો ટેકો લઈ લઈ ધક્કો મારી વચ્ચેના પ્રવાહ સુધી ઘસડી લાવ્યો અને પછી ઠેકડો મારીને પોતે અંદર ચડી બેઠો.

એણે પ્રવાહમાં નીચાણ તરફ દૂર સુધી નજર કરી. દૂર ઝાંખા ઝાંખા એના દાદા દેખાતા હતા. ચંદ્રના અજવાળામાં બરાબર વરતાતા નહોતા પણ એણે અટકળ કરી લીધી. "દાદા!" એણે મોટેથી બૂમ મારી, પણ સામેથી કંઈ જવાબ ન આવ્યો.

બાળુકને થયું કે હોડી ખૂબ વેગથી ચાલીને દાદાને પકડી લે તો સારું. એણે અંદર બેઠેબેઠે શરીરથી આંચકા દેવા માંડ્યા પણ તેનું કંઈ પરિણામ દેખાયું નહિ. પણ અચાનક એનું ધ્યાન ગયું કે દાદા

ચાલતા અટકી ગયા. એને હવે હિંમત આવી. હવે તો હમણાં પહોંચી જવાશે એમ એને લાગ્યું. દાદાને પાણીમાં ટાઢ લાગતી હશે તેમાંથી તે બચશે. ચાલવાથી એમને બહુ દુખવા આવશે. હોડીમાં આવ્યા પછી ચાલવા માટે જોર નહિ કરવું પડે એટલે વધારે દુખશે નહિ. એના મનમાં આવું આવું આવતું હતું.

હોડી સડસડાટ નીચલા વહેણમાં દોડી જતી હતી. આકાશમાં ચંદ્ર સાથે એણે બરાબર હરીફાઈ માંડી હતી.

" પહોંચાયું – પહોંચાયું !" ગણુદેવનો દેહ નજીકમાં જ દેખાતાં બાળુકે હર્ષોદ્‌ગાર કાઢ્યો. દાદાને જલદી પકડી લેવા એ હવે હોડીને છેક છેડે જઈ બેઠો અને પાણીમાં લળી પડી હાથને લાંબો કરી રાખ્યો.

ત્યાં તો એક અકસ્માત થયો. જ્યાં આગળ ગણુદેવનો દેહ અટકી ગયો હતો ત્યાં એક શિલા પ્રવાહમાં આડી પડી હતી. બાળુકની હોડી જો બરાબર ચાલી હોત તો તે પણ અહીં જ અટકી જાત. અહીંથી ઉપરને પ્રવાહે કેમ જવું એ મોટો પ્રશ્ન થઈ પડત. એ તો કદાચ ઉકેલાઈ પણ જાત. પણ આગળ વધીને પેલા ધોધ ઉપરથી પટકાઈ પડવાનું તો નસીબમાં ન જ આવત. પણ હોડીને સીધા ચાલવાનું બન્યું નહિ. બાળુકે દાદાને પકડી લેવાને શરીર પાણી ઉપર નમાવી દીધું અને હાથ લંબાવ્યા તેમાં હોડીની એ તરફ ભાર વધી ગયો. પાછલા ભાગ પર ભાર ન રહેતાં એ ભાગને પાછળથી પ્રવાહની જોરથી થપટ વાગી. હોડી એકદમ ફરી ગઈ. પાછલો ભાગ આગળ આવી ગયો અને આગલો ભાગ પાછળ. પણ આમ થતાં પહેલાં જ બાળુકે ગણુદેવનો હાથ પકડી લીધો હતો. હોડીએ મોં ફેરવતાં એના પડખાની થોડી થપટ ગણુદેવના શરીરને વાગી અને શરીર શિલા આડેથી બહાર નીકળી આવ્યું. જોર કરીને, ખૂબ સમયસૂચકતા વાપરીને, બાળુકે ખૂબ ઝડપથી ગણુદેવના શરીરને ઊંચું કરી લીધું હતું. હોડીનું

મોં ફર્યું એટલે એ પ્રવાહમાં એક બાજુ થઈ ગઈ અને શિલાની આડ એને ન મળી. એ પહેલાંની પેઠે જ – બલકે એથી વધુ વેગે–સડસડાટ આગળ વહી.

બાળુકે મહેનત કરીને ગણુદેવનું શરીર તો હોડી ઉપર લઈ લીધું, પણુ પછી શું ?

પછીની ખબર એ નાના બાળકને ક્યાંથી હોય ! એની એને કલ્પના પણુ ક્યાંથી હોય ! એ આ બાજુ થોડો જ ક્યારેય આવ્યો હતો ! શીશ આ બાજુ આવ્યો હતો તેને પણુ બેત્રણુ વરસ થઈ ગયાં !

પ્રવાહમાં આગળ ઘોઘ ગાજતો હતો પણુ બાળુકને એની કંઈ જ ખબર નહોતી. એને તો ખબર હતી એટલી જ કે એના દાદાને એણે આખરે પાણીમાંથી બહાર કાઢી આરામ આપ્યો. દાદાને અત્યારે શું થાય છે તેની પણુ એને ખબર નહોતી.

૧૩

# 'દાદા'નો પોકાર

"દાદા! દાદા! દા–દ–આ!" કરુણ–ગંભીર આછા સૂરો ઘોઘના મેઘગર્જના–શા મહાશોરની પાછળ ગુંજતા હતા–મહા તોફાનોનાં અંતરમાં જાણે મીઠું પ્રેમઝરણું વહેતું હતું!

"શીશ!"

ઘોઘનાં પાણી આછકલાં બની બની જ્યાં સમુદ્રને મળતાં હતાં તે ખાડીના શાંત પાણીમાં એક કરાડની ઓથ લઈને ઉવમનું વહાણ ઊભું હતું. ઘોઘના એ પ્રચંડ ગર્જનમાંથી પણ એના કાનોએ 'દાદા – દાદા!'ના સૂરોને પકડી લીધા હતા. એણે શીશનું એ પ્રત્યે ધ્યાન ખેંચ્યું.

શીશે ગરદન લંબાવી કાનને સીધા કરી સૂરોને પકડવા પ્રયત્ન કર્યો. "હા!–આ!" એ પણ આશ્ચર્ય પામીને પોકારી ઊઠયો. "બા–ળુ" એને શંકા આવી–એ સ્વરો બાળુકના તો નહિ?

એનો બાળુક! આજે કેટલા વખતે એ પાછો મળે છે! બાળુક એને શોધવા જ આવતો હશે! એનું મન આનંદથી નાચી ઊઠયું.

એણે પણ બાળુકને શોધવા કેટલો પ્રયત્ન કરેલો! અહીં ઘોઘને માર્ગેથી જમીન ઉપર જવાતું નહોતું એટલે એ આખા કાંઠા ઉપર

દૂર દૂર ફર્યો હતો. એકબે ઠેકાણેથી તેઓ જમીન ઉપર ચડી પણ શકયા હતા પણ મૂળ દિશાને તે પકડી શકયો નહોતો. ઘણું રખડયા, બળતા પથ્થરો ઉપર અને કેડસમાણાં માંદળોમાં તેઓ રખડયા, પણ કયાંય બાળુકનો પત્તો ન લાગ્યો. ગણદેવનું વસતિસ્થાન પણ તે શોધી ન શકયો. આખરે નિરાશ થઈને ધોધને માર્ગેથી જ ઉપર જઈને દિશા પકડવાનું ધારી તેઓ થોડા જ દિવસોથી પાછા અહીં આવ્યા હતા.

"બા – ળુ ! બા – ળુ !" જરા જરા નાચતો અને શરીર ડોલાવતો શીશ બોલ્યો.

"બાળુ ?" ઉવમે પૂછ્યું. એને યાદ હતું કે સૂંઢને એક બાળક અવતર્યું હતું. એણે શીશની પાસેથી ધીમે ધીમે એનાં સ્વરોચ્ચારણ અને હાવભાવમાંથી એ વિષેની થોડી માહિતી મેળવી લીધી હતી. બાળુ એ જ સૂંઢનું બાળક એવું એ કલ્પી શકયો. પોતાની કલ્પના સાચી છે એની ખાતરી માટે એણે શીશને આ પ્રશ્ન કર્યો. જવાબમાં શીશ હકારમાં વારેવારે માથું ડોલાવવા લાગ્યો અને 'બાળુ! બાળુ!' એવું ઉચ્ચારણ કરી આનંદ પામવા લાગ્યો.

શીશ તો પોતાના આનંદને વ્યક્ત કરવા માટે નાચવામાં જ લીન થયો હતો, પણ ઉવમ્ બાળુ પાસે કેમ પહોંચવું તેની ગોઠવણ વિચારવામાં લીન થઈ ગયો. બાળુને તો છાતીએ દાબી દેવાની એને ઇચ્છા હતી જ પણ બાળુને છાતીએ લગાડવાની ઇચ્છાની પાછળ એક બીજો ઊંડો સંતોષ લેવા એનું મન તલસી રહ્યું હતું. આ દરિયાના ઘૂઘૂ અવાજમાં દૂરના એક બીજા દરિયાનો નાદ ભળીને એના કાન પર આવતો હતો અને એના માનસતંતુઓને ઝણઝણાવી જતો હતો. એને એક ઠંડી રાત્રિ યાદ આવતી હતી કે જે રાત્રે એના અંગ પરનું વસ્ત્ર એને ઉઘાડો છોડી, ઠંડીમાં થરથરતો રાખી, બીજી એક વ્યક્તિને ઢાંકવા ઊડી જતું હતું. ઉવમ્ શીશને માટે આ દરિયાના કાંઠા પર અને કઠણ જમીનના પથ્થરો પર એ જમીનનાં ટાઢ, તડકો ને વરસાદ ઝીલવા

રખડચો હતો એમ શીશને અને વહાણના બીજા સાથીઓને લાગ્યું હતું, પણ એ રખડવાનું ઊંડું કારણ તો બીજું જ હતું – એ ઉવમ્ નું આંતરમન જ જાણતું હતું.

એ આંતરમને ઉવમ્‌ને ફરી હુકમ કર્યો કે, ‘ કૂદી પડ, પાણીમાં! નહિ તો તારા દિલની મોજ અણપીધી જ રહી જશે.’

ઉવમ્ ધો – ધો કરતાં વહ્યાં આવતાં પાણી સામે જવા વહાણમાંથી કૂદી પડ્યો. એ કૂદ્યો અને એની પાછળ એના સાથીદારો કૂદ્યા. શીશને શું કરવું એ સૂઝ્યું નહિ. પાણીમાં પડવાની એની હિંમત ચાલતી નહોતી. એકવાર એણે પાણીનો અનુભવ કરી લીધો હતો. હવે જો પાણીમાં એ કૂદી પડે તો બાળકને જોયા પહેલાં એ પોતે જ ક્યાંક ગુમ થઈ જાય. એના મનમાં આવી બીક હતી છતાં એનાથી વહાણ ઉપર પણ રહેવાતું નહોતું. એનું મન બાળકને ભેટવા ખૂબ જ આતુર બની ગયું હતું. શું કરવું એની મૂંઝવણમાં એ પગ પછાડતો રહ્યો અને હાથ હવામાં વીંઝતો રહ્યો.

ઉવમે ઊછળીને પોતાના જોરદાર ખભાઓને ઊછળતાં પાણી સાથે અડાડચા અને મોજાંઓની ઊંચાઈ સાથે પોતાની ઊંચાઈની સરસાઈ માંડી. મોજાંઓના ખભાનો પોતાના ખભાઓને ટેકો આપી એ ઊંચે ચડતો અને મોજાંઓના દેહની પાછલી બાજુ ઊથલી પડી મોજાંને લાત મારી પાછળ ધકેલી દેતો. એક વીરને હઠાવી એ આગળ આવતો ત્યાં બીજો વીર સામે આવ્યો જ એ જોતો. આક્રમણકારી એ યોદ્ધો પોતાની છેક પડખે આવી જાય અને પોતાને એના માથા પર ઊંચકી દૂર ફેંકી દે તે પહેલાં એ જ જોર કરીને આગળ આવતો, હાથ લંબાવીને મોજાના ખભા પર તેની થપાટ લગાવી એને નીચે બેસાડી દેતો અને પછી ઝડપથી કૂદીને પોતે આગળ ચાલ્યો જતો. જોર કરીને આક્રમણ કરવા આવનારું મોજું બીચારું ભોંઠું પડીને પાછળ જોયા વિના નીચું જોઈને ચાલ્યું જતું!

એક પછી એક મોજાને હઠાવતો ઘોઘની દિશામાં એ આગળ વધતો હતો અને એની પાછળ ધીમે ધીમે પણ સફળતાપૂર્વક એના સાથીઓ ચાલ્યા આવતા હતા.

"દા – આહ દા ! અંહહહ !"

હતાશ સ્વરો ઉવમ્‌ને કાને આવ્યા અને ઉવમ્‌ના શરીરમાં ચેતન ભડકો થઈ ઊઠ્યું. પાણી ઉપર છાતી સુધી ઊંચા થઈ, મહાવ્યથામાં નકારભાવે માથું હલાવે તેમ માથું હલાવી, હાથથી આડે આવેલા મોજાને મક્કમતાથી ખસેડી એણે પાણીની અંદર ઊંડી ડૂબકી ખાધી. ત્વરાથી પગની પેનીઓથી પાણી ખંખેરતો હોય તેમ પાણીને હઠાવી પાણીમાં એ બે માથોડાં ઊંડો ઊતરી ગયો અને પછી સીધો થઈ છાતી ફુલાવીને માછલાંની ઝડપથી પાણીની અંદર આગળ વધ્યો. એના મગજમાં એક જ વિચાર હતો: 'જલદી પહોંચું ! એ ડૂબે છે ! જલદી એને બચાવું ! સૂં – બાળુ !' હાથને એક ક્ષણે આ બાજુ અને બીજી ક્ષણે બીજી બાજુ હલાવી સરસર કરતો એ પંથ કાપતો ગયો. અંદર તરતાં તરતાં પણ એણે આંખો ખુલ્લી રાખી હતી. અસંખ્ય જીવસૃષ્ટિનો મેળો ઠેરઠેર જામેલો એ જોતો હતો. એ નજીક જતાં બધા જીવો એને માર્ગ કરી આપતા. એની આંખો પાણીમાં ઉપર નીચે અને સામેની દિશામાં ચકળવકળ જોતી ફર્યા કરતી. નીતર્યા સ્વચ્છ પાણીની અંદર બધું સ્પષ્ટ દેખાતું હતું. ત્યાં – ત્યાં પણે કોઈક માણસના હોય એવા બે પગ લટકતા દેખાતા હતા. ત્યાં ઊંચે એક ધાબું દેખાતું હતું.

ઉવમ્ ઝડપથી આગળ વધ્યો અને જ્યાં આગળ પગ લટકતા દેખાતા હતા ત્યાં પહોંચી આવીને પાણીમાં ઊભો થઈ ગયો અને હાથનો નીચેની તરફ ઝટકો મારી ઉપરનું પાણી નીચે ધકેલી ઉપર આવવાનો પોતાને માટેનો માર્ગ મોકળો કર્યો.

હાથની એક જ ઝપટ મારતાં એ કેટલોય ઊંચો આવી ગયો. પણ બીજી ઝપટ મારી વધુ ઊંચે આવે ત્યાં તો એના માથા સાથે કશુંક અથડાયું. એના હાથ ઊંચા થઈ ગયા અને માથા સાથે ઘસડાયેલ વસ્તુને એણે પકડી લીધી.

હાથની બીજી મારેલી ઝપટે તો એ પાણીની છેક ઉપર આવી ગયો હતો, અને એની સાથે એણે પકડેલી વસ્તુ પણ ઊંચે આવી હતી. પાણી ઉપર આવતાં એણે હાથમાં શું પકડાયેલું છે એ જોવા જતાં એ આશ્ચર્ય પામ્યો. એક નાનકડા માણસનો હાથ એના હાથમાં પકડાયો હતો. હાથેથી પકડાઈને એ માણસ પાણીમાં લટકતો હતો. એનું માથું જરા જરા ઉપર દેખાતું હતું. ઉવમે એને એકદમ ઉપર લઈ લીધો. એક નાનકડા છોકરાનું સુંદર સુંવાળું મોં ઉવમે જોયું. એના માથા પર આછા વાળ હતા. તે સિવાય શરીર પર ક્યાંય વાળ નહોતા – હતી આછી રુવાંટી. અત્યારે એની આંખો મિચાયેલી હતી. એ બેભાન હતો.

"બાળુ ?" ઉવમને શંકા આવતાં તેણે બાળુકના નામનો ઉચ્ચાર કર્યો.

પણ આ બે ક્ષણ એનું ધ્યાન તરવા ઉપર ન રહેતાં એક મોટું મોજું આવ્યું અને એની ઉપરથી ઠેકી જઈ એને પ્રવાહમાં ખેંચતું ચાલ્યું.

એકદમ એ જાગ્રત થઈ ગયો. એણે બાળુકને એક આંચકા સાથે પોતાના ખભા પર ચડાવી દીધો અને પછી વહેણના સાથમાં રહી હાથનો એક હિલોળો પાણીને માર્યો. સરરર એ આગળ નીકળ્યો.

"દા –!" અચાનક બાળુકે જાગી જઈને બૂમ મારી.

"દા ?" આશ્ચર્ય પામી ઉવમ્ બોલ્યો.

"દાદા !" બાળુકે ફરી બૂમ મારી અને ઠેકડો મારી ઉવમના ખભા પરથી પાણીમાં એ કૂદી પડ્યો. પણ પાણીમાં પડતાં જ એ પાછળથી આવતા મોજાથી ઊથલી પડ્યો અને એકદમ પાણીની અંદર ઊતર્યો. ઉવમે ડૂબકી મારી ફરીથી એને પકડ્યો અને ઉપર લઈ લીધો.

"દાદા ! દાદા ! અહીં દાદા છે !" બાળુક બૂમો પાડવા લાગ્યો અને દાદાની શોધ કરતો હોય તેમ ચારે તરફ જોવા લાગ્યો.

"કોણ દાદા ? કયા દાદા ? ક્યાં છે દાદા ?"

"આ –!" અવાક્ જેવા બની ગયેલા બાળુકે આંખોને ચકળવકળ ફેરવતાં હાથ લાંબો કરી ચારે દિશાને બતાવવા માંડી.

"શોધી કાઢું, દાદાને ! તું ગભરા નહિ !" ઉવમ્ બોલ્યો અને પછી એણે પોતાની નજરને બધે ફેરવી.

ત્યાં તો બાળુકે છાતી પાણીને અડી જાય તેટલા નીચા નમીને એક તરફ આંગળી ચીંધીને બૂમ મારી : "એ......દાદા !"

ઉવમે એ તરફ મોં ફેરવ્યું. એક લાકડાનો છેડો ઊંચો દેખાતો હતો. એ છેડો વારેવારે ઊંચોનીચો થયા કરતો હતો. આડા જઈને એણે પાણી કાપતાં એ તરફ વધવા માંડયું. ધોધનું વહ્યું આવતું પાણી એને એ તરફ જતો અટકાવતું હતું છતાં એણે દાંત ભીંસીને કોણી આગળથી હાથ વળી જાય તેટલું હાથનું જોર કરીને માર્ગ કાપવા માંડ્યો અને ઝપ કરતું લાકડું પકડી લીધું.

થોડીવાર શ્વાસ લેવા લાકડાને પકડીને એ ઊભો રહ્યો પણ બાળુક તો લાકડું પકડાતાં એકદમ એના ખભા પરથી પાણીમાં કૂદી પડ્યો. ઉવમે એનો હાથ પકડી લઈ એને બગલમાં દાબી દીધો અને પછી લાકડાને છેડા આગળથી ઊંચું કર્યું. જાણે પડખું ફેરવતું હોય તેમ ફરીને લાકડું બીજા છેડા આગળથી ઊંચું થયું. છેડાને પોતાના હાથની પકડની મડાગાંઠ વાળી એક માણસ ત્યાં લટકતો હતો.

•

" એ જ દાદા ! દાદા છટકી ગયા હતા, પણ મેં ખોળી કાઢ્યા ને ! નહિ, તમે ખોળી કાઢ્યા ! તમે બહુ સારા માણસ છો ! દાદા – દાદા ! હવે તમને દુઃખ નહિ થાય ! " બાળક હર્ષથી એક હાથ ઊંચો કરીને બોલવા લાગ્યો. એનો બીજો હાથ તો ઉવમ્‌ની બગલમાં દબાયો હતો અને પગ પાણીમાં નીચે લટકતા હતા એટલે બીજી કોઈ રીતે તો હર્ષને એ પ્રદર્શિત કરી શકે એમ નહોતો.

ઉવમે લાકડાનો એ છેડો છોડી દઈ ગણુદેવ પાસે પહોંચી એમને પકડી લીધા. ગણુદેવ બેભાન હતા. એના શ્વાસ બહુ ટૂંકા ટૂંકા વહેતા હતા.

ગણુદેવના હાથને પણ ઉવમે પોતાની બીજી બગલમાં દાબ્યો, પણ આમ કરવા જતાં તરીને સ્થિર રહેવાના એના પ્રયત્નમાં વિક્ષેપ આવ્યો અને પાણીનું જોશ લાગતાં સડસડાટ એ પ્રવાહમાં તણાવા લાગ્યો.

ઉવમ્‌ને હવે તણાવા સામે જોર કરવાની જરૂર નહોતી. એણે પોતાની બગલમાં દબાયેલ બે વ્યક્તિઓને બરાબર સાચવી રાખી ખુશીપૂર્વક તણાવા માંડ્યું.

# પૃથ્વીનો પહેલો પુત્ર

તણાતાં તણાતાં ઉવમ્ ચત્તો થઈને પાણી ઉપર સૂઈ ગયો. એણે કાન પાણીમાં રહે તેવી રીતે માથાને પાછલી બાજુ પાણીમાં ઢાળી દીધું અને પગને આરામથી પાણીમાં ઢીલા કરીને લટકવા દીધા અને પછી આરામથી શ્વાસ લેતાં લેતાં એક પણ અંગને જરા પણ શ્રમ પડવા દીધા વિના વહેવા માંડયું.

એણે હળવેથી પોતાની બેય બાજુ પોતાની બગલમાં પકડાઈને તણાતી આવતી બંને માનવ – વ્યક્તિઓને હળવેથી આગળ ખેંચી. પાણીને ધક્કો લાગતાં એ જરા વધુ વેગથી આગળ ધકેલાયો, પણ એના કરતાં વધારે વેગથી તો તણાતી વ્યક્તિઓ આગળ આવી. એણે એક બાજુ નજર કરી. નાનકડો બાળુક પાણીમાં ડૂબી જતા માથાને યત્નપૂર્વક ઉપર રાખી તેની તરફ જોતો તણાતો આવતો હતો. ઉવમે એની સામે અમીભરી એક દૃષ્ટિ નાખી અને પોચી વસ્તુ વિખાઈ ન જાય તે માટે જેમ તેને ખેંચવામાં આવે તેવી મૃદુતાથી એણે બાળુકને પોતાની છાતી તરફ ખેંચ્યો અને એ નજીક આવી ગયો એટલે એના ગળા નીચે હાથ નાખી એનું માથું છાતી ઉપર લઈ લીધું.

બાળુકને ઘણો આરામ મળ્યા જેવું લાગ્યું. પણ પછી તરત માથું ઊંચું કરી એણે બીજી તરફ નજર નાખીને કહ્યું, "દાદાને પણ અહીં લઈ લો ને !"

"હા, લઈ લઉં છું." ઉવમ્ બોલ્યો અને એણે ગણુદેવને ખેંચીને તેનું માથું પણ પોતાની છાતી ઉપર લઈ લીધું. એના માથા સાથે પોતાનું માથું અડી શકતું બાળુકને બહુ સારું લાગ્યું. હવે એને ખાતરી થઈ કે હવે વાંધો નથી.

"તારું નામ શું?" ઉવમે બાળુકને પૂછ્યું.

"નામ?"

"હા, તું કોણ છે?"

"બાળુક."

"સૂંઢ ક્યાં?" ઉવમે બીજો પ્રશ્ન કર્યો.

"સૂંઢ? સૂંઢ – સૂંઢ ખબર નહિ. ઉપરથી પડી ગઈ."

"ઉપરથી? ઉપરથી ક્યાંથી?" ઉવમનું હૃદય શંકાથી ધડકવા લાગ્યું.

"બહુ ઉપરથી."

"બહુ?" ઉવમના મોંમાંથી આશ્ચર્યોદ્ગાર નીકળી ગયો. એ વિશેષ કાંઈ પૂછી ન શક્યો. બેચાર ક્ષણો સુધી એનું આખું શરીર થરથરતું રહ્યું. એને લાગ્યું કે એને ટાઢ લાગે છે. હાથ ઢીલા થઈ જવાની બીક લાગી હોય તેમ એણે બાળુકને છાતી ઉપર વધારે સરખો ગોઠવી ખૂબ દાબ્યો. એને બંને હાથે દાબી દેવા એનો બીજો હાથ પણ નજીક આવતો હતો ત્યાં બાળુકે જ યાદ દેવડાવ્યું, "અરે! દાદા પાણીમાં સરકી જાય છે, એને બરાબર પકડો."

"દાદા નહિ સરકી જાય. બરાબર પકડ્યા છે." ઉવમ્ બોલ્યો.

બોલીને એણે ગણુદેવ સામે ધ્યાનપૂર્વક જોવા માંડ્યું. 'આ દાદા કોણ હશે?' એને પ્રશ્ન થયો. એ વિષે માહિતી મેળવવા એણે બાળુકને આડીઅવળી ઘણી રીતે પૂછી જોયું પણ એની પાસેથી કંઈ સમજાય

તેવું જાણવા ન મળ્યું. 'દાદા દાદા છે, મારા દાદા છે' એટલું જ એ કહી શકતો હતો.

તેઓ આગળ ને આગળ તણાયે જતા હતા. બાળુક પોતાનું માથું ઉવમ્‌ની છાતી ઉપર રાખી નિરાંતમાં પડ્યો હતો. ગણુદેવના નાકમાંથી મંદમંદ શ્વાસવાયુ નીકળીને ઉવમ્‌ની છાતીના આછા વાળને હલાવતો હતો અને ઉવમ્ કંઈ ઊંડા વિચારમાં શાંત હતો.

અચાનક એણે પોતાનું માથું કશાકના સ્પર્શથી ઊંચું કર્યું. એના જોડીદારો એની પાસે આવી પહોંચ્યા હતા. "તમે આવી ગયા તે સારું થયું." એ બોલ્યો.

"આ લોકોનો અવાજ સંભળાતો હતો?" એક સાથીએ પૂછ્યું.

"હા; તમે આમને લઈ લો તો હું છુટ્ટો થાઉં અને પછી આપણે ઝટપટ તરીને વહાણ ઉપર પહોંચીએ. જોજો, સંભાળજો. આ એકને તો પાણીથી બહુ ટાઢ ચડી ગઈ લાગે છે, એને ભાન પણ નથી રહ્યું." ઉવમે કહ્યું.

બધા હવે તકલીફ વિના અને ઝડપથી તરતા હતા. વચ્ચે વચ્ચે બાળુક પણ પોતાના હાથ પાણીમાં ધબધબાવી લેતો હતો. એ થોડી થોડીવાર પાણીમાં કોઈની મદદ વિના રહેતો, પછી જ્યારે એ પાણીમાં નીચે ઊતરવા લાગતો ત્યારે ઉવમ્ એને પોતાની પીઠ પર ઊંચકી લેતો. એ વખતે એ ઉવમ્ સામે જોઈને હસી લેતો. ઉવમ્ એને પોતાની બગલમાં જોરથી દાબીને હેત કરી લેતો.

તેઓ વહાણ નાંગર્યું હતું ત્યાં આવી ગયા. શીશ એમને દૂરથી આવતા જોઈને હર્ષથી તાળીઓ પાડવા લાગ્યો. બાળુક થોડો મોટો લાગતો હતો છતાં એને એ તરત ઓળખી ગયો. અને 'બા – ળુ – બા – ળુ!' એવી બૂમો મારવા લાગ્યો. બાળુકનું પણ એ અવાજ તરફ

ધ્યાન ગયું હતું. શીશને પ્રથમ નજરે તો એ ઓળખી ન શક્યો પણ પછી તરત જ એને એ યાદ આવી ગયો. એનું હૃદય પણ કોઈક ભાવથી ધડકવા લાગ્યું. એણે ગણુદેવની તરફ જોયું. ગણુદેવનો શ્વાસ ધીમો ધીમો ચાલતો હતો પણ એમને એ લેવામાં બહુ તકલીફ જણાતી હતી. બાળુકે એમની તરફ જોયું. તે જોવામાં એની આંખ સચિંત લાગતી હતી.

પહેલાં તો બે જણ ચડી ગયા. બીજાઓએ ગણુદેવને અને બાળુકને ઊંચા કર્યા એટલે એમણે એમને ઉપર લઈ લીધા.

બાળુકને વહાણ ઉપર લેતા હતા ત્યારે જ શીશ કૂદતો કૂદતો એની પાસે આવ્યો હતો અને બાળુકના હાથ પકડી પોતે પણ એને ઊંચો લેવામાં મદદ કરતો હોય તેમ કરવા લાગ્યો હતો. બાળુક ઉપર આવ્યો એટલે તો એણે એને એકદમ પોતાની છાતીએ વળગાડી દીધો.

પણ બાળુકનું ધ્યાન શીશમાં મુદ્દલે નહોતું. એના મગજમાં તો એના દાદા જ હતા. એણે મોં પર તીવ્ર અણગમો લાવી જોર કરીને શીશના પાશમાંથી પોતાને છોડવી લીધો અને ગણુદેવ પાસે બેસી ગયો.

જાણે શીશના મગજને એક મોટો ઝટકો લાગ્યો. કૂદી પડવું હોય તેમ કેડ આગળથી વાંકો વળીને, ખભા ઊંચા કરીને અને દાંત કચ-કચાવીને, એ તીણી નજરે ગણુદેવ સામે જોઈ રહ્યો. એનો હાથ એની કમ્મર પર ફરતો હતો. એની પેલી જૂની દાંતૂડી હતી. એણે દાંતૂડીને બહાર કાઢી અને મુઠીમાં ભીંસી અને પછી એ ઊંચી કરીને 'હૂપ' કરીને ઊંચો થયો.

ત્યાં તો ઉવમ્ વહાણ પર ચડી ગયો હતો. ચડ્યો હતો હસતો હસતો પણ અચાનક જ એની નજર દાંતૂડી ઊંચી કરીને પગ ટટાર કરી ઊંચા થયેલા શીશ તરફ ગઈ. 'હેય' એણે એકદમ બૂમ મારી

અને એ શીશની સામે દોડયો, પણ ત્યાં તો શીશ 'હું ઉં ઉં' કરીને લાંબું ડગ ભરી ગણુદેવ સુધી લંબાયો અને એની છાતી ઉપર છાપો માર્યો. ગણુદેવના ગળામાંથી એક શક્તિહીન કણુસાટ નીકળી ગયો. એમનું શરીર એક વળ ખાઈ ગયું. શીશની ભયંકર દાંતૂડી અને દાદાને જોઈ બાળુકના મોંમાંથી એક મોટી તીણી ચીસ નીકળી ગઈ. શીશનો હાથ એ ચીસથી જરા પાછો હઠી ગયો. ત્યાં તો 'હેય' કરતો ઉવમ્ દોડી આવ્યો અને શીશનો હાથ પકડીને એને ઊભો કરી દીધો. બીજાઓ પણ દોડી આવ્યા. ઉવમ્ શીશને છોડી ગણુદેવ તરફ વળ્યો અને શીશ વિશેષ કંઈ ન કરે તે માટે બીજાઓએ એનો કબજો લઈ લીધો. શીશ, એમણે ધાર્યું હતું તેમ કંઈ તોફાન ન કરતાં થરથરતો ઊભો રહ્યો. એની મુઠ્ઠી ઢીલી થઈ ગઈ હતી અને એમાં પકડાયેલી દાંતૂડી નીચે પડું પડું થતી હતી.

ઉવમ્ ગણુદેવ ઉપર લળી પડયો. ગણુદેવનું શરીર તૂટતું હોય તેમ વળ લેતું હતું. એમની નસો ખેંચાતી હોય તેમ લાગતું હતું. એમના મોંમાંથી ઊંડે ઊંડેથી નીકળવા મથતો હોય તેવો કણુસાટ નીકળતો હતો. એનો શ્વાસ મહામુશ્કેલીથી નીકળતો હતો.

"દાદા!" ઉવમે કરુણ સ્વરે કહ્યું.

"આ –!" ગણુદેવના શરીરમાં એકાએક કંઈ ફેર પડી ગયો. એમની આંખોમાં તેજ પાછું ફરતું હોય તેમ લાગ્યું. એમણે કાન સરવા કર્યા.

"દાદા! દાદા!" બાળુક એમની છાતી પર હાથ મૂકી એમના ગાલ સુધી પોતાના હોઠ લઈ ગયો. ગણુદેવે પોતાનો હાથ ઊંચો કર્યો. ઉવમે એ હાથને લઈને બાળુકના માથા પર મૂકી દીધો. ગણુદેવને શાંતિ થઈ.

" તમે બચી ગયા છો, દાદા ! " ઉવમ્ બોલ્યો.

'દાદા!' ગણુદેવ મનમાં ગણુગણ્યા – જાણે કશુંક યાદ કરતા હોય.

"તમને મેં ક્યાંક જોયા છે." એ બોલ્યા.

" ઓહ, તમે તો ગણુદેવ! તમારા દેશમાં હું રહી ગયો છું. હું પ્રવાસમાં ફરતો હતો. તમે મને તમારી સાથે ઘણા દિવસ રાખેલ. તમે મને તોફાનનું કહેલું. " ઉવમે કહ્યું. એણે બાળુકના દાદાને ઓળખી કાઢયા. અને પછી બાળુકના પડખામાં જ બેસી જઈ ગણુદેવની છાતી ઉપર હળવેથી પોતાનું માથું મૂકી 'દાદા – દાદા !– દાદા –! તમારી આ દશા ?' એમ કલ્પાંત કરતો ઉવમ્ મોટેથી રડી પડયો.

" ઉવમ્ – ઉવમ્ !" ગણુદેવ ધીમે અવાજે બોલ્યા.

ઉવમે ઊંચું જોયું.

દરિયો ધીમો ધીમો ગાજતો હતો. એનાં મોજાં વહાણ સાથે અથડાઈને એમાં નવા તાલ ઉમેરતાં હતાં. વહાણ એથી ધીમે ધીમે ડોલતું હતું. દૂરનો વિશાળ સાગરપટ શાંત હતો. એની ઉપરનું આસમાન પણ શાંત હતું. કોઈ કોઈ પક્ષીઓ જ માત્ર પોતાની પાંખોની પટપટાત ક્યારેક ક્યારેક ત્યાં બોલાવતાં હતાં. વહાણમાં તદ્દન શાંતિ હતી. શીશ પણ શાંત બની ઊભો હતો. દાંતુડી પકડેલો એનો હાથ નીચો લટકીને સ્વસ્થ રહ્યો હતો. એનું નાનકડું મગજ કશુંક ઉકેલવા મથતું હતું. ગણુદેવે શીશને અનુલક્ષીને ઉવમને કહ્યું, " એનું – એના પુત્રનું ર ... ક્ષ......" ગણુદેવના કંઠમાં જોરથી કંપારી આવી.

" દાદા ! " બાળુક ચીસ પાડી ઊઠયો. એની આંખોમાંથી દડદડ આંસુ વહી ગયાં.

" બાળુકનો બાપ — ! " દાદાએ અશક્ત હાથને ઊંચો કરીને શીશ તરફ આંગળી લંબાવી. ઉવમે શીશ તરફ ડોક ફેરવી. શીશ નીચું જોઈ ગયો.

ગણુદેવે બોલવું ચાલુ રાખ્યું: " એ ખરાબ નથી, શોધજો, ખરાબ તો આપણે વધુ છીએ. "

સંમતિમાં ઉવમે પોતાનું માથું હલાવ્યું. એને પણ અનુભવ થયો હતો કે શીશનું મગજ નાનું છે. એની લાગણીઓમાં પલટા જલદી આવે છે. મગજ લાંબો વિચાર કરી શકતું નથી, એ માત્ર પ્રેરણા પર જ ચાલે છે. છતાં એનામાં પ્રેમની લાગણીની અસર સૌથી વિશેષ થાય છે. વેરની લાગણી જોર કરી આવે છે, એ લાંબા કાળ સુધી ભુલાતી નથી, પણ એ એનો સ્વભાવ બની જતો નથી. કારણ વિના વેરની લાગણી જન્મતી નથી, જ્યારે પ્રેમ તો હરહમેશ એના હૃદયમાં વ્યાપેલ રહે છે. સહવાસ—એ જ એક કારણ એનામાં પ્રેમની પ્રબળ લાગણી ઉત્પન્ન કરી દે છે. પ્રથમ વાર જોતાં પણ એને કોઈ કોઈ વસ્તુ પર પ્રેમ ઊપજી આવે છે. વેરથી એનામાં વેરની લાગણી તીવ્ર બને છે, પ્રેમથી એ વેરને જલદી ભૂલી જાય છે. પણ — ઉવમ્ વિચાર કરતાં અટકી ગયો-એટલું બસ નથી. એથી કંઈક વધારે, એથી કંઈક આગળ —

" એ પૃથ્વીનો પહેલો પુત્ર ! " ગણુદેવ બોલ્યા. તેના ' હોં'કારમાં ઉવમે માથું નમાવ્યું, પણ એને થયું કે એનો અર્થ એના મગજમાં પૂરો બેસતો નહોતો. એને એની ઉપર નિરાંતે વિચાર કરવાની ઇચ્છા થતી હતી. અત્યારે વાતને બદલવાની એની ઇચ્છા હોવાથી એણે ગણુદેવને બીજો જ પ્રશ્ન પૂછયો :

" તમને કંઈ શોક થાય છે, દાદા ? "

ગણુદેવે એને મગજમાંથી કંઈક ખંખેરી નાખવા જોરથી માથું હલાવ્યું – " ઓહ, સૂંહ – સૂંહ ! " એ બોલ્યા અને કષ્ટાઈને પડખું ફેરવી ગયા.

" દાદા – ! " બાળુક અત્યાર સુધી કંઈ સમજ્યા વિના બેઠો હતો તે એકદમ આ ફેરફાર થતાં બોલી ઊઠ્યો.

" દાદા ! " ઉવમ્ સાંત્વનાના સ્વરે બોલ્યો.

થોડીવાર તો જોરથી આંખો મીચીને ગણુદેવ પડખાભેર સૂઈ રહ્યા, પછી ધીરે ધીરે કળ વળતી હોય તેમ સીધા સૂતા, " ઓહ! સૂંહને મેં મારી નાખી! "

" હાં ? " ઉવમ્‌ના મોંમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળી ગયો. દૂર ઊભેલો શીશ પણ ઊંચો થઈ ગયો. એને પકડનારાઓ સાવધ થયા.

" એની મેળે એ પહાડ પરથી પડી ગઈ. પણ – ના, એ પહાડ પરથી પડવાથીજ મરી ગઈ! ઓહ, નહિ; નહિ, મેં જ એને મારી નાખી ગણાય ! "

શીશને કંઈ સમજ ન પડી. ગણુદેવ પર ઊછળી આવેલો એનો રોષ આ કથનથી થંભી ગયો. એ જેમ ઊભો હતો તેમ જ સ્થિર થઈ ગયો. ધીરે ધીરે એણે પોતાનું માથું છાતી પર નમાવી દીધું. ફરી બધું શાંત બની ગયું.

એકાએક બાળુકને યાદ આવતાં એ બોલ્યો, " દાદાને દુખે છે." એણે ગણુદેવની છાતી બતાવી.

" અગ્નિ લાવો. " ઉવમે પોતાના સાથીઓને કહ્યું. બે સાથી-ઓએ શીશને પકડી રાખ્યો. બે અગ્નિ લેવાને દોડ્યા. ઉવમ્‌નું એ તરફ ધ્યાન ગયું. એણે કહ્યું, " એને છોડી દો." પછી શીશને હાથથી નજીક આવવા કહ્યું, " બાળુકને માથે હાથ મૂક ! "

શીશ છૂટો થઈને ધીરે ધીરે નજીક આવ્યો. બાળુકની પાછળ બાજુમાં બેસી જઈને હળવે હળવે હાથ ઊંચો કરી બાળુકના માથા પર મૂક્યો. બાળુકે પાછું વળીને એની સામે જોયું. એણે શીશના પ્રેમનો સ્વીકાર જરા સ્મિત કરીને કર્યો.

એક પથ્થરના વાટકામાં અગ્નિ આવ્યો. ઉવમે એ વાટકો ગણુદેવની છાતી પર હળવે હળવે ફેરવી તેનો શેક આપવા માંડ્યો. ગણુદેવનો શ્વાસ સ્વસ્થ બન્યો. ધીમે ધીમે એમને ઊંઘ આવવા લાગી.

## ૧૫

# મિલન અને વિદાય

તે જ દિવસની સાંજ પડતી હતી. સૂર્ય સમુદ્રમાં ઊતરતો હતો. એના લાલ રંગથી સમુદ્રનાં પાણી લાલ લાગતાં હતાં. હવા ગતિહીન હતી. પાણી શાંત હતાં. વહાણમાં ગણુદેવ શાંતિથી ઊંઘતા હતા. બાળુકને કંઈક ખાવાનું આપ્યું હતું પણ તેણે ખાધું નહોતું અને એ પણ ગણુદેવની પાસે ટૂંટિયું વળીને સૂઈ ગયો હતો. શીશ માથું નીચું રાખીને ગમગીન જેવો બેઠો હતો. ઉવમ્ સચેત – અચેત જેવો પાસે જ બેઠો હતો. એના સાથીદારો બીજે ખૂણે ઊંચા થઈને કંઈક જોતા અને ધીમી ધીમી વાતો કરતા ઊભા હતા.

વાતાવરણમાં ઉત્સાહ જેવું કંઈ જ નહોતું – કંઈક ગમગીની લાગતી હતી. હવામાંનું જીવડું મોં આગળથી ઉડાડતો હોય તેમ હવામાં હાથ વીંઝીને ઉવમે વાતાવરણનો કંટાળો દૂર કરવાની ચેષ્ટા કરી.

ઉત્સાહમાં આવવા એણે પોતાના સાથીદારોને બૂમ મારીઃ “ શું, છે કંઈ ત્યાં ? ”

“ કંઈ અવાજો આવે છે.” સાથીદારો બોલ્યા.

“ અવાજો ? વળી પાછા શેના અવાજો ? દરિયો ગાજે છે, દરિયો ! ” ઉવમ્ બોલ્યો.

“ નહિ, અવાજો છે, અહીં આવો, આ તરફ સાંભળો.” સાથીદારો બોલ્યા.

ઉવમને કંઈક ગતિ તો જોઈતી જ હતી. શરીર ગતિહીન બેઠું હતું તેમ મન પણ વિચારહીન બની ગતિહીન ઊંઘતું હતું એટલે એ સહેજે જ ઊભો થયો. એકવાર ગણદેવ તરફ પાછું જોઈને એણે જોઈ લીધું અને પછી સાથીદારો પાસે આવ્યો.

"કાન આ તરફ રાખો, જુઓ, સંભળાય છે કંઈ ?"

'હા! અવાજો હતા. શેના અવાજો હતા તે પરખાતું નહોતું. ધબધબ – ધબધબ! શેના હશે એ અવાજો ? પાન આ રીતે ખખડે નહિ, મોજાં આ રીતે પછડાય નહિ, પ્રાણીનાં ટોળાંઓ પણ આમ તે ન ચાલે. આ તો બેપગા માણસોના જ આખા પંજા પડતા હોય તેવાં પગલાં પડતાં હતાં. આટલાં બધાં પગલાં ? કેટલા માણસો હશે !' ઉવમને જિજ્ઞાસા થઈ. 'એ જો માણસો હોય તો એમને અહીં આવવા આકર્ષવા જોઈએ. એ લોકો અહીં આવે તો એમને કોઈ પણ રીતે ઉપર ખેંચી લે. આ કરાડ પહાડ પર ચડીને ઉપર જમીન ઉપર જવાનો એ જ એક ઉપાય હતો.' ઉવમને એકદમ આ વિચાર સૂઝી આવ્યો. એણે મોટેથી અવાજ કર્યો: "હો...હો...!" સામે કરાડ ઉપર એ અવાજ પછડાયો ને હુડડડ એવા મોજાંના અવાજ સાથે ગાજ્યો.

થોડીવાર એ શાંત રહ્યો પગલાંનો અવાજ થતો હતો તેમ જ થતો રહ્યો. એણે સાથીદારોને પણ પોતાની સાથે અવાજ મેળવવાની સૂચના કરી અને પછી સૌએ સાથે બૂમ મારી: "હો...હો...!" મોજાંઓએ પણ સૂર પુરાવીને અવાજ કર્યો : "હો...હો...!"

વળી થોડીવાર તેઓ ચૂપ રહ્યા. પગલાંને બરાબર સાંભળવા એમણે કાનને વધુ સરવા કર્યા. એ પગલાંમાં ખાસ કંઈ ફેર પડ્યો હોય તેવું એમને ન લાગ્યું. ફરીથી એ જ પ્રમાણે એમણે બૂમ મારી. થોડી જ ક્ષણોમાં એમને પગલાંનો અવાજ બંધ થયો હોય તેવું લાગ્યું એમણે તરત જ ફરીને બૂમ મારી: "હો...હો......"

પગલાં થંભી જ ગયાં હતાં. થોડીવારે પાછો થોડો અવ્યવસ્થિત

અવાજ સંભળાયો. હવે શું કરવું એનો વિચાર ઉવમે કરવા માંડ્યો. એક મોટી માછલી વહાણમાં જ પડી હતી તે તરફ એની નજર ગઈ અને એણે એ ઉપાડી. હાથમાં જેટલું જોર હતું તે બધું એકઠું કરીને એણે કિનારા ઉપર એનો ઘા કર્યો. ફડ...ફડ...ફડ થતી વજનદાર માછલી હવામાં અદ્ધર ચાલી અને અદૃશ્ય થઈ. થોડી જ વારમાં દફ એવો અવાજ આવ્યો—માછલું જમીન પર પડ્યું હતું. અને થોડી જ વારમાં ઉવમે આશા રાખી હતી તે પ્રમાણે ઘણાં પગલાંઓ અવ્યવસ્થિત દોડતાં હોય તેવો અવાજ આવ્યો. એ અવાજ ઘણીવાર સુધી ચાલ્યો અને દરિયા તરફ વધારે ને વધારે નજીક આવતો ગયો.

પછી થોડી બૂમાબૂમ આવી, થોડા હોકારા સંભળાયા અને અંતે બધું શાંત થઈ ગયું. થોડીવાર કોઈ એક જણનો મોટેમોટેથી બોલવાનો આછો અવાજ સંભળાયો. ઉવમે હવે ફરીથી બૂમ મારવાનો વિચાર કર્યો અને પોતાના સાથીદારોના અવાજમાં અવાજ મેળવીને અવાજ કર્યો : "હો...હો...!"

તરત જ પેલા બોલનારનો અવાજ એકવાર બંધ પડી ગયો અને પછી સામો અવાજ આવ્યો : "હો... !"

"હો... !" ઉવમે જવાબ આપ્યો.

અને પછી ધડબડ ધડબડ પગલાં એની તરફ આવવા લાગ્યાં. પણ એ પગલાં પાડનારનાં મોં દેખાય તે પહેલાં લીલાં પાણી અંધારાને લીધે કાળાં થઈ ગયાં.

જ્યારે રાત વહેતી હતી અને અંધારું છવાયું હતું ત્યારે એણે કેટલાયે કાળા ઓળાઓને ઊંચે કાંઠા ઉપર ઊભેલા જોયા. ઉવમે હર્ષથી "હો..." એવો અવાજ કરીને હાથ ઊંચો કર્યો. સામેથી પણ હર્ષના અવાજો આવ્યા.

પણ અત્યારે તો તેઓ આ સિવાય કંઈ કરી શકે તેમ નહોતા. આખી રાત તેઓ સામસામું જોતા બેસી રહ્યા અને ઊભા રહ્યા.

ઉવમ્‌ને જિજ્ઞાસા થતી હતી કે એ લોકો કોણ હશે? એને ચંદ્રખંડમાં મળ્યા હતા તેવા માણસખાઉ લોકો એમને મારી નાખવા તો નહિ આવ્યા હોય? આ બાબતનો એને ભય નહોતો છતાં એ કોણ હશે તેની તેને જિજ્ઞાસા હતી. કાંઠા ઉપર ઊભેલા લોકો પણ શંકાગ્રસ્ત હતા કે આટલે નીચે પાણીની વચમાં લાકડું ફેંકોને ઊભેલા લોકો કોણ હશે? એ પાણીમાં રહેનાર લોકો જાદુગર તો ન હોય? આવી શંકામાં સવાર પડવાની રાહ જોતા તેઓ ઊભા હતા.

સવાર ઊઘડ્યું. સવારનું પ્રથમ અજવાળું ફૂટ્યું કે તરત બંનેએ સામસામા પ્રશ્નો ફેંક્યા. એ પ્રશ્નોના ઘોંઘાટ સિવાય કંઈ સ્પષ્ટ શબ્દો કોઈએ સાંભળ્યા નહિ. ઉવમ્ ચૂપ રહ્યો. પેલાઓએ "કોણ છો તમે?" એવો પ્રશ્ન કર્યો. ઉવમે મોં પર આજીજી જેવા ભાવો પ્રગટ કરીને કહ્યું કે, "અમને ઉપર લઈ લો."

પણ પેલાઓ ઉપર એની આજીજીની કંઈ અસર થઈ હોય એમ ન લાગ્યું. તેઓ પોતાની જ અંદર વાતો કરવા લાગ્યા. વાતો કરતાં તેઓ એકબીજાની સામે મોઢાં કરીને ઊભા. ઉવમ્ તરફ તો કોઈની આંખો પણ ન રહી. ધીમે ધીમે એમનો ઘોંઘાટ તો બહુ વધવા લાગ્યો. ઉવમ્ સમજ્યો કે તેઓ એને વિષે જ ખૂબ ચર્ચા કરતા હશે. એ ચર્ચાનું પરિણામ જાણવા એ ખૂબ આતુર હતો, પણ ઘણી વાર થવા છતાં એને કંઈ જવાબ ન મળ્યો એટલે એણે ફરી મોટેથી બૂમ મારી, "અમને ઉપર લો!" પણ એના શબ્દોએ એ લોકોનું કંઈ જ ધ્યાન ન ખેંચ્યું. કેટલાકે માત્ર એક નજર એમની તરફ ફેરવી એટલું જ, તેઓ પણ પાછા વધુ ગંભીરતાથી વાતો કરવામાં પડી ગયા.

ઘોંઘાટ ખૂબ વધ્યો. એકાએક ઊંઘતો શીશ જાગી ગયો. એણે ઊંચું જોયું. 'હા...' માણસોનું ટોળું જોઈને આશ્ચર્યથી એણે ઉદ્ગાર કાઢ્યો. પણ તરત એ એ ટોળામાંની કેટલીક વ્યક્તિઓને ઓળખી

ગયો. એણે બે હાથ અર્ધા ઊંચા કરીને કૂદવા માંડયું અને ' હો – હો – બા ! ' એવી બૂમ મારી.

આ નવા અવાજથી પેલાઓ ચમક્યા. એમણે સામું જોયું. " કોણ ? કોણ ? " એ લોકો બોલવા લાગ્યા. ઉવમ્‌ને હવે નવો ઉપાય સૂઝી ગયો. એ ઊંઘતા બાળુક પાસે દોડયો અને એને ઊંઘતો ને ઊંઘતો જ એક હાથે ઊંચો કર્યો અને એક હાથથી ચેષ્ટા કરતાં બૂમ મારી, " આને ઉપર લઈ લો ! "

" શીશ – વાંદરાનો છોકરો ! " કેટલાકનો મિશ્ર અવાજ આવ્યો. ઉવમે એ સ્પષ્ટ સાંભળ્યો નહિ, પણ એને લાગ્યું કે એ લોકોએ હવે ધ્યાન આપ્યું છે. એને થયું કે એ લોકો કદાચ ગણુદેવને વધુ સારી રીતે ઓળખશે, એટલે એ બાળુકને નીચે મૂકી ગણુદેવની પાસે દોડયો. ગણુદેવ ગાઢ નિદ્રામાં સૂતા હતા. એમના મોં પર ઊંડી શાંતિ હતી. ઉવમ્‌ને એમને જગાડવાની ઇચ્છા ન થઈ. એણે એમને આંગળી વતી બતાવીને બૂમ મારી, " ગણુદેવને ઉપર લઈ લો. "

" ગણુદેવ ? " એક સામટો મોટો આશ્ચર્યધ્વનિ સામેથી આવ્યો. ગણુદેવને એમણે ઓળખ્યા હોય એમ લાગ્યું. " ઉપર લો ! ઉપર લો ! " એવો અવાજ તેઓ કરવા લાગ્યા.

તેઓ આમતેમ ફરવા લાગ્યા. તેમનાં મોં પર ચિંતાના અને હર્ષના મિશ્રિત ભાવો હતા. ઉવમ્‌ને લાગ્યું કે તેઓ તેમને ઉપર લેશે કઈ રીતે ? એ ગણુદેવ પાસેથી ખસીને વહાણના એક ખૂણામાં મોટું દોરડું પડયું હતું તે તરફ દોડી ગયો. દોરડાનો એક છેડો એણે પોતાના સાથીદારોને પકડવા આપ્યો અને બીજા છેડા આગળનું ગૂંચળું ઉપાડી તેનો જોરથી ઘા કર્યો પણ છેડો ઉપર પહોંચ્યો નહિ, એ પાણીમાં પડયો.

ઉવમે હુકમ કર્યો કે પાણીમાં કૂદી પડો. ચારે સાથીદારો પાણીમાં કૂદી પડયા. ઉવમે દોરડાનો છેડો શીશને પકડવા આપ્યો.

પાણીમાં ઊતરેલા સાથીદારોએ વહાણને ધક્કા મારી કરાડની અડોઅડ લાવી મૂકયું અને એ ત્યાંથી પાછું ખસી ન આવે માટે પાણીમાં જ રહી એને ટેકો આપતા ઊભા. હવે ઉવમે દોરડાના બીજા છેડાનો ફરી ઘા કર્યો અને છેડો ઉપર પહોંચી ગયો. પણ ઉપર એ છેડો બાંધે કયાં ? ત્યાં કાંઠા પર એક પણ મોટું ઝાડ હતું નહિ. ઉવમે ઉપરના લોકોને સમજ પાડી કે એ લોકો એને બરાબર પકડીને ઊભા રહે. દોરડું એ રીતે મજબૂત રીતે પકડાયું. વહાણ અને કરાડની ટોચ વચ્ચે દોરડાનો પુલ બની ગયો. ઉવમે બાળુકને કહ્યું, " ચડી જઈશ ને ? "

બાળુક જવાબ આપી ન શકયો. એણે ગણુદેવ સામે જોયું: " દાદા ? "

" દાદાને હું લઈ આવીશ. તું પહેલાં ચડી જા. "

થોડીવાર બાળુક નકારમાં માથું હલાવતો ઊભો રહ્યો, પણ ઉવમે એને શાંતિથી સમજાવ્યો એટલે એ દોરડા ઉપર ચડયો. એ જતો હતો ઉપર પણ એની નજર હતી નીચે દાદા તરફ. ઉવમ એ સમજતો હતો.

ઉપરથી તો દોરડું બરાબર ખેંચાયેલું હતું. જો અહીં દોરડું કંઈક વસ્તુ સાથે બાંધી દીધું હોય તો વહાણ કિનારાને અડકીને જ રહે એવો ખ્યાલ આવતાં ઉવમે શીશના હાથમાંથી દોરડું લઈ લીધું અને તેને વહાણના એક લાકડા સાથે બાંધી દીધું. વહાણ બરાબર કિનારાને લાગી રહ્યું. હવે ઉવમે પાણીમાં ઊભેલા દોસ્તોને ઉપર બોલાવી લીધા અને શીશને દોરડા પર ચડવાનું કહ્યું.

નાનકડો બાળુક પણ ચડી ગયો હતો એટલે શીશને ચડતાં બીક લાગે તેવું તો નહોતું જ. એ ચડી ગયા પછી ઉવમે સાથીદારોને કહ્યું, " તમે ચડી જાઓ, હું તમારી પાછળ ગણુદેવને લઈને આવું છું. " તેઓ ઉવમના હુકમને વશ થયા.

ઉવમ્ ગણુદેવની પાસે આવ્યો. નીચો નમ્યો. આટલાં આટલાં ઘોંઘાટ અને પ્રવૃત્તિ છતાં પણ ગણુદેવ તો શાંતિથી ઊંઘતા જ હતા. એમને જગાડવાની તો ઉવમને જરા પણ ઇચ્છા નહોતી. એ નીચો નમ્યો. ગણુદેવના શરીર નીચે હળવેથી હાથ નાખવા છેક બાજુમાં જઈને બેઠો. પહેલાં એણે પગની નીચે એક હાથ નાખ્યો અને પછી ગરદનની નીચે બીજો હાથ નાખ્યો. ગરદન નીચે હાથ નાખતાં એનું માથું ગણુદેવના મોંની તદ્દન નજીક ગયું. એના કાન આગળનો ભાગ ગણુદેવના નાકને લગભગ અડી જ રહ્યો. બહુ જ આછી અને લાંબી એક નિશ્વાસલહરી નાકમાંથી નીકળી કાન આગળના આછા વાળને સહેજ ઉષ્મા આપતી હતી. ઉવમને સહેજ ભય લાગ્યો – શ્વાસ આટલો બધો આછો કેમ ? પણ કર્તવ્યે એના મગજને રોકી લીધું હતું એટલે એ શંકા ત્યાં બહુ નભી નહિ. એણે હળવેથી હાથને ગરદન નીચે સેરવી દીધો અને પછી જરા પણ આંચકો ન લાગે તેમ બંને હાથ ઊંચા કરી આખું શરીર છાતીસરસું લઈ લીધું, એટલી જ હળવેથી કેડ ઉપરના શરીરને જરા પણ હલવા દીધા વિના એ ઊભો થયો અને આસ્તે આસ્તે ચાલતો ઓરડા પાસે આવ્યો. ગણુદેવના શરીરને ધીરે ધીરે ખભા પર નાખી દીધું. પ્રથમ એક હાથે દોરડું પકડયું અને પછી ગણુદેવનું શરીર ખભા ઉપર બરાબર રહી ગયું એટલે એણે બીજો હાથ પણ દોરડાને લગાડ્યો અને એક પગ પણ દોરડા ઉપર મૂક્યો. ઉપરથી લોકોએ હર્ષનાદ કર્યો.

અચાનક ઉવમને વિચાર આવી ગયો : ' ગણુદેવ તો હમણાં મૃત્યુ પામશે. સૂંઢ તો છે નહિ. એ કોને સારુ આ ભૂમિ ઉપર જાય છે ?'

એ અટકી ગયો.

લોકોએ બૂમ મારી: " આવો, આવો ! "

બાળુકની બૂમ આવી: " દાદાને જલદી લાવો ! દાદાને દુખે નહિ, જોજો ! "

'બાળુક! પણ બાળુકની સાથે એને શું? ગણુદેવે કહ્યું, 'સૂંઢે પહાડ ઉપરથી પડતું પોતાની મેળે મૂકયું હતું, એને મારી નાખી તો મેં જ!' એનો શો અર્થ? બાળુક તરફ એ શા માટે ખેંચાય છે? બાળુકે આ જગતનું અજવાળું જોયું તે વાતનો પ્રથમ સાક્ષી એ હતો, માટે? એની માતાના પેટમાંથી એને બહાર કાઢનાર પોતે હતો, માટે? કે એને લાગતું હતું કે બાળુકને હૃદય સાથે દાબતાં – ના, ના, ના, એવું ન હોય. બાળુક છે, શીશ છે–ગણુદેવે પણ જીવી જશે એમ કેમ ન કહેવાય? એ શા માટે ઉપર ન જાય?'

ઉપરથી અવાજો આવ્યા: "કેમ આવતા નથી?"

ઉવમે બીજો પગ ઊંચો કર્યો. એક હાથ દોરડા ઉપર ઊંચે ગયો, બીજો પગ પહેલા પગ કરતાં ઊંચે દોરડા ઉપર મંડાયો – એ ચડવા લાગ્યો.

એ લગભગ છેડે આવી ગયો. "જીવો ગણુદેવ! જીવો ગણુદેવ!" એવો હર્ષનાદ કરતા લોકો આગળ નમી આવ્યા – બધાની વચ્ચેથી બાળુકનો તીણો અવાજ આવ્યો: "દાદા!"

પણ ત્યાં તો "બાબા – બાબા!" કરતો સાની વચ્ચેથી સૌને દૂર કરીને શીશ આગળ ધસી આવ્યો: "બાબા!" ગણુદેવની પાસે એકદમ આવી જઈ ને એ ફરીથી બોલ્યો.

ઉવમે હજી જમીન ઉપર પગ નહોતો મૂકયો. શીશે વાંકા વળીને ઉવમના ખભા ઉપરથી ગણુદેવને ઊંચકી લીધા. "બાબા!" એ ફરીથી બોલ્યો. એના અવાજમાં હર્ષથી ખોખરી આવી ગઈ હતી.

ખભા ઉપરથી ભાર હળવો થતાં ખભાની કળ ઉતારવા ઉવમે દોરડા ઉપર ઊભા રહીને જ ખભા મરડયા; ડોક જરા ઊંચે, નીચે અને આજુબાજુ મરડી અને જમીન ઉપર મૂકવા માટે પગ ઊંચો કર્યો. પગ જાણે થાકી ગયો હોય તેમ લાગતું હતું. એમાં ઉત્સાહ નહોતો જણાતો. એક ઊંડો શ્વાસ લઈને એણે જમીન પર લાંબી નજર નાખી

વન હતું પણ વનની તાજગી ત્યાં નહોતી; દૂરથી નદીનો અવાજ આવતો હતો પણ અવાજમાં મીઠાશ નહોતી. કંટાળાથી નજરને એણે નજીકમાં સમેટી લીધી. અચાનક એના જોવામાં આવ્યું કે શીશના બે હાથમાં સૂતેલા ગણુદેવની ગરદન એકદમ પાછળ ઢળી ગઈ. "ઓહ!" એના મોંમાંથી અવાજ નીકળી ગયો અને એ સ્થિર થઈ ગયો. જમીન ઉપર એનો બીજો પગ ન આવી શકયો.

ગણુદેવની ગરદન તો પાછળ ઢળી ગઈ પણ એમના હાથ પણ નીચે લબડી પડયા અને શીશની કેડે બંધાયેલ દાંતૂડીએ એક હાથનો ઝટકો લાગ્યો.

'ખટ' અવાજ સાથે દાંતૂડી જમીન પર પડી. પથ્થર પર એ પછડાઈ અને જરા ઊછળી અને – શીશનું એ અવાજ તરફ એકદમ ધ્યાન ગયું, અને 'એહ!' એવા ઉદ્‌ગાર સાથે એણે નીચે જોયું. 'એહ – અબઅબ!' ગભરાટમાં એ બોલ્યો અને ઝટપટ દાંતૂડી ઉપાડી લેવા ગણુદેવના શરીરને એકદમ જમીન પર મૂકી દીધું. પણ દાંતૂડી એનો હાથ પકડી લે તે પહેલાં તો પથ્થર પરથી ગબડતી ગબડતી એ કરાડની કિનારીની છેલ્લી કાંકરી પર આવી ગઈ અને ત્યાંથી નીચે – ઊંડે ઊંડે પાણીમાં! એણે પાણીની અંદર જરા ડુબકી ખાધી, થોડીવાર એ અદૃશ્ય થઈ રહી, પણ પછી એકવાર ઉપર આવી; પણ ત્યાં તો, જાણે લાંબા સમયથી એને મેળવવા માટે તલસતાં હોય તેમ મોજાંઓ એને ઉપાડીને ભાગી ગયાં – કયાંય કયાંય!

શીશની આંખો ફાટી રહી – પણ એક જ ક્ષણ. બીજી ક્ષણે "આ – બા!" કરતાંક એણે કિનારા પરથી – કરાડ પરથી જંપલાવી દીધું. એના પડવાથી મોજાંઓમાં ક્ષોભ જાગ્યો – પણ બહુ જ થોડો.

બેચાર ક્ષણમાં જ આ બની ગયું, પણ એ ક્ષણોએ ઉવમના મનની દ્વિધાને ભૂંસી નાખી ને એક પગ જમીન પર મંડાયો હતો

તે તુરત જ પાછો દોરડા પર લઈ લઈને ઉવમ્ દોરડા પરથી વહાણ પર સરકી ગયો.

"ઓ – ઓ – ઓ!" લોકો આશ્ચર્યથી બોલી ઊઠયા. "દાદા – બાબા!" કરતો બાળુક આગળ ધસી આવ્યો. એક ક્ષણ એણે જમીન પર સૂતેલા દાદા તરફ નજર નાખી. એના મોં પર હર્ષની એક પુલક આવી ગઈ. બીજી ક્ષણે એણે દરિયા પર નજર નાખી. "બાબા!" એણે હળવો ઉચ્ચાર કર્યો. "બાબા!" એનો અવાજ સહેજ મોટો થયો. "બાબા!" આ ત્રીજી બૂમે એના ગળામાંથી જાણે ચીસ જ નીકળી ગઈ. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. થોડી ક્ષણો દરિયા પર દૃષ્ટિ નોંધી રાખીને એ મૌન ઊભો રહ્યો અને પછી ગણ્દેવના શરીર પાસે બેસી ગયો. એનું માથું ગણુદેવની છાતી પર ઢળી ગયું.

લોકો તો કંઈ જ બોલી ન શકયા. એકમેકના સામે તેઓ કેવળ જોઈ જ રહ્યા. એમનાં મોં પરના ભાવો બાળુકની પ્રશંસા કરતા હતા–વાનરપિતા તરફ પણ આને પ્રેમ છે!

ઉવમ્ તો વહાણ પર ઊતરી ગયો હતો. લોકોએ એને ઉપર આવવાનું બહુ કહ્યું, "આવો – આવો!" એવી બૂમો મારી, દોરડાની ખેંચાખેંચ કરી, પણ પરિણામ કંઈ જ ન આવ્યું. નિરાશ થઈને તેમણે હવે બીજી તરફ મોં ફેરવ્યું.

તેમણે આખરે બાળુકને બેઠો કર્યો અને એક જણાએ ગણુદેવના શબને પોતાના ખભા પર લઈ લીધું. બાળુક સ્થિર થઈને ઊભો હતો. એને ચલાવવા માટે બેચાર જણાએ એના વાંસા પર હાથ મૂક્યો. "અમે મૂરખ હતા, અમે ગણુદેવને કાઢી મૂક્યા હતા. હવે અમને અક્કલ આવી છે, પણ હવે તું જ ગણુદેવ, તું ચાલ!" તેઓ બોલતા હતા. બાળુક એમાંનું કંઈ સમજતો તો નહોતો, પણ એણે ધીમે ધીમે ચાલવા માંડયું હતું.

# દૂર જાશું—દૂર જાશું !

ઉવમ્ વહાણ ઉપર આવીને વહાણની કિનારી પર એક લાકડીનો ટેકો લઈને ઊભો રહ્યો અને ચારે તરફ પાણીમાં નજર ફેંકવા લાગ્યો. ઉપર લોકો અવાજ કરતા હતા પણ તે તરફ એનું જરા પણ લક્ષ નહોતું. એની તમામ ઇન્દ્રિયો શીશ્નને જોવા અને એના ગળામાંથી કોઈ અવાજ નીકળે તો એને સાંભળવામાં રોકાઈ ગઈ હતી. આખરે એક જગ્યાએ એણે કંઈક જોયું. એ વખતે જમીન પરના લોકો તો જંગલ તરફ વળી ગયા હતા, પણ તે ન વળી ગયા હોત તોપણ ઉવમ્‌ને મન એથી કંઈ ફેર પડતો નહોતો. જમીન પરની દુનિયા એને મન આસમાનની દુનિયા જેટલી જ હવે હતી. હવે જમીન પર એનું કોણ હતું? ગણુદેવનું એક આકર્ષણ હતું – એ આકર્ષણ જ એને જમીન ઉપર ખેંચી જતું હતું – એ તો ગણુદેવનો આત્મા શરીરથી છૂટી જતાં છૂટી ગયું. બાળુક? બાળુકનું શું આકર્ષણ? બાળુક તો એનો એક આદર્શ જ રહી ગયો. પૃથ્વીના પ્રથમ પૂર્ણ પુત્ર તરીકે એણે એને જોઈ લીધો. સૂંઢના પ્રેમનું એ પ્રતીક હતો – પણ એનું તો સ્મરણ જ હોય, એનું સાંનિધ્ય ન હોય. એ સાંનિધ્ય ગૂંગળાવનારું બને – સ્મરણ જ માર્ગ-દર્શન આપે. આ વિચારના સંસ્કારોએ એના મગજના તારોને હલાવી નાખ્યા અને એ ઝડપથી દોરડા પરથી નીચે સરી આવ્યો હતો. એને

જમીન પરના લોકો સાથે કશી જ નિસ્બત નહોતી. નિસ્બત હતી – નિસ્બત હતી તો એક જ અંશ સાથે : એનાં માતપિતા, એનું ગામડું, એને વિદાયગીરી આપવા આવેલી એની બેનો અને ભાભીઓ ! પણ એ બધાં તો ગયાં ! એની આશા હવે ક્યાં ? રણમાં રેતીને વીંઝતો સમ સમ સમસમ એવા નિયમિત તાલે ચાલ્યો જતો હોય તેવી જ રીતે અહીં સમ સમ સમસમ અવાજે પવન મોજાંઓને વીંઝતો હતો – એના તાલમાં ઉવમ્‌નું મગજ ઝૂલતું હતું : એને ખબર નહોતી કે એ સમ સમ અવાજમાંથી એનું મગજ 'સૂંહ ! સૂંહ !'ના સ્વરો પકડતું હતું અને એની જ લહરમાં ઝૂલતું હતું.

પણ જ્યારે ઉવમે પાણીમાં એક જગ્યાએ કંઈક જોયું એવું જ એનું મગજ એ જ લક્ષ્ય પર ચોંટી ગયું અને બીજું બધું ભૂલી ગયું: વહાણની કિનારી પરથી ઉવમે પાણીમાં ભુસ્કો મારી દીધો.

શરીરમાંનું બધું બળ ભુજાઓમાં સીંચી દઈને એણે પાણીને વીંઝવા માંડયું અને પેલી વસ્તુને પકડી પાડી. એ શીશનો બેભાન દેહ હતો. એને ઉઠાવીને એ વહાણ તરફ પાછો વળ્યો. ખૂબ કોશિશ કરીને શીશના બેભાન દેહને એણે વહાણ ઉપર ચડાવ્યો અને પોતે પણ ચડી ગયો.

શીશે ઊંચી કરાડ પરથી પાણીમાં ધુબાકો માર્યો, પણ ધુબાકો મારતાં એને આવડતું હતું ક્યારે ? એને એમ કરતાં છાતીમાં સખત વાગ્યું અને એ સખત રીતે હબક ખાઈને બેશુદ્ધ બની ગયો. એ જ ક્ષણે એક મોટું મોજું આવતું હતું. તેણે એને પોતાના ઉપર ઉપાડી લઈને પોતાની સાથે જ કરાડની દીવાલ સાથે અફળાવ્યો અને પછી એને ત્યાં જ મૂકીને પાછું વળી ગયું. શીશનો બેશુદ્ધ દેહ એની પાછળ નીચે સરીને પાછો પાણીમાં આવ્યો અને પાછાં વળતાં નાનાં મોજાંઓ પર બેસીને ખુલ્લા દરિયા તરફ તણાયો.

એ બેશુદ્ધ રહ્યો હતો અને મોજાંઓ એને પોતાની ઉપર

આમથી તેમ અને તેમથી આમ રમાડયે રાખતાં હતાં. એનાં કાન, નાક અને મોં ઉપર પાણી ઊછળી આવીને થપાટયે જતાં હતાં અને અંદર ભરાતાં હતાં. એ સ્થિતિમાંથી એને માટે ફરી જાગવાનો જરા પણ સંભવ નહોતો, છતાં એકવાર અચાનક એના પગ તરફડયા અને હાથ પાણી પર પટપટયા. એના ખભા હલબલ્યા અને માથું ખંખેરીને શીશે પાણીની ઉપર જોયું. એને નજીકમાં જ એક લાંબી પાતળી નાની ચીજ દેખાયાનો ભ્રમ થયો. એને થયું કે દાંતૂડી એની નજીક છે. એણે જોરથી હાથ વીંઝયો. હાથની અંદર તો પાણી જ આવ્યું, પણ એને લાગ્યું કે દાંતૂડી મૂઠીમાં પકડાઈ ગઈ અને એણે જોરથી મૂઠીને બંધ કરી દીધી.

બસ, એ જ એની સજીવ છેલ્લી ગતિ હતી. એ પછી તરત એનાં તમામ અંગો ઢીલાં થઈ ગયાં, આંખો મિચાઈ ગઈ અને એનું પ્રાણપંખી આસમાનનાં ચેતનોમાં મળી ગયું.

ઉવમને એ જીવતો નથી એવી ખબર એને વહાણ પર લાવ્યા પછી જ પડી. પ્રથમ તો એને પતીજ ન પડી કે એ મરી જ ગયો હશે, શરીર ખૂબ ઠંડું લાગતું હતું છતાં એણે માન્યું કે એ તો પાણીની ઠંડી લાગી હશે, એટલે એણે અગ્નિ પ્રકટાવ્યો. પથ્થરની એક મોટી છીપર પર થોડા તણખા ઢંકાયેલા એ રાખતો હતો, તેમાં નવું ઇંધન નાખીને ભડકો ઉત્પન્ન કર્યો અને શીશના શરીરને તપાવ્યું. પણ ઘણીવાર પછી પણ જ્યારે શ્વાસનું કંઈ હલનચલન જણાયું નહિ ત્યારે એને એના મૃત્યુ પામ્યાની ખાતરી થઈ અને વિશેષ પ્રયત્ન છોડી દઈને એ ઊભો થઈ ગયો.

પવન સમ સમ વિંઝાતો હતો. કાન પર સૂંહ સૂંહ એવા ભણકારા અથડાતા હતા. ઉવમે જોરથી લમણાં દાબ્યાં. ત્યાંથી ખસીને એ વહાણની બીજી તરફની કિનારી પાસે આવી ઊભો.

દૂર દૂર સુધી સાગર પથરાયો હતો—દૂર દૂર!

'દૂર જાશું – દૂર જાશું – દૂર જાશું હો !' ગીતની લીટી ઉવમ્‌ના મગજ પર અથડાઈ.

ના – ના – ના ! એણે આટલે દૂર નહોતું આવવું જોઈતું. અહીં તો એ સાવ એકલો પડી ગયો ! શો અર્થ હતો શીશની પાછળ પડવામાં પણ ? જમીન એની નજીક આવી ને શા માટે એણે એને દૂર ધકકેલી દીધી ? એનો પોઠિયો – એની શક્તિ નાની હતી. એ શક્તિ સાથે એ સૂરજને આંબવા ઊપડયો ! દરિયાએ એને હાકલ કરી, પાંખો પાતળી પડી જાય તેટલે ઊંચે પવનમાં એ ઊડયો ! કેવી કેવી ભ્રમણાઓ એને ખેંચીને કયાં કયાં લઈ ગઈ ! એ બધે ઠેકાણે જવાનું એનું ગજું હતું ?

'મારો દેશી, દૂર જાશે, દૂર જાશે !
અમને કયારે મળશે હો !'

'આવું છું – આવું છું, મળવા !' ઉવમ્ જોસથી ચીસ પાડી ઊઠયો. એ દોરડા તરફ દોડયો, પણ દોરડું તો પાણીમાં પડયું હતું. ઉપરના લોકો ચાલ્યા ગયા એટલે એને ઉપર પકડી રાખનાર પણ કોઈ ન રહ્યું. આહ ! એનો વિચાર હતો કે દોરડા ઉપર ચડી જવું, જમીન પર એણે જોયેલા લોકોની પાછળ જવું અને એમની સાથે ભળી જવું. એ જ એનાં ભાઈ અને બાપ, મા, બેન અને ભાભીઓ ! પણ એ લોકો એને તરછોડી ગયાં. એ વિચાર કરતો ઊભો રહ્યો.

અચાનક એક બીજા વિચારનો ઝબકારો એના મગજમાં થયો. પાછળ નજર નાખી. શીશનો મૃતદેહ શાંત પડયો હતો. એના શરીર પરનાં રૂછાં પવનમાં આછાં ફરફરતાં હતાં.

એકવાર એક દરિયાને કાંઠે ઠંડા પવનમાં સૂંહના દેહ પરની રુવાંટી પણ આમ જ ધ્રૂજતી હતી.

સૂંહની જ પાછળ ! સૂંહની જ પાછળ ! બીજે કયાંય હવે નથી જવું ! આટલે દૂર આવ્યો તો હવે છેક સુધી ચાલ્યા જવું ! પેલા

દેશમાં સૂરજ ગોળ ફરતો હતો, તેની પેઠે જ ગોળ ફર્યા કરીશ તો કોઈક દિવસ જરૂર એ ઠામે પહોંચીશ કે જ્યાંથી પ્રવાસ શરૂ કર્યો હતો.

એણે એક મોટો વાંસ લીધો અને વહાણને દરિયા તરફ ધકેલ્યું. એક મોજું ચડ્યું અને તેની છાતી ઉપર વહાણ ચડ્યું. એકવાર એક ઝોલો આગળની તરફ લીધો પણ બીજો ઝોલો પાછળની તરફનો આવ્યો અને એ સાથે એણે ખુલ્લા દરિયામાં વહી જવાની તક લઈ લીધી. વહાણ દરિયાના આગળના પ્રવાસે નીકળી ચૂક્યું. હલેસાનો દંડો હાથમાં પકડીને ઉવમ્ ખુલ્લા દરિયાને જોઈ રહ્યો. પવનની તાજગીભરી લહરો આવી. પ્રફુલ્લતાથી ઉવમે દૂર નજર નાખી.

એની સામે એક આકૃતિ આવી. વીખાતી, ફરી રચાતી અને અંતે સ્પષ્ટ થતી હવામાં એ આકૃતિ સજીવ બની. એ આકૃતિ સૂંહની જ હતી.

પણ ઘડીક પછી સૂંહની આકૃતિ શીશની સાથે આવી અને પછી એ એના ખભા પર ચઢી એની ઉપર ડોકિયાં કરતી બાળકની આકૃતિ આવી, અને એ આકૃતિમાંથી એની પોતાની જ લિપિમાં લખાયેલા અક્ષરો ઊઠ્યા :

પૃથ્વીનો પહેલો પુત્ર !

એ લિપિ આવી હતી : શીશ અને સૂંહના બનેલા ઝાંખા એક-રૂપના ખોળામાં તેજસ્વી સ્મિત કરતું એક બાળક પડ્યું હતું : માનવીય પ્રેમ – કુદરતસહજ લાગણીઓ–નું એ મૂર્ત રૂપ હતું.

ઉવમ્ હળવેથી પાંપણો ઢાળી ગયો અને પાછો વળીને શીશના શબ આગળ નીચું જોઈને બેસી ગયો.

બધું શાંત હતું – દરિયો જ માત્ર ધીમું ધીમું ગુંજતો હતો. ઘોઘનો અવાજ પણ દૂર ચાલ્યો ગયો હતો.

[ આ વાર્તાનો પૂરો આસ્વાદ લેવા માટે પ્રથમ આટલુ સમજવું જરૂરી છે. આર્યોનું આદિ નિવાસસ્થાન ઉત્તરધ્રુવપ્રદેશમાં ક્યાંક હતું એવી માન્યતા પર આ વાર્તા લખી છે. ઉત્તરધ્રુવપ્રદેશમાં સૂર્ય આથમ્યા વિના લાગલાગટ છ-સાત મહિના પ્રકાશે છે. વેદમાં સૂર્યના સાત અશ્વોની કલ્પના આ પરથી જ થઈ છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતાં ફરતાં સૂર્યની પ્રદક્ષિણા કરે છે તેથી રાતદિવસ બને છે. પૃથ્વીના ગોળા ઉપર મધ્યભાગે વસતી સૃષ્ટિ જ્યારે તેઓના વસવાટની ભૂમિ સૂર્ય સામે હોય ત્યારે દિવસ જુએ છે અને પૃથ્વી બીજી તરફ ફરી જતાં સૂર્ય એમની સામે નથી રહેતો ત્યારે રાત્રિ જાણે છે. ઉત્તરધ્રુવપ્રદેશ પૃથ્વીના માથા પરનો ભાગ હોઈ ત્યાં વસતી સૃષ્ટિ આકાશના એક સંપૂર્ણ ભાગને ચોવીસે કલાક જુએ છે, એટલે જ્યારે સૂર્ય એ ભાગમાં હોય ત્યારે તે ત્યાં રહેનારને ચોવીસે કલાક દેખાય. પૃથ્વી સૂર્યની આસપાસ એક વર્ષમાં એકવાર ફરી લે છે. એની ફરવાની દિશા ત્રાંસી હોઈ અમુક કાળ સુધી સૂર્ય તેના ઉત્તર – આકાશમાં રહે. જેટલો સમય સૂર્ય દક્ષિણ – આકાશમાં રહે તેટલો સમય ઉત્તરધ્રુવપ્રદેશમાં અંધારું રહે. એ સમયે દક્ષિણધ્રુવમાં છ મહિનાનો દિવસ હોય છે. પણ સૂર્ય દક્ષિણમાં જતાં જતાં તેનાં કિરણોનું વક્રીભવન આકાશમાં ફેલાયેલું રહે છે. આ વક્રીભવન તે ઉષા અને સંધ્યા. પૃથ્વીના મધ્યપ્રદેશમાં ઉષા – સંધ્યાનો સમય પણ દિવસની પેઠે ટૂંકો હોય છે, જ્યારે ઉત્તરધ્રુવપ્રદેશમાં જ્યાં સુધી સૂર્ય છેક દક્ષિણ ગોલાર્ધમાં ન ચાલ્યો જાય અને તેનાં કિરણોનું પ્રતિબિંબ પણ ન દેખાય ત્યાં સુધી ઉષા અને સંધ્યા ત્યાં રહે છે. આમ ઉષા લગભગ દોઢ મહિનો અને સંધ્યા પણ એટલો જ સમય રહે છે. સૂર્ય ન હોય ત્યારે ચોવીસે કલાક તારાઓ પ્રકાશ આપે છે. પૂર્ણતઃ રાત્રિ – ચોવીસે કલાકની રાત્રિ – નો સમય આ ગણતરીએ અઢી મહિનાથી વધારે નથી હોતો.

વાર્તાની અંદર ‘ સૂર્ય ક્ષિતિજને પ્રદક્ષિણા લે છે, ઉષા – સ
પોતાના પાલને ચકરડી ફેરવે છે ’ એવા જે વાકચપ્રયોગો છે
અર્થ આમ સમજી શકાય કે, સૂર્ય ઉત્તરધ્રુવપ્રદેશના વાસીઓને ક્ષિ
ઉપર જ ફરતો દેખાય છે અને ઉષા – સંધ્યા – તારાઓ પણ એ
ક્ષિતિજ પર ગોળ ફરતાં જ દેખાય.

આપણને તો વસંતનો કેટલો આનંદ! પણ ચાર ચાર મા
સૂર્યનાં દર્શન ન મળ્યાં હોય એવી સ્થિતિમાં સૂર્ય ફરી દર્શન આ
આવે છે એવી આગાહી કરતી ઉષાનો લાંબો કાળ ઉત્તરધ્રુવપ્રદેશવ
ઓને કેટલો આનંદ આપે તેની કલ્પના કરવી જોઈએ. ઉષાનુ
માસનું જીવન અને પછી સૂર્યદર્શનના પ્રથમના થોડા દિવસ – ત
મહિના વસંતના ગણાય. એ સાચી વસંત ! એ સાચી વસંતનો આ
અનેરો જ હોવો જોઈએ.

વાર્તામાં સૂર્ય પશ્ચિમમાં નહિ પણ પાતાલદિશામાં ગયો
આવે છે, તેનું કારણ એ કે સૂર્ય ઉત્તરધ્રુવપ્રદેશમાં પૃથ્વીના મધ્યપ્રદે
પેઠે પશ્ચિમમાં લુપ્ત નથી થતો પણ નીચેની દિશામાં ચાલ્યો
દેખાય છે. સૂર્ય ચોવીસે કલાક ક્ષિતિજ પર ફરતો હોય ત્યાં તે ક
ઊગે છે અને ક્યાં આથમે છે એ કઈ રીતે કહેવું ? એટલે પૂર્વ – પ
જેવું ત્યાં હોતું જ નથી.

આ સિવાય વાર્તામાં આર્યોની તે કાળની – તે પ્રદેશની રહે
કરણી આવે છે તે તો વાર્તા જ સમજાવશે.

**આ**કાશની કિનારી પર વિશાખા નક્ષત્રે વર્ષમાં પ્રથમવાર દર્શન આપ્યું અને પ્રાસાદમંડપે ચડીને આર્યોની કુલવધૂઓએ એનું સ્વાગત કરતાં હર્ષનું સ્તોત્ર ગાયું :

"આવો સંધ્યાની પરિચારિકા! તમારું શુભાગમન! અને તમારા બંધુને – અમારા કંથને – અટવી અટવીની કુંજે અમારું સ્મરણ આપી અમારી પાસે આવવા પ્રેરો.

"તેઓ વિદાય – સમયે સહસ્ર ધેનુ સાથે ગયા હતા, હવે અમે તેમનું લક્ષ ધેનુઓ સાથે પૂજન કરીશું.

"તેઓ જાણે છે કે હવે તેમણે તેમના ઘરમાં નવા આવનારા કુલતિલકને નવી ધેનુઓનાં પુષ્ટ દૂધ પાવાં છે.

"આવો સંધ્યાની પરિચારિકા! શુભાગમન તમારું! કારણ કે તમારાં દર્શને તેમને અમારું સ્મરણ થશે અને તેઓ ઘર તરફ આવવા વળશે. તમે સંધ્યાને લાવો.

"સંધ્યાનું સ્વાગત કરીએ! સંધ્યા અહીં સદા રહો! સદા ન રહી શકો, તો દેવી, વિશાખાને તમારો ભૂમિ પર પથરાતો પાલવ ઉપાડવા દેજો, અષાઢાને તમારા વક્ષ – અંબરની ટીપકીઓ બની લેવાનો લહાવો લેવા દેજો, પછી શ્રાવણના આશીર્વાદ મળ્યે જવું હોય તો જજો, પણ ત્યાં સુધી તો રહેજો જ!

"તમે જોજો, અમે અમારા કંથ જોડે રમીને તમારી પેઠે જ કેસૂડારંગી બનીએ છીએ કે નહિ—તમારી સૌમ્યતા અમારામાં પણ પ્રગટે છે કે નહિ!

"સંધ્યાની પરિચારિકા, આવો! સંધ્યાને વિહરવા લાવો! સંધ્યાનું અમે સ્વાગત કરીએ છીએ."

ઋષિઓએ આજે સૂર્યયજ્ઞના સત્રનો પ્રારંભ આદર્યો. એમના યજમાનોનાં ક્ષેત્રોને ૧૯૪ દિનની ૧૯૪ પ્રદક્ષિણા કરીને સૂર્ય આજ વિદાય લેવાનો હતો એટલે એમણે ૧૯૪ યજ્ઞકુંડો રચ્યા, દરેક કુંડમાં ૧૯૪ અર્ધ્ય આપ્યા અને "દેવોનું સ્વાસ્થ્ય રહો, દેવોનું રક્ષણ થાઓ, દેવો શયન અર્થે જાય છે, ચાર માસનું એમનું શયન એમને વધુ બલપ્રદ બનાવો અને ફરી અમારી પાસે પોતે પુનર્જાગૃતિ પામીને તેઓ આવો અને અમને તેજપુંજનો વર આપો." એવી ભાવના એમણે ગાઈ.

૧૯૪ દિવસ સુધી એક પળ પણ દષ્ટિપર થયા વિના અખંડ તેજ આપીને સૂર્ય આજે પાતાળદિશામાં જતો હતો. વૃદ્ધો એને વિખૂટા પડતા પ્રિયજનની વિદાય આપવા ગામના તળાવ પર એકઠા થયા. ઋષિઓ એને શાંતિબોધ કરવા તળાવે આવ્યા અને કુલવધૂઓ અંતરમાં આનંદની પુલકો સાથે એને વળાવવા આવી. સૂર્ય એમનાં હૈયાંને જોઈ ગયો અને બોલ્યો, "મારે જવું જ જોઈએ, કારણ કે મારી ગેરહાજરી હશે તો જ તમારા પ્રાણપતિઓને ઘેર આવવાનું બહાનું મળશે. તમને મારા જવાથી આનંદ થાય તેનો મને રોષ નથી, સુખી રહેજો."

સૂર્ય ગયો – ચાર મહિનાની નિદ્રા લેવા. "સુખી રહો!"નો ઘોષ આખી ગ્રામમંડલીએ કર્યો. અનેક ગ્રામોની વસતિએ એ જ સમયે એ ઘોષને ગગનમાં ચડાવ્યો. સ્વસ્તિકો બોલાયાં, ઋચાઓનું ગાન થયું, યજ્ઞકુંડમાંથી જવાળાઓ ઊંચી ચડી, આનંદધ્વનિ થયા.

સંધ્યાને આગમનનું સૂચન મળ્યું અને લાલ કંકુ ઉડાડતી એ આખા આસમાનમાં રાસ લેવા ચકરડી લઈને ચડી આવી. એના આગમનનાં નવાં સ્તોત્રો બોલાયાં, મૃદંગો બજ્યાં અને કુમારિકાઓ અને નવોઢાઓએ નૃત્ય કર્યાં.

મૃગશીર્ષનું શાસન મંડાતાં અને સૂર્ય તપતો થતાં પત્નીઓને કુલની રક્ષા સોંપી ધેનુ ચારવા દેશાન્તર કરી ગયેલા જુવાન પતિઓ સાડા ૭ મહિનાના લાંબા સત્ર પછી આજે ઘેર આવવા ઊપડ્યા. પહેલી સંધ્યા ઊગી અને તેના કંકુને ઝીલી લેવા ધેનુઓએ પોતાની ખરીઓથી પૃથ્વીની રજ ઊંચે ચડાવી. જુવાનોએ પોતાનાં ઉરવસ્ત્રોની ધ્વજાઓ કરી ઊંચે ચડાવી અને ટોળાં વળી તેઓ ચાલ્યા.

ગ્રામોમાં તેમનાં સ્વાગતનાં પર્વો મંડાયાં અને શ્રવણ સંધ્યાને આશીર્વાદ આપીને વિદાય આપી રહે તે પહેલાં તો બધા જુવાનો ઘેર પાછા પહોંચી આવ્યા.

જેમની પત્નીઓ હતી તેઓને તો તેમની પત્નીઓ હર્ષથી આંગળાંમાં આંગળાં ભેરવી આગળ આગળ દોડી દોડી, પાછળ તેમને દોડાવતી દોડાવતી, ઘર પાછળની વાટિકાઓમાં લઈ ગઈ. ત્યાં એમણે જતન કરી કેટલીયે લતાઓને ઉછેરી હતી તેના મંડપમાં તેમને એ લાવી. ગાયો પોતાનાં ગોત્રોમાં એકલી એકલી ચાલી જઈને પુરાઈ ગઈ.

હજી થોડાક જુવાનિયાઓ પાછળ હતા. ગ્રામજનો જાણતા હતા કે ભાગોળે તેમની રાહ જોનાર કુળરક્ષિણી નહોતી. કુળરક્ષિણી શોધવાના દિવસો તો હજી આ આવ્યા. એમનાં માબાપોએ તળાવની પાળ ઉપર નજર નાખી. એક વડની વડવાઈઓની ઘટામાં કુમારિકાઓનું એક ટોળું ઊભું હતું. અધીરાઈ વિના હળવે હળવે અને તોફાન કરતા પાછળ ચાલ્યા આવતા એ જુવાનો અને આ કુમારિકાને નિઃસંકોચ મળી લેવા દેવા તેઓ હળવેથી પાછાં વળી ગયાં. ઋષિઓએ પણ

આંખનાં અમી ઢાલવી એ કુમારિકાઓના ભાવિ સુખી સંસારની મનમાં ભાવના ભાવી અને તેઓ યજ્ઞમંડપમાં પાછા ચાલ્યા આવ્યા.

વડ નીચે સૌની પાછળ સંતાઈ ને એક મુગ્ધા ઊભી હતી. એની નજર નીચું જોઈ ને પણ સામે દૂર દૂર પહોંચવા મથતી હતી. એક જણીએ હળવે પગલે પાછળથી આવીને એની આંખો દાબી દીધી.

એ મુગ્ધા–કુમારિકાનાં અંગોએ એક તીવ્ર કંપ વ્યાપી ગયો. એના હોઠ ફફડ્યા પણ શબ્દ એકેય ન નીકળી શક્યો.

"કેમ અલી ચિત્રા, આટલામાં ગભરાઈ ગઈ? પાંચ ક્ષણો આંખો બંધ રહે તેય ખમાતું નથી? કેમ, તેંય એવો કોઈ શોધી રાખ્યો છે કે શું? અત્યારમાં? હજી તો પંદર ઉષાય નથી જોઈ!"

ચિત્રા શરમથી નીચું જોઈ ગઈ. એનાં અંગો હજી ધ્રૂજતાં હતાં.

"અરે શાલિની –" દૂરથી આ તોફાની કુમારિકાના નામની બૂમ આવી. "ઓહ, અરે છોડ એ બીચારીને! કેમ વળી, પ્રેમને શું વયની જરૂર પડતી હશે! જો ને, તેં કેવી ગભરાવી મૂકી એને! એનાં અંગો ધ્રૂજે છે–જાણે નવવાયુની લહરમાં ખીલેલી કમલિનીની પાંખડીઓ ધ્રૂજે છે! પ્રેમનો હજી એને નવો સ્પર્શ થાય છે ને!"

"હા...હા ..હા!" શાલિની મોટેથી હસી. "એ તો હું જાણતી જ હતી, સખી શુષમા! એમ ન હોય તો સૌ ગ્રામજનો ચાલ્યા ગયા છતાં એ અહીં શા માટે ઊભી રહે? પણ અલી ચિત્રા, કહે તો ખરી કે આ નેણુની અમીધારા કોના માર્ગને તારી પાસે દોરી પડી રહી છે?"

"અરે એય શાલિની, મૂકને બીચારીને! તનેય પ્રથમ જેના ઉપર પ્રેમ થયો ત્યારે તેં એનું નામ કોઈ ને આપ્યું હતું? ચાલ, જો હું કહું. એની આંખ તો બોલાવી રહી છે..." શુષમા શબ્દોને ધીમે ધીમે અને ચીપીચીપીને બોલતી હતી. ચિત્રાએ નીચેથી એની તરફ

છાની છાની નજર કરી અને આવનાર શબ્દોને ઝીલવા કર્ણોને સતેજ કર્યા.

"વસુદત્તને!" શુષમાએ શબ્દોચ્ચાર કર્યો. ચિત્રાના ચિત્તે એકદમ એ શબ્દને પકડી હૈયામાં સંતાડી દીધો.

"વસુદત્ત!" શાલિની ચમકીને બોલી.

"હા, જો પણે સફેદ પાંભડીને માથે લાલ ફૂમતાં ઉડાડતો આવે! હાથમાં દૂધ જેવો ધવલ યષ્ટિ છે. એની ગાયો તો ક્યારનીયે ગોત્રમાં આવી ગઈ અને એ હજી હવે આવે છે. કેમ, શું જુએ છે? તનેય ગમી જાય એવો છે ને? હજાર હજાર ગાયોને એ એકલો ચરાવે છે. ગાયોને દોહતી વખતે ગાયોના આંચળોને પકડતાં એનાં આંગળાં તું જો તો તને લાગે કે આકાશગંગામાં ઉપર–નીચે ઉપર–નીચે એમ સરક સરક થતું મત્સ્યતારામંડળ! એ ચિત્રાના પિતાની પાસે અધ્યયન માટે રહેલો, ને ત્યાંથી ચિત્રાએ એને પોતાનું હૃદય આપી દીધું."

"અને વસુદત્તે..." શાલિની બોલી, પણ બોલતાં બોલતાં એનો કંઠસ્વર ધ્રૂજતો હતો.

"કેમ રે અલી! સૂર્યે તો હજી આજે જ છેલ્લો અર્ઘ્ય લીધો, ઠંડીને આવવાને તો હજી બે મહિનાની વાર છે, ત્યાં અત્યારથી જ કેમ તારી દાઢી ડગડગે છે?"

"અમસ્થું, એ તો જરા થયું, જો વસુદત્તને એની ખબર નહિ હોય તો વસુદત્તનું હૃદય એ હૃદય ઝીલવા આગળ કેમ આવશે?... તો...મને.આ આશંકાની જરા કંપારી આવી." શાલિની બોલી.

"તારી આશંકા સાચી છે. વસુદત્ત તો બીચારો સાવ ભોળો છે. એને કોઈ કુમારિકાના હૃદયની ખબર જ પડે એમ નથી."

"અને હાં અલી, ચિત્રા તો એની ગુરુકન્યા—એટલે બેન જ.

બેનની સાથે પરણવાનો એનાથી વિચાર જ કેમ થઈ શકે? બેનમાં વધૂભાવ કેમ પ્રગટે?" શાલિની બોલી. પણ શાલિનીનું વાક્ય પૂરું થાય ત્યાં જ ચિત્રાના ગળામાંથી એક ચીસ નીકળી ગઈ અને એ બેભાન થઈને જમીન પર પડી. એની ચીસ સાંભળતાં જ સહુ કુમારિકાઓનું એની તરફ ધ્યાન ગયું. સૌ દોડી. શુષમા સૌથી આગળ હતી. શાલિની સૌની પાછળ ધીમે ધીમે આવતી હતી.

"અરે અલીઓ, શું જુઓ છો? આ તળાવ ભર્યું છે અને કોઈને પાણી પણ લાવવાનું સૂઝતું નથી? જાઓ, જાઓ, ત્વરાથી પાણી લાવો." શુષમાએ હુકમ છોડયો.

એક–બે કુમારિકાઓ પાલવ ભીંજવીને પાણી લાવી. શુષમાએ ચિત્રાની આંખોએ પાણી છાંટયું અને પોતાના પાલવથી એને પવન નાખવા લાગી. "અરે શલિના!" એણે શાલિનીને બૂમ મારી. શાલિની એની પાછળ જ નીચું જોઈને ઊભી હતી. "તારી વાતથી જ ચિત્રાને મૂર્છા આવી હતી. આવ દુષ્ટ, અહીં બેસ, પવન નાખ આને. તારા દોષની શિક્ષા હું કંઈ ભોગવવાની? બેસ, નીચે બેસ, લે, ખોળામાં માથું લે. એમ નહિ, પવન આમ નાખ." ચિત્રાની આંખો હવે ખુલ્લી હતી.

શુષમા ઊભી થઈ ગઈ અને શાલિની ચિત્રાને પવન નાખવા લાગી. બીજી કુમારિકાઓ હસતી હસતી એને જોઈ રહી. "અહા બેન! જો તો ખરી, આ ચિત્રા જેવી તો કોઈ જોઈ નહિ. વસુદત્ત તો એનો આવો પ્રેમ જોઈને ગાંડો જ બની જવાનો!" જાગેલી ચિત્રાને આનંદમાં લાવવા સૌ મીઠી મીઠી મશ્કરીઓ કરતી હતી અને ચિત્રાનું હૃદય એથી ખરેખર સ્વસ્થ બનતું જતું હતું. પણ એના ચહેરા પર પાછા વળતા આનંદના ભાવોને જોઈ શાલિનીનું અંતર ગૂંગળાઈ જતું હતું. ત્યાં તો, એકાએક પવનનો વંટોળ આવે અને ફૂલનો ઢગલો એકદમ ઊડીને ફૂલો વીખરાઈ જાય તેમ, કુમારિકાઓનું ટોળું ઊડયું. યુવાનો

નજીક આવી ગયા હતા અને એમાંના એક એક ઉપર એક એક કુમારિકાએ તીણી દૃષ્ટિ ફેંકી ને તળાવ પરનાં વૃક્ષો વચ્ચે બનેલી કુંજો અને લતામંડપોમાં સંતાઈ જવા તેઓ નાસી. સામેથી આવતા યુવાનોએ પણ પોતાની પ્રિયપાત્રીની દિશાને જોઈ લીધી અને તે તરફ તેઓ વળી ગયા. વડલા નીચે થોડી કુમારિકાઓ ઊભી રહી હતી. તેઓ હજી મુગ્ધા હતી. તેઓ તો માત્ર જુવાનોને જોવા જ આવી હતી. નાનકડું ટોળું વળી શરમથી નીચું જોઈ ને તેઓ મોટા થડની પાછળ ઊભી રહી. સામેથી પણ કેટલાક જુવાનો આ તરફ ચાલ્યા આવતા હતા. તેમનાં દિલમાં પણ કોઈ કુમારિકા હજી પ્રવેશી નહોતી. તેઓ લાગતા હતા હજી તોફાની કુમારો જેવા, પણ એમની વચ્ચે ડોસો લાગતો વસુદત્ત હતો. વસુદત્તે કુંજો તરફ ઊડી જતી પરીઓની પાછળ ઊડતા પાલવોને જોયા હતા, પણ તેમાં કોઈના પાલવમાં શાલિનીના પાલવનો પીળો રંગ નહોતો. એ નિરાશ થયો હતો પણ અંતરમાં તરત એક બીજી પણ મૂર્તિ ખડી થઈ ગઈ અને એના અંતરે ઊંડી શાંતિ અનુભવી. અત્યારે તો એ સીધો ઘેર જ જશે, પણ પછી આરામ કર્યા બાદ ગુરુને ઘેર જશે ત્યારે પર્ણકુટિના વાંસની પાછળ એ નમણી આંખો એને નિહાળી રહી હશે – એ કલ્પના આવતાં એને અંગે મૃદુ ભાવોનો શાંત રોમાંચ ઊઠયો. એ શાંતિથી બધાની સાથે ચાલ્યો.

“અરે વસુદત્ત, આપણા આ સાથીઓ આમ એકાએક ક્યાં ઊપડી ગયા? બીજાઓ કરતાં તો આપણે ઘણા મોડા છીએ જ, પણ આ લોકો તો આપણા કરતાંય મોડા પડવાના. એમની માતાઓ એમને માટે દૂધના કટોરા તૈયાર લઈને ઊભી હશે તે દૂધનાં ફીણ પણ શમી જશે અને દૂધ ઠંડું થઈ જશે. એક એક અયન (૭ માસ) જંગલોમાં ફર્યા છતાં વનની માયા એમનાથી છૂટી શકતી નહિ હોય શું?” એક કુમારે પૂછ્યું.

"માના પ્રેમ કરતાં એમને વનનો પ્રેમ વધુ ખેંચતો હશે!" વસુદત્તે કહ્યું. આ બોલતાં જ વસુદત્તની નજરે તળાવની પાળ પર બેઠેલી શાલિની અને ચિત્રાને જોઈ. એણે એમને દૂરથી પારખી નહિ. "ત્યાં કોઈ બે કન્યાઓ બેઠી છે, એકના ખોળામાં બીજી સૂતી છે એટલે જણાય છે કે તેઓ કંઈક મુશ્કેલીમાં હશે. ચાલો જલદી એ તરફ." એ બોલ્યો.

સૌ દોડીને વડલા નીચે આવ્યા. શાલિનીના ખોળામાં ચિત્રાને સૂતેલી જોતાં વસુદત્ત ચમકીને એક ડગલું પાછળ હઠી ગયો. શાલિનીનું હૃદય વસુદત્તને જોતાં એને ભેટવા એકદમ ઊછળી આવ્યું. ચિત્રાનું મસ્તક પોતાના ખોળાની નીચે મૂકી દઈ ઊભી થઈ જવાને એની હથેળીઓએ ચિત્રાના માથાને જરા ઊંચકયું પણ ખરું, પણ ત્યાં તો ચિત્રા જ એકદમ ઊભી થઈ ગઈ અને "વસુ–"

ચિત્રા 'વસુદત્ત' એમ બોલવા ગઈ પણ એકાએક એનો આવેગ પાછો પડી ગયો. એના કાનમાં શાલિનીના શબ્દો ઝણઝણ્યા. 'વસુદત્ત એનો પ્રેમ કેમ સ્વીકારશે? પોતે તો એની ગુરુકન્યા—બેન – છે.' એને લાગ્યું કે એનું માથું ફરી રહ્યું છે. એનાથી મૂર્ચ્છિત થઈ જવાશે. વસુદત્તની સામે એ દૃશ્ય ભજવાય એ કેટલું ખરાબ! એ ગાંડીની પેઠે પીઠ ફેરવીને દોડી, દોડતી દોડતી એ ગ્રામની સીમાબંધીની વાડ પાછળ અદૃશ્ય થઈ ગઈ. વસુદત્ત અને અન્ય કુમારો એની પાછળ જોઈ જ રહ્યા. કોઈને સમજ ન પડી કે એને એકાએક શું થયું. વસુદત્ત ઊભો જ રહી ગયો. સાથીકુમારોએ કહ્યું, "કેમ વસુદત્ત, કેમ ઊભો રહી ગયો? ચાલ, મોડું નથી થતું?"

વસુદત્તે માત્ર એટલું જ કહ્યું: "તમે જાઓ."

કુમારો ચાલ્યા ગયા. એક કેડી પર કુમારિકાઓનું પણ એક નાનું ટોળું જતું દેખાતું હતું.

તળાવના પાણી પર ધીમા ધીમા સૂરો લહેરાતા હતા. પવનમાં મંજરીઓની સુવાસ ફેલાતી હતી. તળાવ પરની કુંજોમાં યુવક – યુવતીઓ સ્થાન પસંદ કરીને મૂક પ્રેમગોષ્ઠિ કરતાં હતાં, અને અહીં વડ નીચે વસુદત્ત નીચે જોઈ કશુંક વિચારતો શાંત મુદ્રા ધારણ કરીને ઊભો હતો. એનાથી બે જ ડગલાં દૂર વડના થડને અઢેલીને શાલિની ઊભી હતી. નીચી ઢળેલી એની આંખોનાં કિરણ તો વસુદત્તના પગના અંગૂઠાને જ નીરખી રહ્યાં હતાં અને બંધ થયેલ કાનો વસુદત્તના ઉપવસ્ત્રનો જ આછો ફફડાટ સાંભળી રહ્યા હતા.

ધીમે ધીમે શાલિની આગળ આવી. ધ્રૂજતાં ધ્રૂજતાં હળવેથી ઊંચો કરીને એણે પોતાનો એક હાથ વસુદત્તના ખભા પર મૂક્યો. વસુદત્તે ચમકીને ઊંચું જોયું.

"મનને ચિત્રા જ ભાવી ગઈ છે?"

"હાં, નહિ નહિ, શાલિની! શાલિની!" વસુદત્તે શાલિનીનો હાથ પોતાને ખભેથી ઉતારીને હાથમાં લઈ લીધો.

"એ તો ગુરુકન્યા–!"

"હા શાલિની, ચિત્રા તો–"

"ઓહ, વસુદત્ત, જો તું મને તરછોડી દે તો મારું શું થાય એની તને ખબર છે ખરી?" શાલિની બોલી.

"નહિ નહિ, નહિ શાલિની! હું તને તરછોડું? નહિ નહિ. ઓહ, ચાલો કોઈ કુંજમાં સંતાઈ જઈએ, અહીં ખુલ્લામાં પ્રેમગોષ્ઠિ કરવી સારી નહિ."

"વસુદત્ત!" હોઠમાંથી અમૃતબિંદુ સરી જતાં તેને ચાટીને પાછું મોંમાં લઈ લેતી હોય તેમ શાલિનીએ વસુદત્તના નામનો ઉચ્ચાર કર્યો અને એનો હાથ પકડીને બાજુની કુંજમાંની એક ખાલી રહેલી

વેલ – માંડવીમાં એને દોડવી ગઈ. વસુદત્તના હૃદય પરથી પણ ચાર ક્ષણ પહેલાંના ભાવો સરી ગયા અને શાલિની ત્યાં પુનઃસ્થાપિત થઈ.

સંધ્યા જેમ જેમ પોતાનો રાસ ચગવતી ગઈ તેમ યૌવનમાં પ્રવેશતાં યુવાન – યુવતીઓનાં હૈયાંની દોરીઓ એકમેકમાં ઘટ્ટ અને વધુ ઘટ્ટ ગૂંથાતી ગઈ, તેમ તેમ ઋષિઓના યજ્ઞકુંડોની જ્વાળાઓ વધુ ને વધુ રંગો ચમકાવતી વધુ ને વધુ ઊંચે ચડતી ગઈ. સંધ્યાને તો રાસ રમતાં રમતાં થાક ચડવા લાગ્યો. એ નીચે બેસી જવા લાગી. શ્રાવણ બેસતાં તો એ તારામંડળોને ચમકાવીને દીર્ઘરાત્રિના પડદા પાછળ સરકી ગઈ; પણ યૌવનમસ્તોની મસ્તી તો ચગી તે ચગી, તારાઓના ચમકારાઓમાં તો એ વધુ ચમકમાં આવી – ઋષિઓનાં સ્તવનો અને પ્રાર્થનાના સૂરોની સાથે એ બલવત્તર બની.

રાત્રિ – ઘોર રાત્રિ! આશ્વિનથી* શરૂ થયેલી રાત્રિ હવે તો મૃગશીર્ષમાં જ વિરમે. તારામંડલોની પોણી શતક પ્રદક્ષિણા પછી ઉષનું આગમન થાય. તારાઓ તો ચમકતા હતા પણ તે ચિત્રાને માટે નહિ, ચિત્રાના હૃદયમાં તો તારાવિહીન ઘનાચ્છાદિત તિમિર – ઘોર રાત્રિ સિવાય કશું નહોતું. તારાના પ્રકાશમાં કૃષિકારો ધાન્યના કોંટાઓથી ભરેલી ભૂમિનું પાલન કરી શકતા હતા, ઋષિઓ યજ્ઞકુંડની જ્વાળાઓમાં પોતાના શુદ્ધ તપને જોઈ શકતા હતા, કલાકારો બારણે દીપિકોત્સવ રચીને ચિત્રો તૈયાર કરતા હતા–પણ ચિત્રાના હૃદયને રક્ષનારું કોઈ તેજ હજી આવ્યું નહોતું. વસુદત્ત પિતાને મળવા આવતો ત્યારે એ વાંસની પાછળ સંતાઈને એનાં ચાલ્યાં જતાં પગલાંને નીરખી રહેતી, પણ એની આંખોનાં આછાં તેજ વસુદત્તની આંખોને ખેંચી શકતાં નહોતાં. હૃદયના ફફડાટથી ધ્રૂજતા ઉરવસ્ત્રની લહરો વસુદત્તને સ્પર્શી

---

* આપણી ભાદ્રપદની વદ એકમ. આર્યોમાં પૂર્ણિમાએ પૂર્ણ માસ થઈ જતો અને અમાસે અર્ધમાસ ગણાતો.

શકતી નહોતી – વસુદત્ત એટલો દૂર હતો. વસુદત્ત શાલિનીના તેજે વીંટળાયો હતો, પણ શાલિની શું કરે? પોતે ઠરી વસુદત્તની ગુરુકન્યા – એ...! ચિત્રાનું હૃદય ફાટી જતું હતું.

તારાઓની પ્રદક્ષિણાઓ વધતી જતી હતી અને ઉષાને આવવાના દિવસો નજીક આવતા જતા હતા. અરુણના રથની ધ્વજા બનીને ઉષા આવશે, સાથે નવરંગી વસ્ત્રો લાવશે, અરુણના સાત ઘોડાઓ આકાશરેણુઓને ઉડાવીને રૂપાં અને સોનાં પાથરશે, દરિયાના વાયુની મીઠી લહરીઓ લાવશે, એ લહરીઓ પુષ્પલતાઓએ નવાં પુષ્પો બેસાડશે, વૃક્ષો પર નવપલ્લવો ફુટાવશે, આનંદનાં ગીતો લાવશે અને વિશ્વને રંગે ચડાવશે. “એ રંગમાં આપણે સંલગ્નિત થશું” એમ કેટલાંય પ્રેમી યુગલોએ એકાંત કુંજોમાં એકમેક સાથે નક્કી કર્યું હતું અને માતપિતા અને ગુરુની એ માટે સંમતિ પણ મેળવી લીધી હતી.

વસુદત્ત અને શાલિનીએ પણ એક લતામંડપની શીળી છાયમાં ઓટલી પર પડખે પડખે બેસીને ધીમા સ્વરોએ એવું નક્કી કરી લીધું હતું. શાલિની આનંદની છોળો ઉડાડતી પોતાની માતા પાસે એ વાત કરવા દોડી ગઈ હતી.

વસુદત્તનાં માતપિતાએ વસુદત્તને આશીર્વાદ આપ્યાઃ “તારો સંસાર સુખી થાઓ!” વસુદત્ત ગુરુ પાસે આજ્ઞા લેવા ચાલ્યો.

ચિત્રા વાડાની અંદર પાણી ભરી રહી હતી. એને પડખેથી જ વસુદત્ત નીકળ્યો. વસુદત્તનો ઓછાયો પડતાં એ ચમકી. એનો ઘડો એના હાથમાં જ સ્થિર થઈ ગયો. ઘડો હાથમાંથી નીચે પડવા દઈ તે એકદમ દોડીને વસુદત્તની આડે ફરી.

વસુદત્ત એનો ગંભીર અને ક્ષીણ બનેલો ચહેરો જોઈ રહ્યો. એણે આછું સ્મિત કર્યું : “મને કેમ રોકો છો ?”

"શા માટે જવું છે અંદર ?" ચિત્રાએ માંડ માંડ પોતાના ઊછળી પડતા ભાવોને શમાવતાં પૂછ્યું. એને થતું હતું – શા માટે મને રિબાવવા વસુદત્ત અહીં વારેવારે આવ-જા કરે છે ?

"પિતાજી પાસેથી આજ્ઞા લેવી છે. વસંતપંચમીએ ઉષાના પ્રથમદર્શનના ઉત્સવે મારાં લગ્ન – શાલિની સાથે મારાં—"

વસુદત્તના શબ્દો ત્યાં જ રહી ગયા. ધબ્બ સરખી ચિત્રા નીચે પડી ગઈ. "ગુરુજી!" વસુદત્તે બૂમ મારી અને તે ચિત્રા પાસે એકદમ બેસી ગયો. ચિત્રાની આંખો ચકળવકળ થતી હતી. એના હોઠ ફફડી રહ્યા હતા. વસુદત્ત ગભરાઈ ગયો, પણ એકાએક યાદ આવતાં ઊભો થઈ ફૂટેલા ઘડાના ઠીબડામાં પાણી લાવ્યો અને ચિત્રાનું માથું પોતાના ખોળામાં લઈ માથા પર તે થબથબાવવા લાગ્યો. ચિત્રાની ચકળવકળ થતી આંખો શાંત બની આરામથી મિચાવા લાગી. હોઠોનો ફફડાટ બંધ થયો અને નાકમાંથી સ્વસ્થ શ્વાસ નીકળવા લાગ્યો.

વસુદત્તની બૂમ સાંભળીને ધ્યાનસ્થ બનેલા ગુરુજી અંદરથી દોડયા હતા તે એટલી વારમાં આવી ગયા.

"શું થયું? શું થયું મારી પુત્રીને?" ગભરાતા સ્વરે ગુરુજી બોલ્યા. એમના જીવનમાં અત્યારે ચિત્રા એક પુત્રી જ રહી હતી. એ પુત્રીને કંઈ થતાં તેઓ ગભરાઈ જતા.

વસુદત્તની જીભ ઊપડી જ ન શકી, પણ ગુરુજીએ એ પ્રશ્નને ફરી વખત સંભાર્યો નહિ. એ બોલ્યા, "એને ઊંચકીને અંદર લાવ, અંદર પથારી પર સુવાડીએ. હું ના કહું છું છતાં કેટલું બધું કામ એ કરે છે! આ તો જો, શી જરૂર છે આપણે આટલાં બધાં દર્ભા-સનોની? અને આ ભીંતો તો જો, ચિત્ર વિનાની કોઈ જગ્યા બાકી રહી છે? આંગણું લીંપીલીંપીને તો એવું લીસું બનાવ્યું છે કે ચાલતાં ધ્યાન ન રાખીએ તો પાદુકા લપસી પડે. આ આટલાં બધાં વૃક્ષો,

વૃક્ષોને આખો દિવસ પાણી પાવાં, મંજરીઓની માળાઓ બનાવવી, વેદિને શણગારવી—આટલું બધું કામ કરવાની એને કંઈ જ જરૂર નથી, છતાં કરે છે, અને પછી આમ નબળી પડી જાય છે. આ મૂર્છા નબળાઈને જ કારણે છે. એને હમણાં અહીં સુવાડ, પછી પેલી પથારી બરાબર બનાવ, ત્યાં એને સુવાડશું. હવે તું જા, જરા તુલસીનાં પાન લાવ, એને વાટીને એનો લેપ કપાળ પર કરીએ."

વસુદત્ત સેવા ઉઠાવતો હતો, પણ કામ કરતાં કરતાં એનાં અંગ ધ્રૂજતાં હતાં. એને થતું હતું કે અહીંથી એ જલદી છૂટો થઈ શકે તો સારું. ચિત્રાની વ્યથાનું કારણ પોતે છે એનું ભાન એને થઈ ગયું હતું, અને જ્યાં સુધી ચિત્રા નજર સામે હશે ત્યાં સુધી એ ભાન એના ચિત્તને ક્ષુબ્ધ કર્યા કરશે એમ એને લાગતું હતું, એટલે એ જવા ઇચ્છતો હતો. હવે તો ચિત્રાની આંખો પણ ખૂલી હતી એટલે રજા લેવાની ઇચ્છાથી એણે ગુરુજી સામે જોયું.

પણ ગુરુજીના મગજમાં અત્યારે પુત્રીની જ વ્યથા હતી. વસુદત્તને ઉદ્દેશીને એ બોલ્યા:

" વસુદત્ત, તું ન હોત તો કોણ જાણે શુંયે થાત ? ચિત્રા નાની હતી ત્યારે એની માતા હતી. માતા માંદી હતી, પણ ચિત્રા તદ્દન અણસમજુ એટલે એને સતાવ્યા કરે. ચિત્રાનો ભાઈ પણ હતો— બહુ જ સમજુ. મોટો થયો હોત તો તારા જેવો જ થયો હોત. ચિત્રાને એ બહાર રમવા લઈ ગયો. પણ ચિત્રા તે દિવસ કંઈ આજનાં જેવી શાંત નહોતી. એ તો ભાઈના હાથમાંથી છટકીને ઝાડ પર ચડી. ઝાડો ખૂબ નજીક હતાં અને ઘટાઓ વિશાળ હતી એટલે એક ઝાડ પરથી સરકી બીજા ઝાડ પર અને બીજા પરથી ત્રીજા પર—એમ દોડીને એ એની માતા પાસે ઓરડામાં આવતી હતી. કૂવા પાસેનું જ ઝાડ હતું તે પર આવીને ચિત્રાએ માર્યો નીચે ધુબાકો. એને ખબર ન

રહી કે નીચે કૂવો છે. ધબાક અવાજ થયો ને એનો ભાઈ કૂવા પાસે દોડયો. કૂવામાં એણે કૂદકો માર્યો ને ચિત્રાને હાથ ઉપર ઉપાડીને કાંઠા પર લાવ્યો. પણ પછી કાંઠા પર ચડવા જતાં અચાનક, કોણ જાણે કેમ, પણ એ પાછો અંદર પડયો ને મારું પ્રારબ્ધ લૂંટાઈ ગયું. ધબાકો સાંભળતાં હું બહાર આવ્યો. એને કૂવામાંથી બહાર કાઢયો પણ...

"પણ એણે મારી ચિત્રાને બચાવી. તે દિવસથી ચિત્રાની મસ્તી શમી ગઈ છે.

"તે દિવસે એના ભાઈએ એને બચાવી હતી – આજે એને એના ગુરુભાઈએ બચાવી. વત્સ, દીર્ઘાયુષી થજે અને કલ્યાણ પામજે. મારી મૂંગી દીકરી ગમે ત્યાં જાય તોય તેનું ભાઈની પેઠે જતન કરજે."

બોલતાં બોલતાં ગુરુદેવની આંખમાં આંસુ આવી ગયાં. વસુદત્તની આંખો પણ ભીની થઈ. એણે નમ્રતાથી મસ્તક નમાવીને આજ્ઞાને હ્રદયમાં ઉતારી: "ગુરુ–પિતા! પિતા! આપના આશીર્વાદ મળો!" ગુરુને એ નમી પડયો.

"સુખી રહે વત્સ!" ગુરુએ ફરી કહ્યું.

ચિત્રાને ભાન આવ્યું હતું. આ જોઈને – સાંભળીને એનાં અંગોમાં ધ્રુજારી આવી ગઈ. એણે આંખો મીંચી દીધી.

થોડીવાર પછી ગુરુદેવ બોલ્યા:

"તારે હવે જવું હોય તો જજે બેટા! હવે તો ચિત્રા જાગી છે, હવે કંઈ હરકત નથી. હા, પણ તું અહીં કેમ આવ્યો હતો? કંઈ કામ હતું?"

વસુદત્તે ચિત્રાની ફરી બહાવરી બનતી આંખે જોઈ અને એ બોલ્યો, "પિતા!..." પણ પછી થોડીવાર અટકી ગયો. પછી બોલ્યો, "હજી એક મંત્રનો અર્થ પૂછવો હતો, પણ તે તો પછી પણ પૂછી શકાશે, રજા લઉં છું, હજી ધેનુઓને ગોત્રમાં વાળવી છે."

"આવજે બેટા!" ગુરુજી બોલ્યા. વસુદત્ત પ્રણામ કરીને ગયો.

વસુદત્તના ગયા પછી ગુરુએ પુત્રીની સામે જોયું અને એને માથે એમણે પોતાનો પ્રેમભર્યો હાથ ફેરવ્યો. પુત્રી પિતા સામે અનિમેષ જોઈ રહી. પિતા બોલ્યા, "વસુદત્ત બહુ આજ્ઞાધીન વિદ્યાર્થી, મને તો એની ઉપર પુત્ર જેટલો પ્રેમ છે, તું પણ એને તારો ભાઈ જ માનજે."

"પિતાજી!" ચિત્રાના ગળામાંથી ગદ્‌ગદ્‌ ઉદ્‌ગાર નીકળી ગયો અને એ પિતાના ખોળામાં માથું છુપાવી ગઈ. એના ગળામાંથી એક ધ્રુસકું નીકળી ગયું.

"પુત્રી! પુત્રી!" ગુરુજીએ ગભરાઈને એને પૂછવા માંડયું.

"કંઈ નહિ." ચિત્રાએ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ના, હું સમજી ગયો. તારા હૃદયમાં કંઈક વ્યથા લાગે છે. એ વ્યથાને ભૂલવા જ કામમાં તું તને દાટી દે છે. મારી પુત્રી હજી તો પંદર જ વર્ષની થઈ ત્યાં જ એના હૃદયમાં વ્યથા! મા વિનાની પુત્રી! ખરું છે, કોણ પૂછે એને એની વ્યથા? કોને કહે એ વ્યથા? વ્યથા ઊગે છે ત્યારે કંઈ તે અવસ્થા નથી જોતી." પિતા ગણગણ્યા. પછી એકાએક એ શાંત થઈ ગયા. એમનું ચિત્ત ધ્યાનસ્થ થવા વળ્યું. એમની આંખો મિચાવા લાગી.

"પિતાજી!" ચિત્રા પિતાનું દુઃખ સમજી શકી— એ બોલી. પિતાએ થોડીવાર પછી આંખો ખોલી. એમણે ચિત્રા સામે પ્રેમભરી આંખે જોયું.

ચિત્રા બોલી: "આપની આજ્ઞા! પણ — પણ પિતાજી, આકાશમાં સૂર્ય આવે છે, સાત માસ સુધી એ જગતને તેજ આપીને ચાલ્યો જાય છે, જતાં જતાં એ સંધ્યાને જન્માવી જાય છે, સંધ્યા સાથે સૂર્યના શિષ્યો જેવા તારાઓ પણ આકાશમાં આવે છે, બંને સાથે કેવાં રૂપાળાં લાગે છે! છતાં સંધ્યા થોડા જ દિવસો રહીને

તારાઓને છોડીને ચાલી જાય છે. એ તારાઓની સાથે, તારાઓ રહે એટલા દિવસ, સંધ્યા ન રહી શકે ? ”

પિતાએ આછું સ્મિત કર્યું. એ બોલ્યા, “ તારા પ્રશ્નનું રહસ્ય સમજી ગયો, બેટા ! એનો જવાબ આપું. સૂર્યનું તેજ એ જ સંધ્યા છે. સૂર્યની પુત્રીરૂપ સંધ્યા છે. સંધ્યા એ સૂર્યનું જ આછું સ્વરૂપ છે. તારાઓ એ સૂર્યના શિષ્યો જેવા છે. તારું કથન બરાબર છે, પણ એનો અર્થ એ થાય છે કે તારકો એ સૂર્યો છે – તેમાં સૂર્યનો ભાવ છે. આમ સંધ્યા અને તારક પિતા – પુત્રી કે ભાઈ બેન થયાં. એક જ વ્યક્તિનાં બે નોખાં, અને તેય આછાં, સ્વરૂપો સાથે રહે તેમાં વ્યક્તિની પૂર્ણ પ્રતિભા ન આવી શકે. એ સ્પષ્ટ પરખાઈ આવે તેવાં આછાં અને નોખાં સ્વરૂપો રહે. એમાંથી બળવાન સર્જન ન થઈ શકે. પણ તારકો અને ચંદ્રિકા સાથે રહી શકે, કારણ કે ચંદ્રિકા એ સૂર્યનું સ્વરૂપ નથી. સૂર્યની પ્રતિભાને ચંદ્રિકા દૂર રહીને ઝીલે છે. એના મેળથી આપણે ઉજ્જ્વલ પ્રકાશ પામીએ છીએ. એમનો પ્રકાશ એકમેકમાં મળી જાય છે. સંધ્યા અને તારાઓથી એ ન થાય. ”

સાંભળીને ચિત્રાના મગજમાં જ્ઞાનનો ચમકારો થઈ ગયો. એની બધી જ અસ્વસ્થતા ઊડી ગઈ. એ બેઠી થઈ ગઈ અને પિતાના પગમાં માથું નમાવીને બોલી, “ મારી ભૂલ હતી. ભૂલને હું સમજી ગઈ. હવે આવું કદી નહિ બને. ”

ચિત્રા બોલી, “ આપની આજ્ઞા ! પણ – પણ – પિતાજી ! ”

“ આજ્ઞા નહિ બેટા, ધર્મ, વસુદત્તની આંખમાં તું શું જુએ છે ? તારો ભાઈ, નહિ ? ”

“ ભાઈ – ભાઈ – ભાઈ ! ” આંખો બંધ કરીને ચિત્રા શબ્દનું રટણ કરવા લાગી. એના ઉત્તપ્ત ભાવો શાંત પડતા હતા. શાંત ભાવોમાં મૃદુ મધુ ઝરતું એને લાગતું હતું.

"વસુદત્ત મારો ભાઈ, પિતાજી ! પણ...પણ પિતાજી સૂર્ય આકાશમાં આવે છે, સાત માસ સુધી એ જગતને તેજ આપીને ચાલ્યો જાય છે. જતાં જતાં એ સંધ્યાને જન્માવી જાય છે. સંધ્યા સાથે સૂર્યના શિષ્યો જેવા તારકગણ આકાશમાં પ્રગટે છે, બંને સાથે કેવાં રૂપાળાં લાગે છે ! છતાં સંધ્યા થોડા જ દિવસોમાં ચાલી જાય છે અને તારકો તો અંધારું ચાલે તેટલો વખત રહે છે. સંધ્યા તેમની સાથે જ રહે તેમાં શો વાંધો ? તેમનાથી આકાશ કેવું દર્શનીય બની રહે !"

"સૃષ્ટિનો એ સાચો ક્રમ નથી, પુત્રી ! સંધ્યા એ સૂર્યનું તેજ છે–સૂર્યની એ પુત્રી છે. તારાઓ સૂર્યના શિષ્યો છે – સૂર્યો જ છે. પુત્રી અને પિતા કે પિતાનો પુત્ર કે પિતાનો શિષ્ય એ અમુક સંયોગે જ શોભે. જો સંધ્યા અને તારકો જીવનસહચાર કરે તો રૂપાળી ચંદ્રિકા આકાશમાં પ્રકટી શકે નહિ. પણ આપણે આવાં આધિભૌતિક દૃષ્ટાંતો ન લેવાં જોઈએ."

ચિત્રા શાંત રહી. એનું મન ગડમથલમાં પડયું. પિતા ફરી બોલ્યા, "વસુદત્ત મને પુત્રતુલ્ય છે. તું મારી પુત્રી છે. તમારાં લોહીનો સંસ્કાર એક જ છે. તમારા બંને વચ્ચેનો પ્રેમ ભાઈબેનનો જ સંભવે. તમે એકમેકને એ રીતે જ આજ સુધી જોયાં છે.

"તમારો એ પ્રેમ પતિપત્નીનો નથી. એ તમે આ ઉમરે ન સમજી શકો. તમારા પ્રેમમાંથી બળવાન પ્રજા ન જન્મે. તે પ્રજા દુર્બળ અને કૃપણ (સંકોચાયેલ) બને. તમારો પ્રેમ એકમેકને આશીર્વાદ આપે તે પ્રકારનો છે."

ચિત્રા વિચારમાં પડી.

પિતા શાંત હતા. થોડીવારે ચિત્રા બોલી, "વસુદત્ત અહીં શા માટે આવ્યા હતા તે એમણે તમને કહ્યું ?"

"કહ્યું કે એક મંત્રનો અર્થ જાણવા આવ્યો હતો." જવાબ આપતાં ચિત્રા થોડીવાર અચકાઈ. વસુદત્તને જે કંઈ કહેવાનું હતું તે પોતે કહેવું કે નહિ તેનો એને વિચાર થયો. પછી બોલી, "એમણે એ કહ્યું કે એ લગ્નના મંત્રનો અર્થ જાણવા આવ્યા હતા?"

"ના, એમ તો કંઈ નથી કહ્યું."

"ભગવત્ કૌંડિલ્યની પુત્રી શાલિની સાથે લગ્ન કરવા માટે આપની પાસે એ આજ્ઞા લેવા આવેલ." બોલતાં બોલતાં ચિત્રાને અંગે આછી ધ્રુજારી આવી ગઈ.

"ઓહો! એમ કે? ત્યારે તો એને લગ્ન માટે મોડું થશે. હું જ જઈ આવું એને ઘેર અને આશીર્વાદ આપી આવું. તું ઘેર જ રહેજે." ગુરુજી બોલ્યા.

"જી." ચિત્રા અન્યમનસ્ક બોલી.

ગુરુજીને પોતાને ઘેર જોઈ વસુદત્ત હર્ષથી અને આભારથી ગળગળો થઈ ગયો. ગુરુજીનો આશીર્વાદ સાંભળી એણે નમ્રતાથી એમને પ્રણામ કર્યા.

પછી જ્યારે મૃગશીર્ષ ઊતર્યા ત્યારે અંધારાને ભયથી ગાળી દેતા સૂર્યના સપ્ત અશ્વોના દાબડા દિશાઓમાં ગાજવા લાગ્યા. એ અશ્વોએ સૂર્યના પ્રકાશને પોતાની ખરીએ અને રથનાં ચક્રો ઉપર ચડાવીને આકાશમાં ઉડાડયો. વિવિધરંગી પ્રકાશથી દિશા ઝળાંઝળાં થઈ ગઈ. ઘોડાઓના દાબડા, એમના પગે બાંધેલા ઝણઝણતા ઘૂઘરા અને ઉષાના પાલવના ફફડાટ આખી ઓળ ક્ષિતિજને હર્ષનાદે ગજવી મૂકવા લાગ્યા અને પાલવને ફૂદરડી ફેરવતી જ્યારે ઉષા ઉપર આવી ત્યારે તો માનવીઓનાં હૈયાંએ પણ ઉપર ચડવામાં મણા ન રાખી.

દેવો ચાર માસની નિદ્રા લઈને જાગ્યા. તેમણે નવાં વસન સજ્યાં અને વસંતનું આગમન થયું. દેવોએ ઉડાડેલાં ફૂલો ધરતી પર પડ્યાં.

સૃષ્ટિએ એને પોતાને હૈયે ચાંપ્યાં. દેવોએ આનંદનાં જેવાં ગુલાલ આકાશમાં ઉડાડ્યાં તેવાં જ હેતપ્રીતનાં ગુલાલ માનવીએ માનવી પર ઉડાડ્યાં. કૃષિકારોનાં ખેતરોમાંથી આવેલા નવા કપાસમાંથી માનવીએ દેવોનાં કેસૂડારંગી વસન જેવાં જ વસન બનાવી અંગો પર ધર્યાં.

સંધ્યા અને ઉષા સમાન આયુષ્યની બેનો હતી છતાં સંધ્યા પછી તો રાત્રિ આવતી હતી અને ઉષા પછી તો છ–સાત માસના અખંડ દિવસો આવતા હતા. એટલે સંધ્યા કરતાં ઉષાનો આનંદ વિશેષ હતો. વસંતે તો એમને નવાં ધાન્ય આપ્યાં હતાં, નવાં ફૂલો આપ્યાં હતાં, નવા રંગો આપ્યા હતા, નવા આનંદો અને નવા પ્રકાશ આપ્યા હતા, નવું જોમ આપ્યું હતું.

સંધ્યાગમને વનમાંથી પાછા આવેલા જુવાનો સાથે જે કુમારિકાઓનાં લગ્નો નક્કી થયાં હતાં તેમાંનાં ઘણાંએ આજે લગ્નવેદિ પાસે બેસી પરસ્પરના સહચારની પ્રતિજ્ઞાઓ લેતાં હતાં.

ચિત્રાના પિતાને ઘેર વસુદત્તના લગ્ન માટે યજ્ઞની વેદિ રચાતી હતી. ગુરુએ ચિત્રાને એ માટે માળાઓ ગૂંથવાનું કહ્યું હતું અને ઘર શણગારવાનું કહ્યું હતું. ચિત્રા માળા ગૂંથતી હતી.

ગુરુજી વસુદત્તને ત્યાં આગળ લાવ્યા. ચિત્રાનું ધ્યાન નહોતું. ગુરુજી બોલ્યા, "જો પુત્ર! તારી બેન તારે માટે માળા ગૂંથવામાં કેવી તલ્લીન છે!"

ચિત્રાએ ઊંચું જોયું. સફેદ વસ્ત્ર પર કેસૂડારંગનાં છાંટણાંવાળું ઉરવસ્ત્ર વસુદત્તની છાતી ઉપર અને કમ્મર ઉપર શોભતું હતું. એનું શ્વેત કપાલ આછી ભસ્મરેખાથી પવિત્ર લાગતું હતું.

વસુદત્તે આવીને ચિત્રાને પ્રણામ કર્યા.

"ભાઈ–ભાઈ!" ચિત્રાથી સહજ બોલાઈ ગયું. એની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. તેણે માળાને છેડે ગાંઠ લગાવીને વસુદત્તને

એ પહેરાવી દીધી. "હું તો નાની છું–મને પ્રણામ?"

વસુદત્તે આછું સ્મિત જ કર્યું. ગુરુજીએ પણ સંતોષનું સ્મિત કર્યું.

શાલિની અને વસુદત્તને લગ્નની પ્રતિજ્ઞાઓ લેવા અગ્નિ પાસે જોડાજોડ બેઠેલાં જોઈને ચિત્રાની આંખમાં ગદ્‌ગદ્‌ભાવનાં અશ્રુ આવ્યાં. એ ઝટપટ દૂધના બે કટોરા ભરી લાવી ને તેમની પાસે આવી.

વસુદત્તને એક કટોરો આપતાં બોલી, "ભાઈ સુખી રહો!"

શાલિનીને એક કટોરો આપતાં બોલી, "ભાભીને મારા ભાઈનો પ્રેમ અખંડ મળો!"

એ બ્રાહ્મણ છોકરાનું નામ ગમે તે હો, બુઢ્ઢો માછીમાર એને જીબોન–જીવન–કહીને જ બોલાવતો. અને માછીમારનું નામ પણ કંઈક હશે જ છતાં જીવન એને માંઝી–માછી–કહીને જ ઓળખતો.

"તુમિ બામુન એખુન એઈ માંઝીએર ખોકા, તુઈ આમાર પરાણ, તુઈ મોર જીબોન." (તું બ્રાહ્મણ હવે આ માછીનો છોકરો, તું મારો પ્રાણ, તું મારું જીવન.)

આ રીતે એ પરદેશી બ્રાહ્મણનો છોકરો બંગાળી માંઝીનો દીકરો બન્યો.

બ્રહ્મપુત્રાને કાંઠે એક નાના જંગલમાં હોડીનો કોઈ અકસ્માત બન્યો અને આ બ્રાહ્મણના છોકરાની જવાબદારી માંઝીને માથે આવી પડી. માંઝીને જીવનમાં રસ પૂરનાર અત્યાર સુધી એક માત્ર એની નાની હોડી હતી–આ નાના છોકરાનો એમાં ઉમેરો થયો.

માંઝી એને જીવની પેઠે જાળવવા મંડયો.

"તુમિ પરદેશી બામુન." એમ કહીને એણે છોકરાને માટે ખાસ પુરબિયો રસોઈયો રાખ્યો. પણ છોકરો જ એવો નપાવટ કે માંઝી ખાતો હોય અને એની થાળીમાંથી ભાતનો લોંદો ઉડાવીને ભાગે. માંઝી પાછળ દોડે પણ તોયે થોડા દાણા છોકરાએ ઝટપટ પોતાના ગળા નીચે ઉતારી જ દીધા હોય. આખરે કંટાળીને પ્રભુ પાસે ખૂબ રડી, ખૂબ ક્ષમા યાચના કરી, એ પહેલાં પોતે જે માંસ–

મચ્છી ખાધેલાં તેનું પ્રાયશ્ચિત્ત માગી શુદ્ધ બની એણે જાતે બંનેને માટે રાંધવા માંડ્યું. છોકરાને ખાતર એણે માંસ–મચ્છીનો સદંતર ત્યાગ કર્યો.

"તુમિ ભદ્રલોક. ના પોડાડિયા ચોલૂબે કિ?" એક દિવસ જીવનને નિશાળે મોકલતાં એ બોલ્યો.

"હું ભદ્રલોક, તો તું શા માટે નહિ? અને ભદ્રલોક થવા માટે ભણવું જ?" જીવને નિશાળે જવાની વાતનો વિરોધ કર્યો.

એ અત્યાર સુધી નિશાળે તો ગયો હતો પણ એ એને ગોઠતું નહોતું, માંઝીની સાથે એ રહેવા માંડ્યો ત્યારે શરૂઆતમાં એણે નદી સાથે જે દોસ્તી બાંધી લીધી તે હવે વિસરાતી નહોતી. માંઝીને જેમ એણે પોતાનો પિતા માન્યો હતો તેમ નદીમાં એને એની માતાનું સ્વરૂપ દેખાયું હતું. એ માતાની ગોદમાં એ આખો દિવસ પડ્યો રહેતો. માંઝી ગુસ્સે થાય તોપણ બહાર ન નીકળે. માંઝી માછલાં પકડતો હોય તો તેનું ધ્યાન ચૂકવી એ ડૂબકી મારી જાય. અચાનક એને પાણીમાં દૂર ગયેલો જોઈ એ માછલાંની જાળને પડતી મૂકી એની પાછળ પડે. આમ ઘણીવાર એનાં પકડેલાં માછલાં પાછાં પાણીમાં કૂદી પણ પડતાં.

પણ એ બીચારો બાપ હોવા છતાં માથી પણ ઘણો નરમ હતો. એને ઝાઝીવાર એ બગલમાં ન દબાવી શકતો.

પણ નદી માતા હતી છતાં બાપ કરતાં વધુ કડક હતી. માંઝીને જીવન સતાવતો એટલે એ એના પર જાણે ગુસ્સે થતી હોય તેમ અનેકવાર એને થપ્પડો લગાવી દેતી. એ એને ગળકાં ખવડાવે, માછલાંઓથી ઘેરાવી દઈ ફોલાવી નખાવે, ઊલટા પ્રવાહમાં તાણી જઈ ઊંડા ધૂનામાં ફસાવે, કંઈક રીતે હેરાન કરે, ગમે તેટલા સંકટમાં સપડાયેલો હોય છતાં એ દયા ન કરતી "માંઝીને હેરાન કરવો છે? લેતો જા!" આમ કહી કહીને એ હેરાન કરે. "હવે નહિ કરું, કદી

નહિ કરું." એમ એ રડે છતાં નદી એને છોડે નહિ. આખર માંઝી વચ્ચે પડતો, મા – દીકરાનું સમાધાન કરાવતો અને એને છોડાવતો. "બીચારો નાનો છે, અત્યારે તોફાન નહિ કરે તો ક્યારે કરશે ?" આમ કહી એ હસતો.

પણ જીવન તો એનો એ. નદીને – માને–એ કેમ છોડી શકે ?

તો પછી એને નિશાળે જવું પડે એ કેમ ગમે ?

એ માસ્તરને એ સારુ લાલચ આપતો કે માસ્તર એને મોડા આવવા બદલ કે ગેરહાજર રહેવા બદલ શિક્ષા ન કરે અથવા માંઝીને ખબર ન આપે. માસ્તરને એ નદીમાંથી માછલાં પકડી આપે, શણની ઝૂડીઓ કાપી લાવી આપે, ખેતરોમાં પેસી ડાંગરની ડૂંડીઓ ચોરી લાવે ને માસ્તરને ભેટ આપે. માસ્તર આ બધું ન લે એવા નહોતા, પણ એને એથી ઘણી મોટી લાલચ માંઝીએ આપી હતી એટલે માંઝી પાસે સાચો રિપોર્ટ પહોંચતો જ.

માંઝીએ જીવનને સમજાવ્યું, "તું બામુન છે, ભદ્રલોક છે, તારે ભણવું જોઈએ. ભણશે તો મોટો અમલદાર થશે. માંઝીનું કામ તારે માટે નથી. એ કામ બહુ મુશ્કેલ છે. અમલદારીમાં તો બસ આખો દિવસ ખુરસીમાં બેસી રહેવું ને હુકમો જ આપ્યે રાખવા."

જીવન ખિજાઈને બોલ્યો, "નહિ જોઈએ અમલદારનું કામ. આખો દિવસ બેસવું તે કોને ગમે ? હુકમો આપવા એ કાંઈ સારું કામ છે ? અમને માસ્તર હુકમ આપે છે તો અમે પાછળથી એના ચાળા પાડીએ છીએ. હું અમલદાર થાઉં ને હુકમો આપું પછી મારા પણ એ જ હાલ ! તું માંઝી છે, તું કાંઈ બામુન નથી; હું પણ તો બામુન નથી, હું માંઝી છું. માંઝીના કામમાં મઝા પડે. બસ, આખો દિવસ નદીમાં પડ્યા રહેવું, માછલાંની રમત જોવી, હોડીઓ તરાવવી—"

પણ માંઝી એનું આ ભાષણ સાંભળવા ઊભો ન રહ્યો. 'બામુનેર છેલે – બામુનનો છોકરો' એમ બોલતો ચાલ્યો ગયો. બે દિવસ એ નિશાળે ગયો નહિ. માંઝીએ એને વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ, પણ એના મોં પરથી જાણે નૂર ઊડી જતું હોય એમ દેખાતું હતું.

આખર તો જીવન એનો પુત્ર બન્યો હતો. એ માંઝીની વેદના સમજી ગયો અને ત્રીજા દિવસથી એણે નિશાળે જવું શરૂ કર્યું.

જીવન એમ કાંઈ ઠોઠ નહોતો, પણ ચોપડીમાં નદીની વાત વાંચવા કરતાં નદી પાસેથી જ નદીની વાત સાંભળવી એને વધુ ગમતી. એ અંદરઅંદર મૂંઝાતો રહેતો.

પોતે બ્રહ્મપુત્રાને કાંઠે રહેતો હતો એટલે બ્રહ્મપુત્રા વિષે ભૂગોળમાં જેટલું આવ્યું તેટલું એણે બરાબર વાંચ્યું અને કવિતાની માફક બધું મોઢે કરી નાખ્યું.

બ્રહ્મપુત્રા હિમાલયના પહાડોમાંથી સોળ હજાર ફૂટની ઊંચાઈએ આવેલા માનસરોવરમાંથી નીકળે છે. તિબેટના પ્રદેશમાં પૂર્વ તરફ સાડા આઠસો માઈલ વહ્યા પછી ૯૫° પૂર્વ રેખાંશ આગળ દક્ષિણ તરફ આસામમાં વળે છે. દોઢસો માઈલ એમ દક્ષિણ તરફ વહે છે અને પછી એ બીજા સાડા ચારસો માઈલ આસામમાં વહ્યા પછી બંગાળામાં દોઢસો માઈલ આગળ ચાલે છે અને ગંગાનાં પાણીમાં ભળી જાય છે.

ગંગાને મળ્યા પછી એનું નામ મેઘના, ગંગાને મળે છે ત્યાં આગળનું એનું નામ પદ્મા, આસામમાં એ દિહીંગ તરીકે અને તિબેટમાં શામ્પુ – એમ એનાં ઘણાં નામો છે.

પણ એ ગોખ્યા પછી શું? બ્રહ્મપુત્રાનાં પાણી કેવાં છે, એનાથી કયા પાક થાય છે, કેવાં નુકસાન થાય છે, એને કાંઠે કયાં શહેરો છે અને એની શોભા કેવી છે ઈત્યાદિ ઈત્યાદિ જાણ્યા પછી શું?

એનાથી હવે નહોતું રહેવાતું. એક દિવસ તો અંદરથી જોર કરીને એણે માંઝીને કહ્યું, "મારે બ્રહ્મપુત્રાને જોવી છે."

"આ શું બ્રહ્મપુત્રા નથી?" ઝૂંપડીના ઉંબર બહાર વહેતી નદી બતાવીને માંઝીએ કહ્યું.

"મારે તો મેં એને વિષે ચોપડીમાં જે વાંચ્યું છે તેવી રીતે જોવી છે."

"ચોપડીમાં કંઈ એવું વાંચ્યું છે કે બ્રહ્મપુત્રામાં પાણી નથી પણ દૂધ છે, અથવા બ્રહ્મપુત્રા તો મોટું ખેતર છે અને એમાં જાનવર ઊગે છે?"

"નહિ માંઝી, તું મશ્કરીમાં ન ઉડાવ બધું જો, મારે એ જોવું છે કે હિમાલયમાં બરફના કિલ્લાઓ વચ્ચે માનસરોવરમાંથી નીકળે છે ત્યારે કેવી લાગે છે, આસામમાં એનો પ્રવાહ પહાડોને કાપીને આગળ વધે છે ત્યારે એનું જોશ ઘણું હોય છે, દિબ્રુગઢ તો પહાડોની ગોદમાં છે–ત્યાં સુધી સ્ટીમરો એમાં ચાલે છે. 'આસામનો દરવાજો' જ્યાં એનો પટ ઘણો સાંકડો છે ત્યાં એને માનસ નદી મળે છે ત્યારે નાની ખીણમાં એના ઘુઘવાટા સાંભળવા જેવા છે. એને કાંઠે ગામડાંઓ વસી શકતાં નથી કારણ કે દર વર્ષે એમાં જબ્બર રેલ આવે છે અને ગામડાંઓ નાશ પામે છે, જંગલોનાં મેદાનો બને છે, એનાં પાણીને નમીને નેતરનાં ઝાડો માર્ગ આપે છે, બાંબુનાં ઝાડો કડાકા કરે છે, મોટા હાથીઓનાં ટોળાં તરવા નીકળી પડે છે, એની આજુબાજુનાં જંગલોમાં લાખ, રૂ, તાડ, બાંબુ અને ફળઝાડોની ઘટાઓ જામેલી–કેટલું બધું જોવાનું છે! અને અહીં શું છે? આ એક ચોખાનાં ખેતરો કે બીજું કાંઈ? ખપજોગું રૂ ઊગે છે ત્યારે એમ કહી શકાય કે અહીં રૂ ઊગે અને તોપણ એમાં જોવાનું શું છે? બહુ તો સૂર્યના તડકામાં એની ખૂબી વધે છે અથવા

જીંડવાંમાંથી સફેદ રૂ ડોકાય ત્યારે થોડો વખત એ જોવામાં આનંદ આવે છે. નહિ માંઝી, હું તારી કેટલીક વાતો માનું છું. તારે મારી આ એક વાત માનવી જ જોઈશે. મારી સાથે ચાલ, મને બ્રહ્મપુત્રા બતાવ, મને શામ્પુ બતાવ. એ બહુ જોવા જેવી છે એવું મેં જાતે ભૂગોળમાં વાંચ્યું છે એ જૂઠું છે શું?"

જીવન આટલું બધું એક સામટું બોલી ગયો પણ માંઝી તો ત્યારે ય શૂન્મને કંઈ બીજો વિચાર કરતો જ બેઠો હતો. એણે તો આ કંઈ નહોતું સાંભળ્યું.

"જવાબ નહિ આપે, માંઝી?" જીવનનો સાદ એકાએક ગળગળો થઈ ગયો.

"શું?" માંઝી બોલ્યો.

"અમને બ્રહ્મપુત્રા નહિ દેખાડે?" જીવને કહ્યું.

"બ્રહ્મપુત્રા આજ સુધી કોઈએ જોઈ નથી. કોઈ માંઝી દિબ્રુ-ગઢથી આગળ નથી ગયો."

"નહિ, એમ મને પાછો ન પાડ."

"અરે પાગલ! આમાં પાછા પાડવા જેવું નથી. ઉપર વહેણે જવું એ જ પ્રથમ તો અઘરી વાત છે, અને વાર કે એવું જોર આપણી હોડીના સઢમાં હોય અને બાવડાં સાબૂત રહે તો દિબ્રુગઢ સુધી પહોંચીએ–અરે હું તો કહું છું કે આપણે જ્યાંથી બ્રહ્મપુત્રા હિમાલયમાં વળાંક લે છે ત્યાં સાદિયા શહેર સુધી પણ પહોંચી જઈએ–પણ એના ભયંકર રસ્તાઓનો તને ખ્યાલ ન હોય, હિમાલયની તકલીફોનો ખ્યાલ પણ લેવા માટે તું ઘણું નાનું બચ્ચું છે!" માંઝી બોલ્યો.

"ભલે ગમે તે થાય, મારે જવું છે. તું કહે છે હું નાનો છું, પણ બાર વરસનો માંઝીનો છોકરો નદીમાને ઓળખી ગયો ન હોય

તે ન બને. આ માની સોબતમાં તો મરવા જવાનું પણ દિલ થાય તેવું છે." જીવન બોલ્યો.

"મને તો તેવું દિલ નથી થતું." માંઝી હસ્યો.

"જૂઠું. બિલકુલ જૂઠું, તું મરવાથી કદી ડરતો જ નથી. તારા કરતાં હું એ વાત વધુ જાણું છું." જીવને કહ્યું.

માંઝી મૂંઝાયો. એ ચૂપ રહ્યો. એણે થોડીવાર આંખોને બંધ કરી અને પછી મનમાં કહ્યું, 'મનની ઇચ્છા હતી કે પારકી થાપણ સદા સલામત રાખી શકીશ, પરંતુ ઈશ્વર એવું ઇચ્છતો લાગતો નથી.'

"ભલે." એણે જીવનને કહ્યું.

"હાં, એમ! મને તો ખાતરી જ હતી કે મારો માંઝી મને ના પાડવાનો જ નહિ!" જીવન નાચવા – કૂદવા લાગ્યો. હિમાલયમાં શામ્પુ જોવા મળશે એ વાતનો એને ગર્વ હતો. એણે પીઢ બ્રહ્મપુત્રાને જ જોઈ હતી, પણ બાલિકા શામ્પુને જોઈ નહોતી. મા નાની હશે ત્યારે પોતાના જેવી જ તોફાની છોકરી હશે એ તો એ જાણતો હતો, પણ ત્યારે એનાં તોફાન કેવાં લાગતાં હશે એ જોવા એ માગતો હતો.

ગોવાલંદ નામે નાનું ગામ છે, પણ એ નાના ગામને પાદર ગંગા અને બ્રહ્મપુત્રા જેવી બે મહાન વિભૂતિઓનાં તેજ એકમેકમાં સમાઈ જાય છે.

બંને નદીઓ, અને એકમેકને પોતાનાથી મોટી બતાવવા જાય–પોતાનું વ્યક્તિત્વ સામેનામાં લુપ્ત કરી દેવા રકઝક થોડીવાર કરે છે, પણ એ રકઝક પાવનકારી દૃશ્ય બની જાય છે. બંને પોતાના ભૂતકાળનાં પાપોને સ્મરી પશ્ચાત્તાપના ભાવમાં નમી પડે છે. આખરે તો મોટી બેન બ્રહ્મપુત્રા નાની બેન ગંગામાં પોતાને સમાવી દે છે. બંને જન્મી એક જ ઘરમાં – નજીક નજીકના જ ઓરડાઓમાં – પણ એકનો વિધિએ પૂર્વ તરફ માર્ગ આંકી દીધો હતો અને બીજીનો પશ્ચિમ તરફ. પણ

જીવનના સમાપ્તિ – કાળે બંને એકમેકને મળી શકતી હતી તેથી બંને સુભગ લજ્જા અને આનંદ અનુભવતી હતી.

માંઝીની નાની હોડી ત્યાંથી ઉત્તરમાં આગળ ચાલી. નારાયણ-ગંજ આગળ બ્રહ્મપુત્રાને સુરમા નદી મળે છે. સુરમા તો ખાસીના પહાડોમાંથી નીકળેલી. એને કાંઠે લોકો શાંત જીવન ગુજારતા હતા. બ્રહ્મપુત્રા સુરમાને પોતામાં સમાવી લેતાં વધુ વિશાળ હૃદયની બનતી હતી.

ઉત્તરમાં થોડું ચાલ્યા પછી બ્રહ્મપુત્રાનો માર્ગ પૂર્વ તરફ વળ્યો. અહીં સુધીમાં એણે બંગાળનાં ગામડાંઓ અને ધર્મજડ લોકોને સમભાવે પોતાની શક્તિનું દાન આપ્યું હતું. એને બંને કિનારે શણનાં અને ડાંગરનાં ખેતરો ઊભાં હતાં. એનાં લીલાં પાન પર સૂર્યનાં સોનેરી કિરણો પ્રસરતાં ત્યારે હોડીમાં બેઠે બેઠે પણ એની અનુપમ શોભા મનને આકર્ષણ કરતી હતી.

પણ અહીં બ્રહ્મપુત્રાની ખરી શોભાનું અનુમાન ન થઈ શકે. અહીં એતો વિશાળ જલપટ અને કાંઠે કિલ્લોલતાં ગામો અને વનવૃક્ષો અને માનવી–સૌંદર્યનું જ દર્શન કરાવતો હતી પણ એની શોભાનો સાચો ખ્યાલ તો એ આસામમાં પ્રવેશે છે ત્યાં જ આવે છે. છસો માઇલની એની આસામની મુસાફરીમાં એણે ઘણું ઘણું જોયું છે – ઘણું ઘણું કર્યું છે. એવું તો એણે પોતાની તે પહેલાંની સાડા આઠસો માઇલની મુસાફરીમાં પણ નથી જોયું – નથી કર્યું.

જીવન બ્રહ્મપુત્રાનું અહીંનું સ્વરૂપ જોઈ ગાંડો ગાંડો થઈ ગયો. "જો માંઝી, આવું આપણે લખીપુરમાં કદી જોયું હતું? જો તો ખરો, આ મારી મા! આ જો આ હાથીઓનાં ટોળાં તરતાં આપણી સામાં આવે છે. લખીપુરમાં મા મને હેરાન કરતી, પણ અહીં તો એ મારા પર પ્રેમ જ વરસાવે છે. નહિ તો આ હાથીઓ આપણને જરા પણ ઈજા કર્યા વિના આમ ચુપચાપ આપણી પાસેથી કેમ ચાલ્યા જાય?

એને માનો હુકમ છે કે એમણે કાંઈ તોફાન ન કરવું. તું આ કેમ કાંઈ નથી જોતો, માંઝી!–આ વાંદરાંઓ બાંબુનાં ઝાડો પર ઠેકાઠેક કરવા જાય છે પણ બીચારાંના હાથમાં ડાળી જ નથી આવતી એટલે અંદર ઘટામાં કેવાં નીચે ઊતરી જાય છે! મને ખબર છે કે આપણી પાસે નહિ આવે."

દૂરપૂર્વમાં ખાસી અને પતકોઈની ટેકરીઓની હારમાળા દેખાતી હતી અને એ ટેકરીઓ પોતાની બાંયો આખા પ્રાંતમાં ફેલાવીને પડી હતી. બ્રહ્મપુત્રા એ બધાં વચ્ચેથી માર્ગ દોરી કાઢી આગળ નીકળતી હતી. પહાડોને નદી કોરતી હતી પણ પહાડો નદીને કંઈ નુકસાન નહોતા કરતા. પહાડોથી નદીનો પટ પાણીથી બારે માસ ભરેલો રહેતો અને એ પહાડો ગામડાંના લોકોને નદીનાં પૂરના ત્રાસથી બચાવતા હતા.

કર્કવૃત્તના પ્રદેશમાં આખો પ્રાંત આવેલો હોવાથી એપ્રિલથી ઑગસ્ટના સખતમાં સખત તાપમાં જમીન ઘણી તપતી અને હવા પાતળી થઈ ઉપર ચડી જતી. એની જગ્યા લેવા દરિયાની ઠંડી હવા પાણીથી ભરેલાં વાદળો લઈને આવી પહોંચતી. આ વાદળો અહીં પર્વત જોડે અથડાતાં અને ભરઉનાળે સખત વરસાદ પડતો અને આ ઉનાળામાં હિમાલયનો બરફ પણ ઓગળી પોતાનાં પાણી બ્રહ્મપુત્રામાં ઉતારતો. આમ બ્રહ્મપુત્રા બંને બાજુથી ભરાતાં પાણી પોતામાં લેતી અને એની ગંગા–સિંધુ જેવી બહેનોને એ ભાગ્ય નહોતું મળતું એ ખ્યાલે એ ગર્વમાં ફુલાઈ ભાન ભૂલી જતી.

એક દિવસ એ આ ભોળા માંઝી અને એના જીવનની હોડી પર ગાંડી બની તૂટી પડી.

ધોધમાર વરસાદ પડે છે છતાં સૂર્ય ઢંકાયેલો નથી. દિશાઓ બધી મેઘધનુષ્યના સપ્તરંગી પ્રકાશે ઝળાંઝળાં થઈ રહી છે. માણસની આંખો એમાં અંજાઈ જઈને પોતાની દિશા ભૂલે છે. ઊંચા પહાડો

નદીના બે કાંઠા બની ઊભા રહ્યા છે અને વચ્ચે નદી સાંકડી નહેર જેવી બનીને મોટી ગર્જના સાથે કૂદી કૂદી વહી આવે છે.

નાની હોડીનું ગજું નહોતું કે એમાં ઉપર વહેણે આગળ જાય.

"જીવન !" માંઝીએ જીવન સામું જોયું.

"કેવી છે મા ! મા હાથણી છે, પણ એવી હાથણી છે કે એની પાસે આવી એને સત્કારવાની પણ હિંમત હાથીઓ નથી કરી શકતા. જો માંઝી, કેવા બધા બીકથી નાસભાગ કરે છે !" જીવન બોલતો હતો.

દૂર દૂર ભાગતા હાથીઓના પગ નીચે બાંબુનાં ઝાડનો કચ્ચરઘાણ નીકળતો હતો. તેના અવાજોથી ડુંગરો ભરાઈ જતા હતા.

"પણ આપણે ક્યારે ભાગીશું ?"

"ભાગવું છે ? હજી તો ગોવાલપુર પણ નથી આવ્યું. ત્યાં માનસ નદી બ્રહ્મપુત્રાને મળે છે એ તો ખાસ જોવા જેવું છે."

"અરે ભાઈ, આજે જે જોયું તે ઓછું જોયું ? પહાડ પર પગથિયાં બનાવી ચાના બગીચાઓમાં બિહારી મજૂરોને જોયા, એમનાં શરીર પરથી રેલાતો પરસેવો જોઈને તને એમની વાત કરવા થોભવાનું મન ન થયું ? ઝાડનાં વન ન જોયાં ? શણના ને નેતરના પાતળા સોટા જેવા છોડ જોયા, શેતૂર અને દિવેલા પર ચોંટેલા કોશેટાઓને જોયા – હવે શું શું જોવું છે ?"

"જો, જો, – હું કહું તે પહેલાં નદી જ કહેશે." જીવન બોલ્યો.

મોટા મોટા લોઢ ઊછળવા લાગ્યા. એક સ્થળે જે નદી માઈલોમાં પોતાનો પ્રભાવ ફેલાવતી હતી તે હવે સાંકડી નેળીમાં ચાલતી હતી. પણ અચાનક આ ઘુઘવાટ શાનો ? ઓહ ! આ તો ઉત્તરની એક ટેકરીને તોડીને કોઈ બીજી નદી આમાં ભળે છે !

માર્ગ એટલો સાંકડો હતો કે એક મોટો વાંસ* નદીમાં આડો મૂક્યો હોય તો પુલની માફક એ બે કાંઠે અટકી રહે. આટલી સાંકડી જગ્યામાં બ્રહ્મપુત્રા જેવી મોટી નદીને માટે સમાવું મુશ્કેલ હતું અને તેમાં વળી બીજી નદી ભળતી હતી. નદીનાં પાણી ત્રીસ ફૂટ ઊંડાં હતાં તેને બદલે હવે પચાસ ફૂટ ઊંડાં બની ગયાં. પહાડોનાં શિખરોને માથે બેસી જવા માગતાં હોય તેમ પાણી ઊછળતાં હતાં. માંઝીએ બંને બાજુ નજર નાખી પણ પહાડોએ નજર રૂંધી લીધી. એણે આગળ જોયું—આકાશને અડતી નદીની સપાટી સિવાય કશું ન દેખાયું. પાછળ તો શું દેખાવાનું હતું !

" જીવન, આ બુઢ્ઢા બાપ પર તો દયા કરવી હતી ! "

જીવન તો નદીનું દૃશ્ય જોઈને આસપાસનું બધું ભૂલી ગયો.

" પણ માંઝી, આ તો જો. "

માંઝી શું જુએ ? એક મોટું મોજું ચડ્યું, હોડી ઉપર જ ભાંગ્યું અને મોટી પછાડ ખાઈને બીજી બાજુ પાણી ઊલટી પડ્યાં.

કિનારે તો પહાડો હતા—એ તો પથ્થર. ચેતનામય ઝાડો પણ જડ પથ્થર ઉપર જઈ બેઠાં હતાં. પહાડો લીલા રંગથી ભારે ઓપતા હતા, પણ ઘરેણાંથી ઓપતી સ્ત્રીનું ધ્યાન ફાટેલ સાડીમાં જેમતેમ વીંટાયેલ સ્ત્રી તરફ ન જાય તેમ દુન્યવી કોઈ પણ સંબંધ વિનાના એ બાપ–બેટાના પાણીની અંદર થયેલા ગરકાવને એ પહાડો જોઈ શકે તેમ નહોતા—એ તો એટલા જ મૂઢ હતા.

પણ બે મિનિટ પછી જ માથાના વાળ પરથી ને આંખની ભમર પરથી પાણીને આછાં કરી જીવન બહાર નીકળ્યો. મોજાં એટલાં જ મોટાં ને મોટાં હજી આવતાં હતાં. પણ હવે કોઈ હોડીને આશરે

* સો ફૂટ ઊંચું બાંબુનું ઝાડ અસાધારણ નથી જણાતું, જ્યારે બ્રહ્મપુત્રા ગોવાલપુરા નજીક ઘણીવાર પચીસ પચીસ ફૂટ જ પહોળી બની જાય છે.

જીવન નહોતો, એ તો આજ દિન સુધી પોતે કેળવીને હોશિયાર અને મજબૂત કરેલાં પોતાનાં જ કાંડાં પર હતો. થોડે જ દૂર એણે કોઈક બીજું માથું જોયું—એ જ માંઝી. હાથથી એક, બે ને ત્રણ વાંભ ભરી પાણીને હડસેલી એ માંઝી પાસે પહોંચ્યો અને એને બાવડાથી પકડ્યો. "માંઝી, તું કહેતો હતો, એક દિવસ તેં મને પાણીની બહાર કાઢ્યો અને મારો બાપ બની ગયો. આજ પરમાત્મા તને બહાર ખેંચી કાઢવાનું મારામાં જોર નહિ ભરી દે? પણ હું તો તારો એ જ જીવન બની રહેવાનો!"

અને પછી એ પાગલ પાણી સામે દોઢી પાગલામી અજમાવી જીવન માંઝીને લઈ પહાડના એક પથ્થરને ચોંટી ગયો.

બંને ઘડીક નિઃસ્તબ્ધ બેસી રહ્યા.

"હોડી તો ગઈ ને?" માંઝી બોલ્યો.

"ગઈ છે તો માને ખોળે ગઈ છે ને! વાહ મા! આજે તેં મને તારા અનહદ આભાર નીચે દાબી દીધો. તારો આટલો પ્રેમ તો હું કદી જોવા પામ્યો નથી!" જીવન બોલ્યો અને ઊભો થયો.

"હવે ક્યાં જશું?" માંઝી બોલ્યો.

"અહીં તો કોઈ ગામડું નથી દેખાતું. ગામડાં તો દૂર ઝાડોની ઘટામાં સંતાયેલાં હશે. મારા કરતાં તો તેં વધારે જોયું છે, પણ આ તો ભૂગોળની ચોપડીમાં મેં જે વાંચ્યું છે તે કહું છું." જીવને કહ્યું.

પહાડ ચડતા–ઊતરતા તેઓ ટેકરીના ચઢાણ પર એક ઘટા પાસે આવ્યા. ખરેખર ઘટાની વચ્ચે બિલાડીના બચ્ચા જેવું ગામ ચૂપ બેઠું હતું. એનાં નાજુક નાનાં લાકડાનાં ઘર ગલૂડિયાની કૂણી ચામડી જેવાં જ ગભરુ લાગતાં હતાં. ધરતીકંપથી રક્ષણ મળે તે માટે બધાં ઘરો લાકડાનાં જ બનાવેલાં હતાં.

એક ઘરના વાડા આગળ જઈને બાપ–દીકરો ઊભા રહ્યા.

વાડામાં દિવેલા(એરંડા)નાં થોડાં ઝાડ દેખાતાં હતાં. અંદરથી શાળનો ખટાક...ખટ અવાજ આવતો હતો. એમ લાગતું હતું કે કોઈ સ્ત્રી કાપડ વણતી હશે.

આસામમાં તો ઘેરઘેર દિવેલા હોય છે. લોકો એમાંથી દિવેલ (એરંડિયું) કાઢે છે. એના પર રેશમના કીડા ઉછેરે છે. જેમ દિવેલા તેમ શાળો પણ આસામમાં ઘેરઘેર હોય છે અને ઘરની સ્ત્રીઓ જ એ મોટે ભાગે ચલાવતી હોય છે. આસામનાં લોકો ઘરના ઉદ્યોગ પર જ સ્વતંત્ર જીવન ગુજારે છે. આસામમાં ચાના એટલા બધા બગીચા છે પણ કોઈ આસામી એમાં કામ કરવા ભાગ્યે જ જાય છે. બગીચાના ગોરા માલિકોને એ માટે છેક બિહારમાંથી માણસો લાવવા પડે છે.

માંઝીએ બારણે ઊભા રહીને અવાજ કર્યો, "ઘરમાં કોઈ હોય તો ......"

શાળ તરત બંધ થઈ ગઈ જણાઈ. એક તીણો સૂર સંભળાયોઃ "કે આછેન? આસૂન ભીતરે." ( કોણ છે? અંદર આવો. )

પુરુષમાણસને જોયા છતાં સ્ત્રી સંકોચ ન પામી. ગૃહસ્થની સ્ત્રીને કોઈથી ડરવાનું શા માટે?

સ્ત્રીએ તુરતાતુરત તો બંનેનાં ખરાબ કપડાં બદલાવી નાખ્યાં, પછી થોડી ચા કાઢીને બંનેની સામે મૂકી અને બહાર ચાલી ગઈ.

થોડીવારમાં બેચાર પાડોશીઓ આવી ગયા. માંઝીએ સૌને પોતાની વાત કહી. સાંભળીને સૌ કહેવા લાગ્યા, "ના બાબા, જોખમ ખેડવા જેવું નથી. અહીં સુધી તો ઠીક છે કે તમે તમારી વાત તો કોઈને સમજાવી શકો છો, પણ ગોવાલપુરા હવે થોડા કોશ છેટું — અને એ છોડ્યા પછી તો બંગાળી સમજનાર કોઈ મળે જ નહિ. ગોવાલપુરાને 'આસામનો દરવાજો' અમસ્થા નથી કહેતા."

તે આખો દિવસ તો માંઝી ત્યાં રહ્યો. એણે ગામના સુતારને ત્યાંથી એક બીજી હોડી મેળવી લીધી. સુતારે કંઈ પણ બહાનું કે કિંમત લીધા વિના ઘણી ખુશીથી હોડી આપી. "અરે ભાઈ, હવે તો ધંધો ક્યાં રહ્યો છે? બંગાળમાં જ્યારે કૃષ્ણ રાજા અને લક્ષ્મણસિંહ રાજ કરતા હતા ત્યારે તો આ ચીનાઓ, ચીતગાંવ (ચિતાગોંગ)ના ચાંચિયાઓ અને ગુજરાતના વેપારીઓ આ આસામનું જ લાકડું વહાણો બનાવવા લઈ જતા અને એ વહાણોમાં તેઓ દુનિયા આખીની સફર ખેડતા. બસો વરસ સુધી તો આ લાકડું પાણીની થપાટોને બરાબર ઝીલે. આસામનું લાકડું દગાખોર નીવડ્યું નથી સાંભળ્યું. હવે તો પેલા વિલાયતવાળા જાગ્યા છે ને? પણ આપણે તો ભાઈઓ. તમે હોડી લઈ જાઓ. ગમે તેવા પાણી સામે એ પૂરી ટક્કર લેશે."

સુતારે હરખમાં આવી કેટલીયે નવી અને જૂની વાતો કરી. પ્રણામ કરી માંઝી અને જીવને સૌની રજા લીધી અને પછી દિહીંગ નદીમાં હોડીને તરતી મૂકી.

દિહીંગ એ બ્રહ્મપુત્રાનું જ નામ છે, પણ અહીં એ એટલી તોફાની નથી જણાતી. અહીં એનો પટ પણ પહોળો છે. એમની હોડી ડૂબી તે જગ્યાએ તો માનસ નામની નદી બ્રહ્મપુત્રાને મળતી હતી અને વળી પટ પણ ઘણો સાંકડો હતો. એ સ્થળ પશ્ચિમમાં હતું અને આ વખતે તો એમણે હોડીને તેની પૂર્વમાં મૂકી હતી. પ્રવાસ સરળ રીતે ચાલ્યો.

અહીંથી પછી ધનસુરી, કલંગ અને બાંસુરી નદી દિહીંગને મળી ગઈ. નદી એકદમ સીધી જ હતી, કંઈક ઉતાવળી ખરી, પણ એમાં ભય જેવું નહોતું.

દિબ્રુગઢ આવી ગયા પછી સાદિયા આવ્યું. ગોવાલપુરા પછી વચ્ચે ગોહતી, તેજપુર જેવાં મોટાં શહેરો જોઈ લીધાં.

સાદિયાથી આગળ એકાદ માઈલ વધ્યા ત્યાં અચાનક મોટા અવાજો કરતું ને હવામાં નાનાં તીર ઊંચાં રાખીને ખભે કામઠાં ભરાવેલા લોકોનું એક ટોળું આવ્યું. માંઝી તો જોઈને અવાક્ જ બની ગયો.

બાંબુનાં પાંદડાં માથાંમાં ખોસી શેરડીના આખા ને આખા સાંઠા ચૂસતા, મોઢેથી રસના રેલા ચાલતા તેથી ચીકણાં લાગતાં મોંવાળા ને શરીર પર માખીઓનાં ઝૂમખાં જામ્યાં હોય તેટલી માખીઓ બણુ-બણુતા ગંધાતી ચામડીવાળા એ લોકો આસામના મૂળ જંગલી વતનીઓ હતા. ધબો...ધબ બધા નદીમાં પડ્યા અને ઝપટ મારી હોડીને પાણીમાં ડુબાવી દીધી. અને માંઝી અને જીવનને બહાર ખેંચી લાવ્યા. માંઝીએ એમને ઘણું સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. એ લોકો તો એમને ઊંડાં કોતરોમાં ઘસડી ગયા.

જીવન તો જાણે આ બધી આપત્તિઓની અસરથી પર થઈ ગયો હતો. એના મનમાં નદીની ગર્જના એટલી બધી ભરાઈ ગઈ હતી કે એના જ ગુંજારવમાં એ મસ્ત હતો. એ બહુ જ ઓછું બોલતો, ઓછું ખાતો. માંઝી એને શું કરે? માંઝીને થતું, શા માટે પોતે એ અક્કલ વિનાના છોકરાની પાછળ ખેંચાતો હતો? પણ તરત 'એને મા નથી, એને બાપ નથી. એની ઇચ્છાઓ મારા સિવાય કોણ પૂરી પાડશે? ભગવાન એને જલદી મોટો કરી દે તો મારે માથેથી મોટો ભાર ઊતરે, પછી પરણી તો પોતાની મેળે લેશે, એની ચિંતા મારે કરવાની નથી.' એવા વિચારોએ માંઝી ચડી જતો.

પણ આ છોકરો મોટો થવા સરજાયો હતો? એ મોટો થાય તે પહેલાં જ માંઝીને માથેથી ભાર ઊતરી જાય એવો તો એનો સંકલ્પ નહિ હોય?

પેલા જંગલીઓ જ્યારે આ બંનેને બાંધવાની તજવીજમાં હતા ત્યારે જીવન ઝીણું ઝીણું કંઈ ગણુગણુતો હતો. ધીરે ધીરે એનો અવાજ

મોટો થવા લાગ્યો. નિશાળમાં શીખેલ અને માછીમારોના છોકરાઓને મોઢેથી સાંભળેલ એક ગીતની એ લીટીઓ હતી. એનો ભાવ હતોઃ 'ઓ નદી! તું માતા છે, તું અમને મારે, તું અમને ખીજે તોપણ તું અમારી માતા છે કારણ કે તું અમને પીવાને પાણી આપે છે, અમારાં ડાંગરનાં ખેતરોને પીવાને તું જ પાણી આપે છે, અમારી હોડીઓને ચલાવવા તું જ તારાં પાણી આપે છે. તારા શરીર પર આળોટી, તને ધાવી અમે અમારાં અંગ વિકસાવીએ છીએ! ઓ નદી! તું અમારી માતા છે!'

ગીત ધીરે ધીરે કરુણ બનતું જતું હતું. એમાં નદીની આખી જીવન-કથા હતી, એની શોભા વર્ણવેલ હતી અને છેવટે એમાં કહેલું હતું કે તું ન હોત તો અમે ન હોત, તું ન હોત તો આ સૃષ્ટિ ન હોત. અમે તેથી તને પ્રણામ કરીએ છીએ, ઓ નદી! તું અમારી માતા છે! જંગલીઓ ગીતના શબ્દો નહોતા સમજી શકતા પણ એના સૂર અને ભાવ સમજીને એ સ્તબ્ધ બન્યા. એમના હાથમાંનાં દોરડાં સ્થિર થઈ ગયાં. એમણે જીવનને ને માંઝીને બાંધવાનું માંડી વાળ્યું. એમણે એમને કંઈ કંઈ પૂછવા માંડયું પણ એમની ભાષા સમજાય એવી નહોતી. માંઝીએ ઊંચા ઊંચા પહાડોને બતાવીને કહ્યું, "અમે ત્યાં જવા નીકળ્યા છીએ."

જંગલીઓએ એમની હોડી પાણીમાંથી પાછી કાઢી આપી, એમની પાસે ખાવાનું નહોતું તો ખાવાનું આપ્યું, કપડાં નહોતાં તો ઝાડની છાલો આપી, પગમાં પહેરવા લાકડાના જોડા આપ્યા.

હિમથી છવાયેલા પહાડોની બે દીવાલો વચ્ચે હવે નદીના પાતળા પ્રવાહમાં હોડી ચાલતી હતી. જીવન ઊંચે બરફ તરફ જોઈ રહ્યો હતો. એને લાગતું હતું કે હવે માનસરોવર નજીક આવતું જાય છે. ઊંચે ઊંચેથી એમને ઘણા નીચા પહાડોની એક આખી સૃષ્ટિ દેખાતી

હતી. વાદળાંઓ પણ હવે તો એમની નીચે ચાલતાં હતાં. સ્વર્ગના કોઈ પ્રદેશમાં એઓ દેવસરિતાની સફર કરતા હતા.

"જીવન!"

જીવને માંઝીની સામું જોયું.

"નદી આપણી માતા ખરી, પણ નદીએ કોઈને આટલું કામણુ નથી કર્યું. આ તો તું એના ઓછાયામાં આવી ગયો. નદીને જેમ કશું જ્ઞાન નથી હોતું તેમ તારું પણ થવા બેઠું છે શું?"

"મા!" એટલું જ જીવન બોલ્યો.

"મા જોઈએ તો ઘેર ચાલ, આ માની સંગત છોડી દે. એ તો કોઈ ડાકણ મા થઈને આવી છે. તને હું બીજી મા અપાવીશ."

"મા!" જીવન ફરીથી બોલ્યો.

"પણ આ તો તિબેટમાં આપણે છીએ. અત્યાર સુધી કોઈએ આપણું નામ નથી લીધું પણ જો, આ શામ્પુની શાખા ક્યાં જાય છે? એ પેલા શહેર તરફ જાય છે. જોયું એ શહેર? એ શહેર તિબેટનું મુખ્ય શહેર લ્હાસા છે. હવે તો આપણે પાછા વળવું જોઈએ. જો અહીંથી દાર્જિલિંગ તરફથી આ ઘાટ જાય છે, ત્યાંથી ગોવાલપુરા નજીક છે." પણ જવાબમાં જીવન 'મા' એટલું જ બોલ્યો.

સોળ હજાર ફીટની ઊંચાઈ! માખણના પીંડાઓની પાળો વચ્ચે દૂધ ભર્યું હોય તેવું સફેદ બરફના કોટમાં માનસરોવર સૂતું હતું. એમાં મુદ્દલે ઘુઘવાટ નહોતો. એની એક બાજુએ એક કોતર હતું અને એમાં પાણી ધીરે ધીરે ઊતરતાં હતાં. સરોવરનાં પાણી ખૂટી ન જાય તે માટે ઉપર બેઠેલો સફેદ દાઢી-વાળવાળો હિમપિતા આ શાંતિમાં મૂક બની આર્દ્રતામાં પોતાનાં અશ્રુઓ રેલાવી એનાં પાણી અખૂટ રાખતો હતો.

"આ શામ્પુ જો માંઝી ! અહીંથી શામ્પુ નીકળે છે. જો પેલું કોતર! એ કોતરમાં જે પાણી વહે છે એ જ શામ્પુનાં પાણી-એ જ આપણા લખીપુર પાસેની બ્રહ્મપુત્રાનાં પાણી ! જો, મેં ચોપડીમાં વાંચ્યું હતું તે જ આ છે ના ? માંઝી, આ મારી મા ! મારી મા ! શામ્પુ ! મા !"

જીવનને ઉન્માદ ચડ્યો. એણે સરોવરના પાણીમાં પોતાનાં અંગ ફેંકવાની તૈયારી કરી, પણ તુરત માંઝીએ એને પકડી લીધો, "મા ! મા !" કરતો બેભાન બની જીવન માંઝીના હાથમાં ઢળી પડ્યો.

જીવન "મા, મા, મા," કરતો હતો અને માંઝી એને ખભે ઉપાડી ચાલ્યો. વૃદ્ધ પિતા હિમાલય પણ એ પિતા-પુત્રના પ્રેમથી પ્રેરાઈ આશીર્વાદ આપી એમને પોતાનાં તોફાનોમાંથી બચાવતો રહેતો હતો. લ્હાસાથી દાર્જિલિંગના ટૂંકા રસ્તા પર માંઝી ઊતરી ગયો અને ત્યાંથી ઝટપટ પોતાને ગામ પહોંચ્યો. પહોંચીને એણે જીવનને પોતાની એક બેનના ખોળામાં મૂકી દીધો.

"છોકરો પૂછે તો કહેજે કે હું મા છું." માંઝીએ પોતાની એ બેનને સમજાવી.

ત્યાં તો જીવને "મા શામ્પુ ! શામ્પુ ! મા ! મા !" કહેતાં પોતાના હાથ ઊંચા કર્યા. માએ એને પોતાના ગળાની આસપાસ વીંટી દીધા– "ઓ મારા પ્રાણ !" એ બોલી.

"આમિ શામ્પુએર કોલેઈ આછિ !" શામ્પુને ખોળે જ હું છું ! જીવને સંતોષ અનુભવ્યો.

"મને પહેલાં ખબર હોત કે એને કેવળ નદી મા નહિ પણ કોઈ પણ માથી ચાલે તેમ છે, તો હું એને નદીને ખોળે મૂકવાને બદલે આને જ ખોળે ન મૂકત !" બોલીને બુઢ્ઢો માંઝી મોં ફેરવી ગયો.

મુખ્યત્વે હિંદની અને સામાન્ય રીતે આખા વિશ્વની
જ્ઞાન–માહિતી આપતું પુસ્તક

# વિશ્વદર્શન

## (૧૯૪૧-૪૨)

• સંગ્રાહક •

**છોટાલાલ માનસિંગ કામદાર, બી. એ.**

વેપારી, વિદ્યાર્થી, વર્તમાનપત્રકાર અને હિંદ અને વિશ્વને વિષે જાણવાની જેને જિજ્ઞાસા હોય એ સૌને અત્યંત ઉપયોગી આકરગ્રંથ ( Reference Book ) ગુજરાતી ભાષામાં આ **પ્રથમ-**પહેલાં જ પ્રગટ થાય છે.

એની પહેલી આવૃત્તિની બધી નકલ ઘણી ઝડપથી વેચાઈ ગઈ છે અને લગભગ દોઢ વર્ષ થયાં એની નકલ મળી શકતી **નથી.** અત્યારે એ પુસ્તકની બીજી આવૃત્તિ ઘણા સુધારા–વધારા સાથે તૈયાર થઈ જવા આવી છે.

નવી આવૃત્તિની પણ અમે ઓછી નકલો જ છપાવી છે એટલે એ પુસ્તક વસાવવા ઇચ્છનાર સૌને અમારી નમ્ર વિનતિ છે કે એ માટે તરત જ ઑર્ડર નોંધાવી લે.

મૂલ્ય

પાકું પૂઠું • ૪ • દ્વિરંગી જૅકેટ

રૂપિયા

[ ટ. ખ. જુદું ]

**ભા ર તી સા હિ ત્ય સં ઘ**

પો. બો. ૭૩ : **અમદાવાદ** • પો. બો. ૯૭૮ : **મુંબઈ**

# ભારતી સાહિત્ય સંઘ

પો. બૉ. ૭૩ : અમદાવાદ • પો. બૉ. ૯૭૮ : મુંબઈ

## અમારાં પ્રકાશનો

૧ **સંજીવની** : લે. સોપાનઃ રાષ્ટ્રીય નવલકથા ૨—૦—૦

૨ **પચાસ વર્ષ પછી** : લે. રામનારાયણ ના. પાઠકઃ આવતી-કાલના જુવાનોની કથા ૧—૪—૦

૩ **પ્રાયશ્ચિત્ત ભા. ૧–૨** : લે. સોપાન : હરિજનપ્રશ્નોને ચર્ચતી પહેલી નવલકથાઃ દરેકના ૨—૦—૦

૪ **એ પત્ની કોની ?** : અનુ. યજ્ઞેશ હ. શુકલ : નારી-જીવનની અનુપમ કથા ૨—૦—૦

૫ **આવતીકાલ** : લે. રામનારાયણ ના. પાઠકઃ અહિંસક સ્વાતંત્ર્યયુદ્ધની વાર્તા ૨—૮—૦

૬ **મંગલમૂર્તિ** : લે. સોપાન : વિધવાજીવનની કથા ૨—૦—૦

૭ **દોન ધ્રુવ** : લે. વિ. સ. ખાંડેકરઃ કલા અને જીવનનો મેળ સાધતી નવલકથા ૨—૦—૦

૮ **ધરતી** : અનુ. નિરુ દેસાઈઃ ખેડુજીવનનું યથાર્થ ચિત્ર ૧—૮—૦

૯ **બંધન અને મુક્તિ** : લે. દર્શક : ૧૮૫૭ના રોમાંચક ઇતિહાસને મૂર્ત કરતી કથા ૨—૦—૦

૧૦ **જગતનો તાત** : લે. રામનારાયણ ના. પાઠકઃ ધરતીના ખેડનારની કથા ૨—૦—૦

૧૧ **જાગતા રે'જો ભા. ૧–૨** : લે. સોપાન : જાહેર-જીવનની સમસ્યાઓ. પહેલા ભાગના ૨—૦—૦ બીજાનો ૧—૮—૦

૧૨ **પથેર પાંચાલી** : લે. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય : નાનાં બાળકોની કરુણ કથા ૨—૦—૦

૧૩ **જીવનનું ઝેર** : લે. હરજીવન સોમૈયા : રોમના ભુલાયેલા ઇતિહાસને જીવતો કરતી કથા ૨—૦—૦

१४ **પતન અને પ્રાયશ્ચિત્ત** : અનુ. વિશ્વનાથ મ. ભટ્ટ : પતન પામીને બેઠા થતા આત્માની વેદના ૨–૮–૦

१५ **અહંકાર** : અનુ. હરજીવન સોમૈયા : સાધ્વીઓના મઠ-જીવનની કથા ૧–૮–૦

१६ **પશ્ચિમના સમરાંગણે** : અનુ. હરજીવન સોમૈયા : ગયા મહાયુદ્ધની કથા ૧–૮–૦

१७ **વિરાટ જાગે છે ત્યારે–** : લે. ગુણવંતરાય આચાર્ય : વનરાજના સમયની ઐતિહાસિક નવલ ૧–૮–૦

१८ **ઘરની વહુ** : અનુ. લાભુબેન મહેતા : બંગાળના સમાજની કથા ૧–૮–૦

## વાર્તા

१ **અંતરની વ્યથા** : લે. સોપાન : સૈનિકજીવનની પાંચ વાર્તાઓ ૧–૪–૦

२ **અખંડ જ્યોત**: લે. સોપાન: પ્રેમલગ્નની બે લાંબી વાર્તાઓ ૧–૮–૦

३ **ઝાંઝવાંનાં જળ** : લે. સોપાન : લગ્નજીવનની વાર્તાઓ ૧–૪–૦

४ **રૂપદાની** : લે. વિનોદ ભટ્ટ : સંસારજીવનની વાર્તાઓ ૧–૪–૦

५ **પ્રદક્ષિણા** : લે. વિનોદ ભટ્ટ : ટૂંકી વાર્તાઓનો સંગ્રહ ૧–૮–૦

६ **પશ્ચિમની કલાકૃતિઓ** : લે. રામચંદ્ર શુકલ : પશ્ચિમના સાહિત્યનું સૌંદર્ય બતાવતી વાર્તાઓ ૧–૪–૦

७ **જીવનસરિતા** : ઉત્તમ વાર્તાઓનો સંગ્રહ ૧–૮–૦

८ **ત્રણ પગલાં** : લે. સોપાન : જીવનનાં પ્રતિબિંબ પાડતી ટૂંકી વાર્તાઓ ૨–૮–૦

९ **અંતરની વાતો** : લે. સોપાન : જુવાન હૈયાં વલોવતી ત્રણ સૈનિકકથાઓ ૧–૮–૦

## જીવનચરિત્રો

१ **મુસ્તફા કમાલ** : લે. કાન્તિલાલ શાહ : તુર્કોના તારણહારની કથા ૧–૮–૦

૩ **મહાન મુસાફરો** : લે. મૂળશંકર મો. ભટ્ટ : શોધક પ્રવાસીઓની જીવનરેખા ૧–૮–૦

૪ **વૈજ્ઞાનિક જગત** : લે. ચંદ્રભાઈ ભટ્ટ : મહાન વૈજ્ઞાનિકોનાં જીવનચરિત્રો ૧–૪–૦

## ચિંતન

૧ **સાહિત્ય અને પ્રગતિ** : ગુજરાતભરના લેખકોનો સાહિત્યચર્ચાનો પ્રતિનિધિ ગ્રંથ ૨–૮–૦

૨ **'સત્તાવન'** : લે. નગીનદાસ પારેખ : '૫૭ના બળવાનો ઇતિહાસ ૧–૮–૦

૩ **લગ્ન–એક સમસ્યા** : લે. સોપાન : લગ્નના પ્રશ્ન ઉપર પત્રો (બીજી આવૃત્તિ) ૧–૪–૦

૪ **રાજકોટ–સત્યાગ્રહ** : લે. રામનારાયણ ના. પાઠક રાજકોટના સત્યાગ્રહયજ્ઞની કથા ૦–૮–૦

૫ **સો વર્ષ જીવવાની કળા** : લે. ડૉ. જટાશંકર નાન્દી : શતાયુ થવાનો અદ્‌ભુત માર્ગ ૧–૮–૦

૬ **ગુલામીની શૃંખલા** : લે. ધનવંત ઓઝા : હિંદનું રાજબંધારણ ૨–૮–૦

## બાળસાહિત્ય

૧ **શંકરાચાર્ય** : લે. હરજીવન સોમૈયા : શંકરાચાર્યનું જીવનચરિત્ર ૦–૨–૬

૨ **નાનાં છોકરાં** : લે. ચારુદત્ત : ટૂંકી વાર્તાઓ ૦–૧–૬

૩ **રંગરંગ વાદળિયાં** : લે. સુંદરમ્ : બાલગીતસંગ્રહ ૦–૨–૦

૪ **પ્રવાસપત્રો** : લે. રામનારાયણ ના. પાઠક : રસદાયી પ્રવાસવર્ણન ૦–૪–૦

૫ **આપણાં ભાંડુઓ** : લે. હેમુભાઈ : સમાજજીવનની ટૂંકી વાર્તાઓ ૦–૮–૦

૬ હજીય મને સાંભરે છે : લે૰ ગિજુભાઈ : નાનપણનાં સંભારણાં ૦–૩–૦

૭ કલગી : લે. સોમાભાઈ ભાવસાર : ટૂંકી વાર્તાઓ ૦–૫–૦

૮ છીપલાં : લે. મોહન ઠક્કર : બાલગીતો ૦–૪–૦

૯ ભરદરિયે : લે. હરજીવન સોમૈયા : સાહસકથા ૦–૮–૦

૧૦ વીર જવાહરલાલ : લે. લાભુબેન મહેતા : જવાહરલાલ નેહરુનો પરિચય ૦–૮–૦

૧૧–૧૨ સૌની વાતો : ભા. ૧–૨ બાળસાહિત્યલેખકોનો વાર્તાસંગ્રહ ૦-૧૦-૦

## આરોગ્ય

### શ્રી. રમણલાલ એન્જિનિયરનાં પુસ્તકો

૧ દર્દો, દવાઓ અને દાક્તરો ૧–૪–૦, ૨ અપચાના સહેલા ઉપાયો ૦–૪–૦, ૩ શરદી અને સળેખમ ૦–૬–૦, ૪ વજન શી રીતે વધારવું? ૦–૪–૦, ૫ કબજિયાત : તેનાં કારણો અને નિવારણ ૦–૪–૦, ૬ આંખોનું આરોગ્ય ૦–૪–૦, ૭ નિસર્ગોપચાર ભા. ૧ ૧–૦–૦, ૮ આદર્શ ખોરાક કોને કહેવો? ૦–૪–૦, ૯ જલોપચાર ભા. ૧ ૦–૪–૦, ૧૦ પહેલું સુખ ૦–૪–૦, ૧૧ ખોરાકની પસંદગી ૦–૪–૦, ૧૨ કસરત, મહેનત અને રમત ૦–૪–૦, ૧૩ જલોપચાર ભા. ૨ ૦–૫–૦, ૧૪ કલેજાના રોગો ૦–૮–૦, ૧૫ વેકિસનેશન કે સેનિટેશન? ૦–૬–૦, ૧૬ લાંબું ચાલો અને લાંબું જીવો ૦–૬–૦, ૧૭ નિસર્ગોપચાર ભા. ૨ ૨–૪–૦, ૧૮ નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો ૧૯ મીઠું : તેનો સદુપયોગ અને દુરુપયોગ ૨૦ દાંતનાં દર્દો ૨૧ હવા, પ્રકાશ અને વાતાવરણ પુ. ૧૮ થી ૨૧ના ૧–૦–૦.

૨૨ ઉપવાસ : કેમ અને કયારે? લે. હરજીવન સોમૈયા ૧–૪–૦

૨૩ શરીરરચનાનું રહસ્ય : લે. ધનવંત ઓઝા : સચિત્ર ૧–૪–૦

## બાળકોનાં નાનાં [illegible]ાંમાં આશા અને જ્ઞાન પૂરતી સચિત્ર ગ્રંથાવલિ

બાળકો અને કિશોરોને નિર્મળ વાચન અને જ્ઞાન આપતી આ પુસ્તકમાળા એક વરસમાં બાર સચિત્ર પુસ્તિકાઓ આપે છે. પહેલા વર્ષની બાર પુસ્તિકા મોરનાં પીછાં જેવી સુંદર અને આભના ચાંદા જેવી રૂપાળી છે. એમાં શંકરાચાર્યનું પ્રતાપી અને વીર જવાહરલાલનું તેજસ્વી જીવનચરિત્ર છે. ચણીબોર જેવાં મીઠાં બાળગીતોના બે સંગ્રહો છે. સાગરનો ખોળો ખૂંદતા ખારવાની સાહસકથા 'બરદરિયે'માં વાંચીને તમનેય જિજ્ઞાસા થશે. રામભાઈના 'પ્રવાસપત્રો' બાળકોમાં પ્રવાસનો શોખ જગાડશે અને સોમાભાઈની, હેમુભાઈની તથા ચારુદત્તની ટૂંકી વાર્તાના ત્રણ સંગ્રહો આપણા જ આંગણાનાં બાળકોનો અને રહેવાસીનો પરિચય આપશે. 'સૌની વાતો'માં તારાબેન મોંઘીબેન તથા બીજા લેખકો સાંજે આંગણામાં ભેગાં મળીને બેસીએ તેમ આ સંગ્રહમાં ભેગાં થયાં છે—એનોય સ્વાદ લેવા જેવો છે. અને છેલ્લે સ્વ. ગિજુભાઈએ પોતાના નાનપણનાં સંભારણાં 'હજીય મને સાંભરે છે' એમાં લખીને આ પુસ્તકમાળાને શોભાવી છે. તમારાં બાળકોને આ બધા મિત્રોનો પરિચય એકવાર તો કરાવજો.

## નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતી ગુજરાતની એકની એક ગ્રંથાવલિ

ત્રણ વર્ષથી ચાલતી આ ગ્રંથાવલિનાં પ્રકાશનો અનેક ગામમાં અનેક ઘરમાં પહોંચ્યાં છે. આ ગ્રંથાવલિમાં જટિલ કશું છે નહિ. સાદી, સીધી અને સ્પષ્ટ રીતે નિસર્ગોપચારની પદ્ધતિએ રોગોનું નિદાન અને એનું નિવારણ હોય છે. દવાના બાટલા કે ઈંજેકશનોના સૂયા ખાવાના આમાં નથી. કુદરતે સર્જેલો આહાર પણ માનવી એવી રીતે ખાતો હોય છે કે એની હોજરી પણ એ પછી જીરવી નથી શકતી. ત્રીજા વર્ષના પહેલા પુસ્તક 'ઉપવાસ: કેમ અને ક્યારે?'માં તમે આ વસ્તુની પિછાન કરજો. બીજું પુસ્તક 'શરીરરચનાનું રહસ્ય' એક નવી દૃષ્ટિ આપે છે. એમાં તેર ચિત્રો છે. 'જાતીય રોગો: એનાં કારણો અને નિવારણ' અને 'સ્ત્રીઓનાં દર્દો અને તેના ઉપાયો'— આ બંને પુસ્તકો અનુક્રમ સપ્ટેંબર અને ઓકટોબરમાં પ્રગટ થશે. બંને પુસ્તકોના પ્રશ્નો આપણા સંસારજીવનના કરુણ અને ગંભીર પ્રશ્નો છે. નિસર્ગોપચાર આ રોગો અને આ પ્રશ્નોમાં શું કહે છે અને શો ઈલાજ બતાવે છે તે વાંચવાનું ન ભૂલતા. આરોગ્યનાં અગાઉ પ્રગટ થયેલાં એકત્રીસ પુસ્તકોમાં પણ દવાથી થાકેલા માટે નવું જીવન છે, નવી આશા છે અને આરોગ્યશાસ્ત્રનું નવું તત્ત્વજ્ઞાન છે.

**[ વિગત-કિંમત માટે અંદર જુઓ ]**

[ વિગત-કિંમત માટે અંદર જુઓ ]

…ed by [illegible] Printery, Khadia, Ahmedabad